# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.

# SHRI JAIN CONFERENCE HERALD.

"सत्साधूनां पुनर्भगवतां महाराज ! नश्यन्त्येवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा यतस्तेषां भगवतां प्रनष्टं मोहातिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविशेषः, परिणतं संतोषामृतं, व्यपगता दुष्टक्रिया, शुष्किप्राया भववल्लरी, स्थिरीभूता धर्मध्यसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमतःपुरं ॥ यतस्तेषां भगवतां संतापदायिनी धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका, निर्वाणकारणं विविदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा, प्रमदातिरेकानिमित्तमनुप्रेक्षा, स्नुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेगघातिनी उपेक्षेति."—श्री सिद्धर्षिः

પુસ્તક ૧૦-અંક ૧-૨] વીર સંવત્ ૨૪૪૦. [ જાનેવારી, ફેબ્રુઆરી-૧૯૧૪.

## NEW YEAR.

કેવી અને કેટલી સેવા આ પત્રે બજાવી છે.—

ગત વર્ષમાં જુદા જુદા વિષયને લગતા કુલ લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જેમાંના ઐતિહાસિક વિષય ૬, ઉપદેશ ૩, કાવ્યો ૫૧, ચર્ચાપત્ર ૬, જીવનચરિત્ર ૫, તત્વજ્ઞાન ૧૧, પ્રકીર્ણ ૩, વિવિધજ્ઞાન ૨૨, શાસ્ત્રીય ૨, સમાજ ૨૭, સાહિત્ય ૧૧, સ્ફુટ વિચાર ( અધિપતિની નોંધ) ૨૫, સમાલોચના ૩૯, હાસ્યવિનોદ ૧, એમ વિધવિધ વિષયો ૨૦૭ આપેલ છે અને તે સિવાય ૫ ચિત્ર આપવામાં આવ્યા છે. વળી કોન્ફરન્સ વર્તમાન અને ધાર્મીક પરીક્ષા વગેરે જૂદાં. આ સર્વ સ્પષ્ટરીતે ગતવર્ષના વિષયાનુક્રમ આ સાથે આપવામાં આવેલ છે તેપરથી જણાશે. આ ૨૦૭ લેખોમાં ૧૩ અંગ્રેજી લેખો છે. કાવ્યો અને કુલ ૩૨×૧૨=૩૮૪ પૃષ્ઠ આપવા બંધાયેલા હોવા છતાં ૫૮૪ પૃષ્ઠ આપવાનું સાહસ કરવામાં આવ્યું છે. આ સાહસને અભિનંદવા ને ઉત્તેજવા ખાતર સમાજજનો ગ્રાહક બની બીજાને ગ્રાહક બનાવી પોતાની ફરજ (યોગ્ય લાગે તો) બજાવશે.

આ વર્ષમાં અમો પર્યુષણપર્વ પ્રસંગે શ્રીમાન્ મહાવીરપ્રભુના ચારિત્રની દરેક બાજુઓ પર પ્રકાશ નાંખતા જૂદા જૂદા વિદ્વાનોની કલમથી લખાયેલા વિધવિધ લેખોથી ભરપૂર ખાસ મહાવીરઅંક કાઢવાના છીએ, કે જેથી અંતિમ તીર્થંકર અને આસન્નોપકારી

ાક્ષફલદાતા પ્રભુના જ્વલંત ચેતનમય જીવનમાંથી સમાજને નવું જીવન અને ઉત્સાહ મળે. ે સિવાય હાસ્યવિનોદ, વિધવિધ ખબરો, જાણવાયોગ્ય હકીકતો, સ્ત્રી વાંચનવિભાગ, ગ્રેજી લેખો વગેરે માટે પણ ખાસ સ્થાન રાખવા ઇચ્છયું છે.

અમોને જણાવતાં આનંદ થાય છે કે એક શ્રાવિકા લેખક, જેમના ઉત્તમ લેખો આ ાસિકમાં અનેક વખત પ્રગટ થઇ ગયા છે, તે બ્હેન 'નિર્મળા'ને આ માસિકનો સ્ત્રી-વાંચનવિભાગ પોતાના તંત્રીપણા નીચે લેવાને વિનંતિ કરવામાં આવતાં તેઓએ તે કર્તવ્ય-ભાર પ્રસન્નતાપૂર્વક સ્વીકારી અમને પ્રોત્સાહિત કર્યાં છે.

અમો હૃદયપૂર્વક ઇચ્છીએ છીએ કે આપણી સમાજના ગ્રેજ્યુએટો પોતાના જ્ઞાનનો વિસ્તાર ફેલાવવાની ફરજ વધુ સમજી વધુ અદા કરે; જૈન લેખકો જૈનોમાં રહેલું ઘોર અંધારૂં દૂર કરવા વિશેષ પ્રયત્નશીલ થાયઅને તેથી આ પત્રદ્વારા દરેક જૈનબંધુ યથાશક્તિ અને યથામતિ ફરજ બજાવતાં શીખે, નવીન ઉત્સાહી લેખકો બહાર પડે, શ્રીમતી કૉન્ફરન્સ દેવીનો વિજયધ્વજ ચોમેર ફરકે અને કોમનો ઉદ્ધાર થાય એવું શાસનદેવો પ્રત્યે પ્રાર્થી વિરમીએ છીએ.

---

# जैनसाहित्यसंमेलन.

---

આવતા માર્ચ મહિનામાં મારવાડમાં આવેલ સોજત ગામમાં મુનિ મહારાજશ્રી ધર્મ-વિજયજી ત્યાં હોવાથી ડાક્ટર હર્મન જેકોબી તેમને મળવા જનાર છે. આ તકનો લાભ લઇ જેવી રીતે દિગંબરી બંધુઓએ બનારસની સ્યાદ્વાદ પાઠશાલાનો નવમા વર્ષનો મેલાવડો ગયા નાતાલના દિવસોમાં કરી તેમાં તે પાશ્ચાત્ય જૈન ધર્મના સ્કૉલરને બોલાવ્યા હતા અને તેમને 'જૈન દર્શન દિવાકર' એ નામની ડીગ્રી આપી મહોત્સવ કર્યો હતો, તેવી રીતે કંઇ મહોત્સવ કરવો જોઇએ તેથી જૈનસાહિત્યસંમેલન એ નામથી ઉત્સવનું નિમિત્ત ઉત્પન્ન કર્યું છે.

આવું સંમેલન કોઇ સારા શહેરમાં થાય, તેમાં અનેક વિદ્વાનોને આમંત્રણ થઇ સન્માન મળે, તેમના નિબંધો વંચાય, કોઇ યોગ્ય ઠરાવો થઇ તેને અમલમાં મુકવા પ્રયાસ કરવામાં આવે તો સાહિત્યને ઘણી ઉત્તમ દિશામાં વિસ્તરિત કરી શકાય એમાં કોઇ જાતનો શક નથી; અને તેમાં સર્વ વિદ્વાનો એકમત થઇ સહાનુભૂતિ, સહાય, અને સ્નેહદષ્ટિ અર્પે અને વિજયી નિવડે પરંતુ સોજત જેવું ગામ, અને વળી શુષ્ક મરૂભૂમિમાં આવેલું ગામ-ત્યાં આવું સંમેલન ભરવાનો હેતુ શું હોઇ શકે તે કલ્પનામાં આવતું નથી, માત્ર ઉક્ત મુનિમહારાજશ્રીનું તે ગામમાં તે વખતે વસવું અને તે વખતે ડાક્ટર જેકોબીનું ત્યાં આવવું, છતાં અમો તે સંમેલન ફતેહમંદ નિવડે એમ ઇચ્છીએ છીએ.

આ સંમેલનને ફતેહમંદ કરવા માટે પત્રવ્યવહાર છૂટથી નિર્માનપણે કરવામાં આવ્યો છે જાણી ખુશી થયા છીએ અને તેમાં શું શું ઠરાવો મુકવા તેની રૂપરેખા ઘણા પાસેથી વિનતિ સાથે માગી હતી, અને તદનુસાર અમે પણ નીચે પ્રમાણે જણાવેલ છે:—

(૧) પ્રાકૃતભાષાનો કોષ અને વ્યાકરણની અગત્ય સ્વીકારવી.

(૨.) પ્રાકૃત ભાષાને દરેક યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં નિર્ણિત કરાવવાની જરૂર અને દરેક યુનિવર્સિટીને તેમ કરવા ભલામણ.

(૩) જૈન સાહિત્ય નિર્ણિત કરનાર યુનિવર્સીટીઓને ધન્યવાદ, અને તેને વધુ વિસ્તારમાં દાખલ કરવાની તેમને ભલામણ.

(૪) જૈન વાંચનમાળા તૈયાર કરાવવાની આવશ્યકતા.

(૫) પાશ્ચાત્ય વિદ્વાનો નામે ડૉક્ટર જેકોબી, ગ્વાલી, ફ્રિલિપિ...વગેરેનો જૈનસાહિત્યમાં પ્રયાસ લેવા માટે ઉપકાર, ધન્યવાદ અને તેઓ પ્રયાસ કરે તેવી આશા અને વિનંતિ.

(૬) Jain Sacred Books Series સ્થાપવાની જરૂર અને તેને માટે શ્રીમંતોએ પ્રયાસ કરી ફંડો પૂરાં પાડવાની અગત્ય.

(૭) જૈન ઇતિહાસ આદિથી તે અંતસુધી વિસ્તારપૂર્વક એકત્રિત કરી રચાવાની અગત્ય. તે માટેનાં સાધનો, શિલાલેખો, પ્રશસ્તિઓ, ઐતિહાસિક પ્રબંધો, કથાઓ સિક્કાઓ, વગેરે એકત્ર કરી, તેને પ્રકાશમાં લાવવાની જરૂર.

(૮) જૈન સેંટ્રલ લાયબ્રેરી કે જેમાં સર્વ સૂત્રો. પ્રકરણો, પુસ્તકો, હસ્તલિખિત આપકટ ભેગાં કરી તેને જાહેર પ્રજા માટે ખુલ્લી કરવાની જરૂર. તે માટે દરેક સાધુ મુનિરાજ પોતે સંગ્રહેલો પુસ્તક ભંડાર જૂદાજૂદા ગામોમાં વિહાર કરી એકઠો કરે અને મુંબઇ જેવા મોટા શહેર કે જ્યાં લાભ લઇ શકે અગર વિશેષ પ્રમાણમાં સર્વથી લાભ લઇ શકાય ત્યાં રાખે એમ કર્તવ્ય છે એવી દરેક સાધુશ્રીને સૂચના.

(૯) જૈન મ્યુઝિયમ રાખવાની અગત્ય અને તેમાં સર્વ સાહિત્ય સામગ્રી રાખવાની જરૂર વગેરે વગેરે,

નિબંધોની ટૂંક સૂચિ તેઓએ આપી છે તેમાં ઘણા વ્યાપક લેખોનાં નામ મૂક્યાં છે. અમે તેવા લેખો માટે જે કંઇ સૂચવીએ તે અમારા 'હેરૅલ્ડ'ના ૧૯૧૩ ના જુલાઈ માસના અંકમાં 'લેખકોને નિમંત્રણ-જૈનો અને જૈનધર્મ વિષયે કેવાં લખાણોની જરૂર છે!' એ મથાળા નીચે આપેલ લેખો લખાવા જોઇએ એવી ભલામણ કરીએ છીએ.

તા. ક. ઉપરનું પ્રેસમાં જાય છે ત્યારે અમે Jain S. પત્રથી જાણીએ છીએ કે સંમેલનને જોધપુર શહેરમાં ભરવાનું નકી કર્યું છે; વળી તેજ પત્રે તા. ૨૮ જાન્યુ. ના અંકમાં અમે ઉપર કરેલી અને તેના કાર્યવાહકો પર તેમની અરજ પરથી મોકલી આપેલ ઠરાવોની ટીપમાંથી લગભગ બધા ઠરાવો પોતાના જ તરફથી સૂચના તરીકે અગ્રલેખમાં

અને હંમેશને માટે સાથે જ વસવાનું છે એ વાત મનમાં લાવીને મ્હને પ્રસન્ન કરો—મારૂં મન મનાવો—મ્હને સંતોષો—મ્હને ભૂખ્યો મરતો અટકાવો !

ત્હમારી **શક્તિના** પ્રમાણમાં મ્હને ભિક્ષા આપો; એક સામાન્ય યાચકને આપો તેમ ન આપતાં, ત્હમારા '**હમેશના સોબતી**'ને આપો એવી રીતે આપજો; મ્હારૂં **પેટ** અને મ્હારી **ભુખ** એ બન્નેનો વિચાર કરીને આપજો.

મ્હને આપશો તો મ્હારાં પાંચલાખ અંગોની દુવાથી ત્હમારો—મ્હારો પરમેશ્વર ત્હમારી પ્રાર્થના ઝટ સાંભળશે.:........ **આપશો** તો જ લેઈ શકશો.

દયા **કરશો** તો જ દયા **પામી** શકશો.

ભક્તિનું પહેલું પગલું ( દાન ) ચૂકતા ના. પરમેશ્વરના પુત્રોની ભક્તિ એ જ પરમેશ્વરની ભક્તિ છે. બીજી કોઈ શબ્દજાળ કે ખુશામત પરમેશ્વરને પહોંચતી નથી.

'તું' અને 'હું'ના સરવાળાથી બનતો '**તે**' ત્હમને સન્મતિ આપો ! શાન્તિ આપો ! આબાદી આપો ! એ **સન્મતિથી** પરમાર્થસેવનનો રસ્તો ત્હમને જડો ! એ **શાન્તિથી** પરમાર્થસેવનના કામમાં ત્હમને ધીરજ મળો ! **આબાદીથી** પરમાર્થસેવનનાં અનેક વ્યવહારૂ કામો ત્હમારા હાથે બનવા પામો !

હું છું—

ત્હમારૂં બીજું રૂપ

**આજે 'ભિક્ષુક' અને કાલે 'દાતાર.'**

૧. ક:—આ પ્રાર્થના સાંભળીને આપનું હૃદય કોમળ—દયાળુ બન્યું હોય તો એમાં કહેલું વિદ્યાપ્રચાર માટેનું ભિક્ષાપાત્ર શું ચીજ છે, એનો શું આશય છે, એથી જૈન સંઘને અને દુનીઆને શો લાભ થવાની આશા રાખી શકાય તેમ છે, એમાં કેટલું વ્યવહારૂપણું છે, એક સાધુ કે સાધ્વી કે શ્રાવક કે શ્રાવિકા કે વિદ્યાર્થી તરીકે ત્હમે એ 'વિદ્યોત્તેજક ફંડ'ને કેવી જાતની સેવા બજાવી શકો તેમ છો અને કેવી જાતની ત્હમારી સહાય પ્રચ્છિવામાં આવે છે: એ સઘળી બાબતોનું વિવેચન આ લેખમાં આગળ જતાં કરાયલું છે તે શાન્તિપૂર્વક વાંચવા કૃપા કરો.

## (૧) દુનિયામાં જૈન સંઘનું સ્થાન.

ક્ષણિક સુખો અને પ્રત્યક્ષ દુઃખોથી ભરપુર આ દુનિયામાં દિલાસો, દયા અને સ્હાયનાં તત્વોની ઘણીજ જરૂર છે. જૈન ધર્મ એ દીલાસો, દયા અને સ્હાયનાં તત્વો પ્રબોધનાર ફીલસુફી છે, અને જૈન સંઘ, એ ફીલસુફીને અમલમાં મુકવા માટે વ્યવસ્થાપૂર્વક યોજાયલું 'બંધુમંડલ' અથવા 'સ્વયંસેવક મંડલ' છે. દુનિયાના સઘળા જીવો એ 'સેવ્ય' છે અને જૈન સંઘ ( તેનાં ચ્હડતા-ઉતરતા અધિકારવાળાં ચારે અંગો સાથે ) સર્વ જીવોનો 'સેવક' છે.

એ 'સ્વયંસેવક મંડલ' અથવા 'જૈન સંઘ'માં પ્રથમ દરજ્જાના અધિકારી 'સર્વવિરતિ' અથવા સર્વથા આત્મભોગનું વ્રત લેનારાં 'સાધુ'—'સાધ્વી' છે; અને તેથી ઉત-

રતા દરજ્જાના અધિકારી એટલે 'દેશ વિરતિ' અથવા મર્યાદિત આત્મભોગનું વ્રત લેનારાં 'શ્રાવક—શ્રાવિકા' છે. તે સર્વેનું કામ પોતપોતાના 'અધિકાર' અને શક્તિના પ્રમાણમાં આ દુઃખી દુનિયામાં દીલાસો, દયા અને સ્હાય ફેલાવવાનું છે; અને 'સંઘો' ના વર્ગમાં 'માર્ગાનુસારી' ( અથવા Sympathisers ) નો વર્ગ ઉભો કરવા તરફ પણ તેઓએ મુખ્ય લક્ષ આપવાનું છે, કે જેથી એ ' માર્ગાનુસારી'ઓ ( અથવા Sympathisers ) ક્રમે ક્રમે 'સ્વયંસેવક મંડળ' અથવા જૈન સંઘમાંના અનુક્રમે ચ્હડતા અધિકાર સ્વીકારી દુનિયાના સ્હાયકોની સંખ્યામાં વધારો કરે.

**(૨) જૈન સંઘથી એ કર્તવ્ય ક્યારે બની શકે ?**

આવું મહાન્ કર્તવ્ય જૈન 'સંઘ'ને માથે છે. એ કર્તવ્ય બજાવવા માટે દ્રવ્ય, શરીરબળ, સહનશક્તિ, દુનીઆદારીનું જ્ઞાન અને વિશાળ બુદ્ધિ તથા તત્વજ્ઞાનઃ આ સર્વ સાધનોની જરૂર છે. **સાધનની અપૂર્ણતા હોય તો સાધ્ય સમ્પૂર્ણપણે સાધી શકાય નહિ** એ તો ઉઘાડું સત્ય છે. **જૈન** ફીલસુફીએ સૂચવેલા નિયમોપર વિચાર કરતાં જણાશે કે એ નિયમોના પાલનથી માણસનું જીવન તદ્દન સાદું—સરળ બનવાથી શરીરબળ અને સહનશક્તિ અવશ્ય ખીલવા પામે છે; તેમજ નવતત્વ વગેરેના અભ્યાસથી તત્વજ્ઞાન પ્રાપ્ત થઇ આત્મબળ ખીલે છે. વળી પ્રામાણિક ઉદ્યમ કરવાના પ્રતાપે કુદરતી રીતે જ દ્રવ્યનો પણ વધારો થવો સંભવિત છે. અને જો દુનીઆદારીનું—જમાનાને અનુસરતું જ્ઞાન મેળવવામાં આવે તો દ્રવ્ય અવશ્ય મળે જ,

મતલબ કે જો જૈન સંઘ 'દુનીઆના સ્વયંસેવક' તરીકેનું પોતાનું સ્થાન કબૂલ રાખવા ખુશી હોય તો તેણે જૈન તત્વજ્ઞાનનું ઉંડું સ્વરૂપ શીખવું જોઇએ અને જમાનાના ખરતું વ્યાવહારિક જ્ઞાન મેળવીને પોતાની **આર્થિક સ્થિતિ પણ સુધારવી જોઇએ**, કે જેથી દ્રવ્ય તેમજ બુદ્ધિ બન્ને વડે દુનિયાની સેવા સારી રીતે બજાવવાનું બની શકે.

જે સમાજ અગર જે વ્યક્તિ **પોતાનું** ગુજરાન ચલાવવાને શક્તિમાન્ નથી તે સમાજ કે તે વ્યક્તિ આખી દુનિયાનું દુઃખ દુર કરવાને લાયક ન જ હોઇ શકે એ દેખીતું જ છે.

તત્વજ્ઞાન અથવા આત્માનું જ્ઞાન કે ધર્મનું ઉંડું જ્ઞાન—જે કહો તે—એવી વસ્તુ છે કે જે સામાન્ય માણસથી સમજાઈ શકે નહિ; તે સમજવાને વિશેષ અક્કલની જરૂર પડે છે. આજે દરેક ધર્મની કંગાલ હાલત જોવામાં આવે છે, તેનું ખરૂં કારણ કાંઈ હોય તો તે એ જ છે કે, વિશેષ અક્કલ વગરના—પુરી સામાન્ય અક્કલ ( Common Sense ) પણ નહિ ધરાવતા લોકોને તે ધર્મ મળ્યો હોય છે તેથી તેઓ વસ્તુનું સ્વરૂપ સમજી શકતા નથી અને કમરમાં ખોસવાની કટારી પેટમાં ખોસીને ઉલટી પીડા કરી બેસે છે. અજ્ઞાનનું એ જ પરિણામ આવે, એમાં કાંઇ નવાઇ નથી. માટે પ્રથમ—સૌથી પહેલાં **જૈન સમાજમાં બુદ્ધિનો વધારો કરવા માટે આજના જમાનામાં મળતી ઉચ્ચ કેળવણીનો ફેલાવો જેમ બને તેમ કરવા તરફ લક્ષ આપવું**. એ જ્ઞાનથી તેઓની બુદ્ધિ ખીલવા પામશે, કાર્ય કારણનો સંબંધ વિચારવા તરફ અને **વસ્તુનું મૂળ સ્વરૂપ વિચારવા તરફ તેઓની બુદ્ધિ દોડશે**, અને એવે વખતે એમને મળેલું

ઉચું ધાર્મિક તત્વજ્ઞાન—અધ્યાત્મજ્ઞાન તેઓ સ્હેલાઇથી સમજી શકશે, **પચાવી** શકશે અને એનાં ગૂઢ તત્વો દુનિયાને સાદા રૂપમાં સમજાવી શકશે.

એટલા માટે **ભાર દઇને** કહેવું જોઈએ છે કે, આજના **બુદ્ધિવાદના જમાનામાં** જૈનોને જેમ બને તેમ ઉંચી કેળવણી આપવાના રસ્તા યોજવાની સૌથી મ્હોટી જરૂર છે.

તે સાથે એ પણ કહી લેવું જરૂરનું છે કે, ગૂઢ તત્વના શોખીન મુનિવરોએ બુદ્ધિશાળી જૈનો અને જૈનેતરો સમક્ષ અધ્યાત્મની સૂક્ષ્મ વાતોનું રહસ્ય વ્યાખ્યાન તેમજ પુસ્તકોદ્વારા રજુ કરવાના પ્રસંગો લેવા જોઇએ છે. અને બે ચાર ઉંચી કેળવણી પામેલા અને ભદ્રિક સ્વભાવવાળા જૈનોને ધર્મનું ઉંડું સ્વરૂપ શિખવા-વિચારવા-ફેલાવવાની **સગવડ કરી આપવાની** પણ એટલીજ જરૂર છે, કે જેથી તે અભ્યાસીઓ રળવા—ખપવાની જંજાળમાંથી મુક્ત રહી સઘળી તન-મનની શક્તિઓનો વ્યય **આત્મજ્ઞાન મેળવવા અને ફેલાવવા પાછળ જ** કરી શકે.

એક તરફથી એ હીલચાલ, નસે નસે ધર્મના અભિમાન અને પ્રેમવાળા કોઇ મહાત્માએ તથા કોઇ એકાદ ભવ્ય જૈન શ્રીમંતે ઉપાડી લેવી જોઇએ છે, અને બીજી તરફથી **આખા જૈન સંઘેજ**-સાધુરત્નોએ તેમજ શ્રાવક બાઇઓએ-પોતાની લાગવગ અને પોતાના ધનવડે આખા હિંદના જૈનોમાં કેળવણીનો પ્રચાર કરવા માટે લાગી પડવું જોઇએ છે.

છુટી છવાયલી સખાવતોનું પરિણામ યથેષ્ટ આવી શકતું નથી, એટલા માટે એ જરૂરનું છે કે સઘળી રકમો એક જગાએ એકઠી કરવાની અને એકજ જગાએથી આખા **હિંદના** શ્વેતાંબર જૈન ભાઇઓને અભ્યાસ માટે મદદ મોકલવાની યોજના ગોઠવવી.

### ( ૩ ) કેળવણીના ફેલાવા માટે ઓછામાં ઓછી કેટલી રકમ જોઇએ ?

જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક વર્ગના **હિંદમાં** વસતા ભાઇઓમાં જ્ઞાન અથવા કેળવણીના પ્રચાર માટે **ઓછામાં ઓછા** દર વર્ષે રૂ. ૨૫૦૦૦)ના ખર્ચથી શરૂઆત થાય તો જ કાંઇક **વ્યવહારૂ-નોંધવા જોગ પરિણામની** આશા રાખી શકાય. આંકડાથી કોઇએ ભડકવાનું નથી; અત્રે જેમ એટલી રકમ **કેવી રીતે** જોઇએ તે બતાવવામાં આવ્યું છે, તેમ જ તે રકમ મળવી **શક્ય** છે એ જણાવીને તે મેળવવાના સંભવિત **રસ્તા** પણ *સૂચવવાની કોશીશ કરવામાં આવી છે. વાંચનાર મહાશયે* **ધીરજથી** *બધી હકીકત લક્ષ*પૂર્વક વાંચી જવા કૃપા કરવી અને પછી પોતે **કયે રસ્તે** આ ઉત્તમોત્તમ 'સેવાના'ના—ધર્મના-પરમાર્થના કામમાં મદદ કરી શકે તેમ છે તેનો નિશ્ચય પોતાના મનમાં કરી લેવો.

૨૫૦૦ ) દર વર્ષે અઢી હજાર રૂપિઆ, વર્નાક્યુલર ધોરણોનો અને અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરનારા હિંદના હરકોઇ ભાગના શ્વે૦ મૂર્તિપૂજક જૈન વિદ્યાર્થીઓને તેઓના વાલી તેનું પ્રાથમિક શિક્ષણ આપવા જેટલી પણ શક્તિ ધરાવતા ન હોય તો, ગામના બે સદ્‌ગૃહસ્થોનું સર્ટીફીકેટ રજુ કર્યેથી, સ્કુલ ફી અને પુસ્તકો પુરાં પાડવા જેટલી મદદ આપવામાં ખર્ચવા. આવા વિદ્યાર્થીઓ પૈકી કોઇને માસિક રૂ. ૧)ની અને કોઇને રૂ. ૩)ની મદદ આપવી પડે, એટલે સરેરાસ વિદ્યાર્થી દીઠ વર્ષે રૂ. ૨૫) આપવા પડે, તે હિસાબે દર વર્ષે ૧૦૦ વિદ્યાર્થીઓને મદદ આપી શકાય.

ચાર હજાર રૂપીઆ દર વર્ષે અંગ્રેજી છઠ્ઠા ધોરણથી મેટ્રિક સુધીના વિદ્યાર્થીઓને, તેઓના વાલી ખર્ચ ઉપાડી શકે તેમ નથી એવી ખાત્રી થાય તો, જરૂરના પ્રમાણમાં કોઇને માત્ર પુસ્તકો, કોઇને પુસ્તકો તથા ફી, અને કોઇને ગામમાં હાઇસ્કુલ ન હોવાથી તાલુકા શહેરમાં જવું પડવાથી ખાધા ખર્ચ આપવામાં ખર્ચવા. સરેરાસ વિદ્યાર્થી દીઠ રૂ. ૬) માસિક મદદ ગણતાં વર્ષે ૬૦ વિદ્યાર્થીઓને આ રીતે મદદ આપી શકાય.

૭૫૦૦) મેટ્રીક પાસ થઇ **બી. એ.** લાઇનનો કે એન્જીનીઅરીંગ, મેડીકલ, સાયન્સ વગેરે પૈકીની કોઇ લાઇનનો આગળ અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને મદદની જરૂર જેવું જણાય અને તે વિદ્યાર્થી ખરેખર **મહેનતુ તથા સામાન્ય રીતે બુધ્ધિશાળી છે એમ ખાત્રી થાય** તો, જરૂરના પ્રમાણમાં વિદ્યાર્થી દીઠ મહીને રૂ. ૮થી ૧૫ સુધીની રકમ **લોન** (ઉછીતી રકમ તરીકે આપવી. સરેરાસ વર્ષે રૂ. ૧૫૦) આ રીતે આપતાં, સાડાસાત હજાર રૂપીઆમાંથી ૫૦ વિદ્યાર્થીને **લોન** આપી શકાય.

૩૦૦૦) **બી.** એ. એલ એલ. બી. નો કે **એમ.** એ. નો અભ્યાસ કરનારા ૧૦ વિદ્યાર્થીને જરૂરના પ્રમાણમાં મહીને ૧૫ થી ૩૦ સુધીની માસિક **લોન** આપવી. સરેરાસ ૨૫) ગણતાં રૂ. ૩૦૦૦ માંથી દર સાલ ૧૦ વિદ્યાર્થીઓને **લોન** આપી શકાય.

૧૫૦૦) યુરપ કે અન્ય સ્થળે **સીવીલીઅન**, બૅરીસ્ટર, ડોકટર કે સાયન્સની પરીક્ષા માટે જવા ઇચ્છતા, સાધન વગરના પણ **સારી પ્રવીણતા ધરાવતા** એક જૈન બંધુને રૂ. ૧૨૫) સુધીની લોન દર મહીને આપવી.

૧૫૦૦) બી.એ. થયેલા (કે મેટ્રીક પાસ કરેલા પછી ઘણાં વર્ષ સુધી સાહિત્ય ક્ષેત્રમાં ઘડાયલા) સેવા બુદ્ધિવાળા બે જૈનોને રળવા-ખપવાની ચિંતામાંથી મુક્ત રહી જૈન શાસ્ત્રો, ફીલસુફી, માનસ શાસ્ત્ર, યોગ વગેરેનો અભ્યાસ કરવાની સવડ મળે એટલા માટે દરેકને વર્ષે રૂ. ૭૫૦)ની સ્કૅાલરશીપ આપવામાં એકંદરે દર વર્ષે ૧૫૦૦) ખર્ચવા.

રૂ. ૨૦૦૦૦ ટોટલ.

**ખાસ સૂચનાઃ**—(૧) મેટ્રીક પછી આગળ અભ્યાસ કરવામાં અપાયલી રકમો કે જેને 'લોન' નામ આપવામાં આવ્યું છે તે, તે વિદ્યાર્થીઓ અભ્યાસ પુરો કરીને ઠેકાણે પડે ત્યારે તેઓએ આ ફંડને પાછી આપવાની છે. ઉંચો અભ્યાસ જેઓ પૈસાની સગવડ વગર કરી શકત નહિ અને સખત મહેનતથી કરાતી થોડી આવકમાં જીંદગી પુરી કરત તેઓ જેમ પરોપકારી ખાતાના પ્રતાપે સારી આવક કરી સુખી થવા બુદ્ધિબળ રૂપી આત્મ-હિતનું સાધન મેળવવા ભાગ્યશાળી થાય તે છતાં એ ફંડનો કાંઈ બદલો ન વાળી શકે એ ઠીક નહિ. અને એવી કેળવણી આપવાથી કાંઇ જરૂરનું હિત થવાની પણ આશા રાખી શકાય નહિ. માટે ઓછામાં ઓછી 'લોન' જેટલી રકમ તો તેઓએ સગવડ પ્રમાણે 'ફંડ'ને આપવી જ જોઇએ. આથી એક તો આપણા તે ભાઇઓ બીજા ભવમાં કોઈના દેવામાં નહિ રહે, અને વળી આ ફંડમાં દર ૧૦ વર્ષે રૂ ૭૫૦૦૦) જેવડી મ્હોટી રકમનો વધારો થયાં કરશે.

રહેશે નહિ. વળી નવી અલાયદી કૉન્ફરન્સથી સ્વતંત્ર સંસ્થા સ્થાપવાથી હેની વ્યવસ્થા માટે માસિક ખર્ચ કરવું પડે, જે પાલવે નહિ. વળી કૉન્ફરન્સને અંગે ઉપદેશકો અને માસિક તથા આખા હિંદના જૈનો સાથે જાથુનો પત્ર વ્યવહાર એ વગેરે સગવડો હોવાથી ફંડને આબાદ કરવામાં તે સાધનોનો જેવો ઉપયોગ થઇ શકે તેવો બીજા નવાં સાધનોથી ભાગ્યેજ થવાની આશા રાખી શકાય. વળી કૉન્ફરન્સને અંગે **'સુકૃત ભંડાર** ફંડ'માં દર વરસે માથા દીઠ ચાર આના આવે છે હેનો અરધો ભાગ કેળવણી ખાતામાં વાપરવાનો ઠરાવ હોવાથી તે રકમ આ ફંડને મળી શકે છે અને તે એક **વગર મહેનતે મળતી** શરૂઆતની પુંજી અને જાથુની આવક છે એ પણ ધ્યાનમાં લેવા જેવી વાત છે.

હ્વારે હવે આપણે રૂ. ૨૫૦૦૦) દર વર્ષે કેવી રીતે મેળવવા તે બાબતનો વિચાર કરીએ. 'સુકૃતભંડાર' ફંડના ચાર આનામાંથી બે આના આ ખાતાને મળે છે એ જોતાં જો બેલાખ માણસો પાસેથી 'સુકૃતભંડાર' ઉઘરાવવાનું બની શકે તો માત્ર એ એકજ રસ્તેથી આપણી આખી ભૂખ ભાગે પણ એ રસ્તે એટલી રકમ એકઠી કરવી મુશ્કેલ છે અને જાથુને માટે એના ઉપર આધાર પણ રાખી શકાય નહિ. તેથી (૧) સુકૃતભંડારની યોજના તેમ હવે પછી આ લેખમાં સૂચવાતી બીજી યોજનાઓદ્વારા અમુક આવક **દર વર્ષે** થાય એવા રસ્તા કરવા જોઇએ, તથા (૨) એક સ્થાયી રકમ મેળવવા માટે તજવીજ કરવી જોઇએ; એમ બે રસ્તા લેવાની જરૂર છે.

### (अ) દર વરસે આવક થયાં કરે એવા રસ્તા.

૩૦૦૦) 'સુકૃતભંડાર'ના ચાર આના ઉઘરાવવાની પુરતી કાળજી રાખવામાં આવે, ઉપદેશકોને પ્રથમ કેવી રીતે અને કયા મુદ્દા ઉપર ભાષણ કરવાં એ બાબતનું શિક્ષણ આપીને ફરતા રાખવામાં આવે તો, ઓછામાં ઓછા હમણાંજ ૨૫૦૦૦ માણસનું 'સુકૃતભંડાર' ફંડ વસુલ થવા લાગે અને ૨–૩ વર્ષ પછી ૫૦૦૦ માણસના તે ફંડમાંથી આ ફંડ ખાતે રૂ. ૩૦૦૦) દર વરસે મળી શકે; આગળ જતાં તે રકમ ઘણી વધવા પામે.

૨૦૦૦) 'સુકૃતભંડાર'ના ચાર આના હમેશ ઉઘરાવવાને બદલે માણસ દીઠ એકી વખતે રૂ. ૧૦) આપવાની ઉદાર ગૃહસ્થોને કૉન્ફરન્સના ઉપદેશકોદ્વારા અરજ કરવામાં આવે તો દર વરસે એવા ૨૦૦ ગૃહસ્થો મળવા મુશ્કેલ થઇ પડે નહિ. તે આખી રકમ ફંડમાં નાખવાની પરવાનગી કૉન્ફરન્સ મેળવી શકે.

૫૦૦૦) 'વિદ્યોત્તેજક ફંડ'ની પેટી ગામોગામ અને ઘેરઘેર મોકલી આપવાથી (જેવી રીતે સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સે કર્યું છે તેમ), દરેક માણસ દરરોજ ૧ પાઇથી બે આના સુધીની રકમ શક્તિ મુજબ તેમાં નાંખે. દર ૭ ૭ મહિને એવી રકમો એકઠી કરવાનું કામ તે ગામના વૉલંટીઅરોને સોંપવું. આ રસ્તે વર્ષે ૫૦૦૦ ની રકમ આખા હિંદમાંથી થવી મુશ્કેલ નથી.

૫૦૦૦) દરેક ગામનાં દેરાસરોના ટ્રસ્ટીઓને અરજ કરીને હેમની ટીપોમાં જે જે ખાતાં હોય તેમાં 'વિદ્યોત્તેજક ફંડ' ખાતાનું એક ખાતું વધરાવવું; તેથી દરસાલ ઓછામાં ઓછી ૫૦૦૦)ની રકમ આ ફંડમાં આવી શકશે.

દરેક ન્હાના મ્હોટા ગામમાં બે ચાર કે વધારે મળે એટલા વૉલંટીઅરો 'વિદ્યોત્તેજક ફંડ' ના કામ માટે મળી શકે. ધર્માદા પેટી જગાએ જગાએ આપવાનું, અને ૭ ૭ મહિને તે રકમ ઉઘરાવી કૉન્ફરન્સને મોકલી આપવાનું કામ તેઓ કરશે. તે ઉપરાંત પર્યુષણના દિવસોમાં, શારદાપૂજન વખતે, કોઇના ઘેર શુભ પ્રસંગે કાંઇ ધામધૂમ થતી હોય તેવે વખતે વિદ્યોત્તેજક ફંડની અપીલ કરીને તેઓ સારી રકમ મોકલાવી શકે. આ છેલ્લા રસ્તાના પરિણામે આખા હિંદના વૉલંટીઅરો ઓછામાં ઓછા ૫૦૦૦) મોકલી શકે.

૨૦૦૦) અમુક ઉદાર વિચાર ધરાવતા મુનિવરો સાથે પત્રવ્યવહાર કરીને અરજ કરવામાં આવે તો તેઓ જ્યાં જ્યાં વિહાર કરે અગર ચાતુર્માસ કરે ત્યાં ત્યાં ત્હેમના માનમાં તેમજ બીજી રીતે થતી ધામધૂમો પાછળ થતાં ખર્ચનો સારો સરખો ભાગ બચાવી 'વિદ્યોત્તેજક ફંડ'માં મોકલાવવાની હીલચાલ કરી શકે. માત્ર ૧૦ મુનિવરો આ માટે વચન આપે તો વરસે રૂ. ૨૦૦૦) ઓછામાં ઓછા મોકલાવી શકે.

૨૪૦૦) દર વર્ષે ૫૦, ૨૫, ૧૦ આપનારા 'સાહાયકો' મેળવવાની તજવીજ કરવી. જેઓ ડેપ્યુટેશનના મેમ્બરોની અરજને માન આપીને મ્હોટી રકમ આપવા હજી તૈયાર ન થયા હોય તેઓને આ ત્રણ વર્ગ પૈકીના એક વર્ગના, 'સાહાયક મેમ્બર' બનાવવાની મહેનત લેવી. એવા ૨૫ પહેલા વર્ગના ૨૫ બીજા વર્ગના અને ૫૦ ત્રીજા વર્ગના મેમ્બરો મળે તો વરસે ૨૪૦૦) ની આવક થાય.

૨૪૪૦૦)

આ પ્રમાણે ૨૪૪૦૦) ની આવકનો અડસટ્ટો દર વરસે ધારી શકાય; પરંતુ તે પૈકી (સઘળાં સાધનોની આવક મળીને) માત્ર રૂ. ૧૬૦૦૦) ની આવકની ખાત્રી રાખવી અને કુલ રૂ ૨૫૦૦૦) ની જરૂર હોવાથી બાકીની રૂ. ૯૦૦૦) ની વાર્ષિક આવક માટે નીચેની (ઘ) બીજા નંબરની યોજના કરવી:—

રૂ. બે લાખ જેટલી એક રકમ એકઠી કરવા માટે વજનદાર અને લાગવગવાળા ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન નીમવું. તેઓ પ્રથમ મુંબઇ, પછી સુરત અને અમદાવાદ તથા તે પછી બીજાં શહેરોમાં પ્રયાસ કરે, અને બીજા પ્રાંતોમાં ફરવાનું પોતાથી ન જ બની શકે તો તે તે પ્રાંતોના આબરૂદાર ગૃહસ્થોનું એક સબ-ડેપ્યુટેશન પોતે નીમીને કૉન્ફરન્સ વતી એક માણસને ત્હેમની સાથે ઉપદેશ કરવા મોકલે. ડેપ્યુટેશન દ્વારાજ સારી રકમ મળી શકે. પણ તેમ થવા માટે એ જરૂરનું છે કે, ડેપ્યુટેશનના દરેક મેમ્બરે પ્રથમ પોતા તરફની રકમ ભરાવીને પછીજ બીજાને ભલામણ કરવી જોઇએ, કે જેથી સારી અસર થવા પામે.

રૂ. બે લાખનું ૪॥ ટકા લેખે વ્યાજ ૯૦૦૦) થાય.

બે લાખની રકમ એકઠી થવાનાં સાધનો પૈકી એક સાધન ડેપ્યુટેશન મોકલવું તે છે; બીજું સાધન મુનિવરોના ઉપદેશથી તથા કૉન્ફરન્સના ઉપદેશકોની મુસાફરી વખતના ઉપદેશથી સારી સારી રકમો ચાલી આવે તે છે; વળી દરેક કૉન્ફરન્સના અને પ્રાન્તિક કૉન્ફરન્સના મેળાવડા વખતે સૌથી પહેલાં આ ફંડજ આગળ ધરવું અને બને તેટલી રકમ

તે ખાતે મેળવવા કોશીશ કરવી; ઘણાં ખાતાં રજુ કરવાંજ નહિ. **ઓછામાં ઓછી આ ખાતે બે લાખની રકમ એકઠી થતાં સુધી તો કોન્ફરન્સના મેળાવડામાં (ખાસ કારણ સિવાય) બીજું કોઇ ખાતું રજુ કરવું નહિ.** ચાર પાંચ વર્ષ સુધી નિયમિત રીતે કોન્ફરન્સ ભરવામાં આવે અને ત્યાં આ 'વિદ્યોત્તેજક ફંડ' માટે આગેવાનોના મ્હોંથીજ અપીલ કરાવીને પછી સારા વક્તા પાસે ભાષણ અપાવવામાં આવે તો દરેક બેઠકમાં ૧૯-૨૦ હજારની રકમ મળી જાય. એ પ્રમાણે પણ ૪-૫ બેઠકોમાં થઇને ૫૦ હજારની રકમ ઓછામાં ઓછી મળે. બાકી દોઢ લાખ રૂપીઆ પાંચ લાખની સંખ્યા ધરાવતી, શ્રીમંત અને હમેશ ધર્મ નિમિત્તે ખર્ચ કરવાની પ્રથાવાળી કોમમાંથી અને તે પણ આબરૂદાર સદ્‌ગૃહસ્થોના ડેપ્યુટેશનની જાત મહેનતથી પણ એકઠી ન થવા પામે એ કોઈ રીતે માની શકાય નહિ. એ તો ખુલ્લું છે કે ખરી મહેનત વગર-અંતરની દાઝ વગર તો કોઇ કોમને તારી શકાશે નહિજ.

### (૫) દર વર્ષે આપોઆપ ફંડ વધશે.

બે લાખ રૂપીઆની શીલીક કરી તેના વ્યાજમાંથી મળતી રકમ તથા ( ધર્માદા પેટી, સુરત ભંડારફંડની આવકનો અડધો ભાગ, વોલંટીઅરો મારફત આવતી વાર્ષિક રકમ, દેરાસરો મારફત મળતી રકમ, ત્રણ વર્ગના સ્હાયક મેમ્બરોમાંથી થતી વાર્ષિક આવક, આ વગેરે (નિમિત્તે થતી) બીજી વાર્ષિક આવકમાંથી આખા હિંદના શ્વે. જૈનોમાં કેળવણી ફેલાવવાનું કામ ચાલશે. અને દર દસ વર્ષે ઉંચી કેળવણી લેનારાઓને અપાયલી **લોન** પાછી મળવાથી ૭૫૦૦૦) નો શીલીકમાં વધારો દર દસ વર્ષે થયાં કરશે. ઉપરાંત પરચુરણ મદદો આવ્યા કરશે તે પણ જનરલ ફંડમાં ઉમેરો કરશે અને હમણાં જે બે લાખનું વ્યાજ વપરાવાનું છે તેને બદલે ૧૦ વર્ષ પછી ત્રણ લાખનું વ્યાજ વાપરવાનું બની શકશે, તથા બીજા ૧૦ વર્ષે ચાર લાખનું વ્યાજ વાપરવાનું બની શકશે.

### (૬) કેળવાયલા સ્વધર્મીઓ પ્રત્યે અપીલ.

અય સુશિક્ષિત શિરદારો ! સરસ્વતી માતાના ઓ ભક્તો ! તમે કહેશો કે બીજાઓ કરતાં અમે વધારે બુદ્ધિશાળી છીએ પણ એ તમારી વાત કોણ માનશે ? તમારે તમારૂં કથન-તમારો હક્ક સાબીત કરી આપવો જોઇએ છે; કારણ કે સાબીતી વગર તો કાંઇ મનાય જ નહિ એ તો તમારોજ કાયદો છે. ત્યારે કહો કે કેળવાયલો કોને કહેવો ? બસોનો મહિનો રળીને બંગલો બાંધીને મેડમ બનાવે તેને ? અમણ ( અને એટલા માટે લઘુ ) બધુઓની હાંસી કરે તેને ? લોકો જેને નીચે નમી સલામ કરતા હોય તેને ? ના, ના, ના. કેળવાયલો તે જ છે કે જેના મગજની ખીલવટ સાથે હૃદય પણ કેળવાયલું—ખીલેલું હોય. જેના હૃદયમાં સમાજને અવકાશ નથી, જેના મનમાં સમાજ તરફ પરમાણુ જેટલો પ્રેમ નથી, તે માણસ કેળવાયલો કહેવાય જ નહિ. સમાજની મહેનતથી—'આપ-સે'ના સિદ્ધાંતથીજ આપણે બધા જીવીએ છીએ; માટે સમાજને ઉન્નત દશાએ લાવવાને જે માણસ પોતાના સુખ અને સગવડના ભોગે પણ ઉદ્યમ કરે તેજ ખરો 'કેળવાયલો' છે. બીજાના દોષ કે અજ્ઞાનતા જોઇ શકે એટલેથી કાંઇ માણસ 'કેળવાયલો' કહેવાય નહિ; પણ તે દોષ અને તે અજ્ઞાનના મટાડવા માટે પોતાની જાતને તકલીફમાં ઉતારવા હમેશ તૈયાર રહે એ જ ખરો 'કેળવાયલો' કહેવાય. એક મીઠી ચીજ એક 'ગૃહસ્થ'

એકલો એકલો ખાવામાં મઝાહ માનતો નથી પણ હેને ખરી મઝાહ તો એ મીઠી ચીજ ઘેર લાવી સ્ત્રી–પુત્રાદિને વ્હેંચી આપે ત્યારે જ પડે છે. કેળવાયલો માણસ કેળવણીનો ખરો સ્વાદ ત્યારે જ મેળવી શકે કે જ્યારે પોતાના કુટુંબ તુલ્ય સમાજને એ કેળવણીનો રસ ચખાડે. કાં તો કેળવણી ઇચ્છતા કોઇ સાધનરહીત સ્વધર્મીને પોતાના ખર્ચે ભણાવે, અગર તો કેળવણી આપતી સંસ્થાઓમાં વગર પગારે અમુક કલાક સુધી કામ કરવાનું વ્રત લે, અગર તો કેળવણીના ફેલાવા માટે થતાં ફંડોમાં પોતાનો અમુક મહિનાઓનો પગાર કે વકીલાતની આવક કે ડાક્ટરી કે બીજા ધંધાની અમુક માસની આવક અર્પણ કરી દઇ પોતાની સહાનુભૂતિ સાબીત કરી આપે **એજ માણસ ખરો કેળવાયલો** અને બીજાઓ કરતાં આગળ વધેલો માનવંતો પુરુષ છે.

સૂર્યની પધરામણીનું ચિન્હ પ્રકાશ છે, રાજાની પધરામણીનું ચિન્હ છડીદારનો પોકાર છે, તેમ વિદ્યાની હાજરીનું પ્રથમ ચિન્હ 'એકનું અનેકતામાં ખોવાઇ જવું'–'સર્વમય થઇ જવું'–સર્વના હિત માટેના યજ્ઞમાં પોતાના એકનાં સુખ–સગવડોની આહૂતિ આપવી' એ છે. જેટલે અંશે એકનાં સુખ–સગવડોની આહૂતિ આપવાની હિંમત બતાવી શકાય, તેટલે અંશે તે માણસ 'કેળવાયલો' કહી શકાય. સંસ્કારી આત્માઓ બધાં પ્રાણીમાત્ર સાથે એકતા અનુભવે છે અને તેઓ પોતાના સર્વ સ્થૂલ તેમ જ માનસિક સુખોના ભોગે પણ પરહિત સાધવા દોડે છે. સર્વજ્ઞ પિતા મહાવીર દેવે એમ જ કર્યું હતું. એમના જેવા તીર્થંકરોની તો વાત જ શી કરવી પણ બુદ્ધ જેવા મહાત્માએ પરહિત માટે કેટલે અંશે આત્મભોગ આપ્યો છે તે જરા એક ચિત્તે સાંભળો. સ્વપ્ને પોતાનો એકનો એક પુત્ર કોઇ વૈરાગ્યજનક બનાવ કે દેખાવ જોઈ સંસારથી ઉદાસ બને એ ડરથી રાજપુત્ર બુદ્ધના પિતાએ હેમને સઘળી જાતના રાજવૈભવથી ભરપુર મહેલમાં પસંદ કરાયલી યુવાન પત્ની સાથે રાખીને અહોનિશ રાગરંગમાં રોકવાની ગોઠવણ કરી હતી; તે છતાં તે પુરા ભણતરવાળા યુવાનના હૃદયને કીલ્લા બહારનાં દુઃખો સ્પર્શ્યાં, વીંધવા લાગ્યાં અને કોતરવા લાગ્યાં. દુનિયાનાં દુઃખોનું સ્મરણ થતાં એને એટલું બધું દુઃખ થયું કે દુનીઆનાં દુઃખોનું મૂળ કારણ શોધી કહાડવા અને તે કારણ નિર્મૂળ કરવા તેણે નિશ્ચય કર્યો અને તે નિશ્ચય પાર પાડવાને તે જ વખતે મધ્ય રાત્રિએ–પોતાની અતિ મનહર યુવાન પ્રિયતમાને છોડી. રાજ વૈભવને તિલાંજલી આપી ચાલી નીકળ્યો. તે વખતના તેના શબ્દો કૃપા કરી લક્ષપૂર્વક સાંભળો:—

## મ્હોં ન છૂપાવશો.

### આંખ આડા કાન ન કરશો.

આ લેખ દરેક મિત્રને વંચાવો-દરેક જૈનને સંભળાવો. સંઘ વચ્ચે મ્હોટે અવાજે વાંચી બતાવો.

---

याद राखजो के ' धर्म ' ने अने ' देश ' ने उंचा लाववा माटे ' स्वधर्मी ' ने अने ' स्वदेशी ' ने प्रथम आबाद करवा जोइशे.

---

યાદ રાખજો કે, વિદ્યાના પ્રચાર વગર જૈનો કદી આબાદ કે પવિત્ર થઇ શકવાના નથી.

---

યાદ રાખજો કે, કોલેજ ફંડ સિવાય જૈનો પ્રતિદિન પાયમાલજ થતા જવાના છે.

---

याद राखजो के, खुशामतथी प्रसन्न थाय एवो कोइ देव जैन शास्त्रमां छेज नहि.

---

**याद राखजो के, 'जनसेवा एज 'जिनसेवा' छे.**

---

યાદ રાખજો કે અજ્ઞાનીઓની જોખમદારી જ્ઞાન વાળાઓને શિરે જ છે.

---

आपो अने बीजाओ पासथी अपावो.
धर्मने उंचो लाववा माटे साधर्मीने आबाद करो.

---

યાદ રાખજો કે, જેઓ બીજાને માટે કાલાવાલા કરવા નવરા નથી ત્હેમના પોતાના દુઃખ વખત કાંઈ જાતનો દિલાસો આપવા કુદરત નવરી નથી.

---

ધર્મની કિંમત 'માન્યતા'ઓથી નહિ પણ 'વર્તણુક'થી અંકાય છે.

---

માનપત્રો-હોદ્દા-ચાંદો અને ઢોંગોમાં દેવતા મૂકો.

---

લોકસેવાનું માનપત્ર સૌથી મ્હોટું છે.

---

आवो, आवो, आजे त्हमारी केळवणीनुं सार्थक करवानुं छे,
ત્હમે અમારા સરદાર છો-ત્હમેજ અમારા અલંકાર છો-
ત્હમે તો અમારા ન્હાના સરખા ગુરૂ છો.

# करो विहार गामोगाम—फरो घेरोघेर—भरो 'विद्योतेजक' फंड'नी तीजोरी अने वरो अमरकीर्ति !

पछी आखी दुनाआ अने देवो त्हमारा गुणनी गीता गाशे.

ટુંક સારઃ—(૧) ત્હમારી બે ચાર માસની આવક આ ફંડમાં મોકલી આપો. (૨) ત્હમારા સ્નેહીઓ જ્યહાં જ્યહાં વસતા હોય ત્હેમને અરજ કરો કે આ ફંડને યથાશક્તિ સારી મદદ કરે. (૩) ત્હમારા ઘેર અને ત્હમારા ગામના અને તેટલા જૈન ઘરોમાં 'વિદ્યાત્તેજક ફંડ પેટી' રખાવો. (૪) ત્હમારા ગામના દેરાસરમાં ટીપ થાય ત્હેમાં બીજાં ખાતાંઓ સાથે વિદ્યાત્તેજક ફંડનું એક ખાતું ઉમેરાવવાની તજવીજ કરો (૫) પર્યુષણપર્વમાં-શારદાપૂજન વખતે-કોઇ સારા ઉત્સવ પ્રસંગે, કોઇ ગૃહસ્થના ઘેર શુભ પ્રસંગ હોય તે વખતે જૈનોને ઉપદેશ કરી બને તેટલી રકમ આ ફંડમાં મોકલાવવા કોશીશ કરો. (૬) ચાર આના (સુકૃતભંડાર) ફંડ નિયમિત રીતે ભરો અને ત્હમારા ગામના સઘળા જૈનોમાંથી તે ફંડ ઉઘરાવવા યુવાનોનો એક 'વોલંટીઅર વર્ગ' ઉભો કરો. (૭) ત્હમારા ગામમાં મુનિમહારાજ પધારે ત્હેમને જૈન સંઘની દયાજનક સ્થિતિનો હેવાલ સંભળાવી, ફાલતુ ખર્ચો અને ધામધુમોનાં ખર્ચોને બદલે વિદ્યોત્તેજકફંડમાંજ સખાવત કરવાનો ઉપદેશ જૈનોને તે મુનિરાજ આપે એવી અરજ કરો. (૮) દર વર્ષે ૫૦-૨૫-૧૦ એ ત્રણમાંની એક રકમ આપનારા 'સાહાયક' બનો અને ગામમાંથી બીજાઓને બનાવવા કોશીશ કરો. (૯) કોન્ફરન્સના મેળાવડામાં હાજરી આપો તો તે વખતે હાજર થયેલા ગૃહસ્થોના ઉતારે જઇ, 'વિદ્યોત્તેજકફંડની વાત ત્હેમને ગળે ઉતારી ત્હેમની દયા ઉશ્કેરો અને નાણાં મેળવો. (૧૦) કોન્ફરન્સનો ઉપદેશક ત્હમારા ગામમાં આ કામ માટે પ્રયાસ કરવા આવે તો ત્હેને બનતી સવડ અને સલાહ આપો અને ત્હેની સાથે જઇ બીજાઓને યાચો.

### (૭) શ્રીમંતો તથા સામાન્ય વ્યાપારીઓને અરજ.

વ્યાપારીઓ, ગૃહસ્થો ! ત્હમે સમાજના 'પેટ' રૂપ છો પેટમાં પડેલું અન્ન કાંઇ પેટના જ ભોગવવામાં આવતું નથી, પણ લોહી બની આખા શરીરમાં જાય છે. તેમ ત્હમારૂં જે દ્રવ્ય છે તે સમાજ રૂપી શરીરના પોષણ અર્થે ત્હમને કુદરતે સાચવવા સોંપ્યું છે. ત્હમારે તે દ્રવ્ય રૂપી અન્નનું શક્તિ રૂપી લોહી બનાવી તે શક્તિ સમાજ રૂપ શરીરને વહેંચી આપવી જોઇએ છે. ત્હમને જાત અનુભવથી માલમ હશેજ કે આજકાલ ખર્ચ વધી પડયાં છે અને આવકનાં સાધન છેકજ ઘટી ગયાં છે.

દરેક વ્યાપારમાં-નોકરીઓમાં-તમામમાં હરીફાઇ વધી પડી છે. યુરોપીઅનોએ વ્યાપાર એક હાથ કરવા માંડયો છે. આપણા દેશમાં ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં પણ તે લોકો પહોંચી વળ્યા છે અને જથ્થાબંધ માલ ખરીદી વ્યાપારમાં કે નોકરીની બાબતમાં એક ગામ કે એક પ્રાંતના મનુષ્યોથી હરીફાઇ કરવાની નથી, પણ આખી દુનીઆના માણસો આપણાથી હરીફાઇમાં આવતા હોવાથી, જો આપણે એવા જબરા હોઇએ કે સર્વથી

હરીફાઇમાં વ્હડીઆતા ઠરીએ તોજ પેટપૂર રોટલો પામી શકીએ; નહિતો ભૂખ્યા મરવાનું છે. ત્હારે હવે વિચાર કરો કે, આપણાં બાળકોને હરીફાઇ તો આખી દુનીઆં સાથે કરવાની છે અને કેળવણી તો એક ગાર્મડામાં મળતી હોય તેટલીજ લઇને અપાસરામાં બેસી જવું છે, ત્હારે **તેવી** અને **તેટલી** કેળવણીથી અને **તેટલી** બુદ્ધિથી આપણું પેટ કેમ કરી ભરાવાનું હતું? જૂઠ, છળકપટ, કન્યાવિક્રય, ચર્મદલાલાં, ધર્માદાનું દ્રવ્ય હોઇઆં કરવું એ સઘળા આજકાલ જોવામાં આવતા દુર્ગુણો માત્ર **હરીફાઈમાં જીતવાની શકિતને અભાવે અને બહોળાં ખર્ચો ફરજ્યાત હોવાના પરિણામે** જ ઉદ્ભવ્યાં છે. ઘરમાં પૈસો હોય નહિ, અને પૂર્વજોનું નામ સાચવવા ખાતર મ્હોટા વરા કરવા પડે અગર માની લીધેના ગુરૂના માનમાં મ્હોટી ધામધુમો પાછળ ખર્ચ કરવા પડે, તેવા માણસોને પોતાના ઘેર જમા રખાયલી ધર્માદાની રકમો હોઇઆં કરવાની ઇચ્છા થાય એમાં આશ્ચર્ય શું? માટે નીતિનાં ભાષણો આપવાથી, ધર્મના તત્વજ્ઞાનનું વ્યાખ્યાન આપવાથી કે સુધારાના સવાલો પર ભાર મૂકવાથી-માત્ર એવી ખાલી વાતોથી જ કાંઇ જનસમાજ નીતિવાન બની શકવાની આશા રાખશો નહિ. માર્ગાનુસારીનો પ્રથમ કાનુન એ છે કે '**ન્યાયસંપન્ન દ્રવ્ય**' **મેળવવું**; એ એક કાનુનમાં—

(૧) ન્યાય-અન્યાય સમજવાની-વિચારવાની શક્તિ,

(૨) દ્રવ્ય મેળવવાના રસ્તા-ધંધા કે નોકરી-કરવાની આવડત,

(૩) ધધા કે નોકરીમાં હરીફાઇ વચ્ચે આગળ રસ્તો કરવાની ધીરજ અને મનોબળ.

આ ત્રણ તત્વોનો સમાવેશ થાય છે. જેનામાં તે નથી તે શુદ્ધ 'શ્રાવક' બની શકે જ નહિ. 'શ્રાવક' કોણ? પરમાત્માનાં વચનો (લખાયેલાં, પ્રેરાયલાં કે બોલાયલાં) શ્રવણ કરે અને તેથી પરમાર્થ માટે જ પોતાનું જીવન છે એવો ખ્યાલ પૂરેપૂરો પામે એવો પુરૂષ. શ્રાવકો કોણ? દુનીઆના 'સ્વયંસેવકો'—જગતના 'વોલંટીઅરો'—પ્રાણી સૃષ્ટિના સહોદરો-વિશાળ પેટવાળા સાગરો. શ્રાવકો કોણ? ઘર બાળીને તીર્થ કરે તેઓ (તીર્થ એટલે તારે એવું કામ, જગતનો ઉદ્ધાર કરે એવું કામ—બળ બુદ્ધિ કે સુખ કોઇને જેનાથી મળે તેવું કામ). શ્રાવકો કોણ? દુઃખની બુમ સાંભળી મોંમાંનો કોળીઓ પણ પાછો ફેંકી દે તે. શ્રાવકો કોણ? દરરોજ બાર ભાવનાઓમાં એકવાર ડુબકી મારે જ અને એ દ્વારા આખા **વિશ્વથી** એકતા અનુભવે તે. શ્રાવકો કોણ? પ્રાતઃકાળમાં સુસ્તીને ફેંકી દઇ એ શ્રેષ્ટ મુહુર્તમાં સામાયિક-સમાધિ ધરીને પરમાત્માની શક્તિનો ઝરો પોતામાં ઉતારી લે અને એ શક્તિ વડે આખો દિવસ ઉદ્યમ કરે અને એ ઉદ્યમમાં કાંઇ દોષ થઇ ગયો હોય તો સાંજે 'પ્રતિક્રમણ' વડે દોષોનું સ્મરણ કરી પશ્ચાત્તાપ કરી લે તે. આમ '**શ્રાવકપણું' એ પવિત્ર જીવન છે, વ્યવહારૂ ધર્મ છે.** અને અમને ખાસ કરીને આ જમાનામાં તો એવો વ્યવહાર ધર્મ જ જોઇએ છે; હરીફાઇના આ જમાનામાં-ઓછી તાકાદ અને ઓછી પુન્યાઇવાળા આં જમાનામાં-આપણે ધર્મનું તદન વ્યવહારૂ-પ્રેકટીકલ સ્વરૂપ જ જોઇએ છે, કે જે આપણું વર્તન શુદ્ધ કરે અને જે આપણને પવિત્ર ઉદ્યોગ કરવા માટે જોઇતો વખત, પૈસો અને શરીરબળ મેળવતાં અટકાવે નહિ, પણ ઉલટું આપણું તે સઘળી દિશાનું બળ વધારે. જે વખતે આપણી પાસે પૈસો અને શરીરબળ તથા ફુરસદ ત્રણે પુષ્કળ હતાં તે વખતે ધામધુમો પાછળ જે ખર્ચ કરાતાં તે પાલવતાં;

આજે તો આપણે મરી રહ્યા છીએ; શરીરની કમજોરીમાં, પૈસાની કમજોરીમાં, બુદ્ધિની કમજોરીમાં; સ્વતંત્રતાની કમજોરીમાં આપણે સડીએ છીએ, તેવા વખતે જેઓ પાસે એમાંનું થોડું પણ ‘જોર’ રહેવા પામ્યું હોય હેમણે વ્યવહારૂ રસ્તે જ હેનો ઉપયોગ કરવો જોઇએ. ભાઇઓ! હમારાં જૈન બાળકો જમાનાની હરીફાઇમાં ઉતરી પ્રામાણિક રીતે દ્રવ્ય સાધન કરી શકે એવું જ્ઞાન હેમને આપવામાં હમારા ખજાનાનો અને ચાલુ આમદાનીનો બને તેટલો ભાગ આપો અને ધર્મનું પહેલું પગથીઉં જે ‘માર્ગાનુસારીપણું’ અને હેનો પહેલો પાયો જે ‘ન્યાયોપાર્જિત વૈભવ’ તે મેળવવા લાયક તેઓને બનાવો. વિદ્યોત્તેજક યોજના એજ માટે છે, માટે જેટલે જેટલે રસ્તે અને જેટલા જેટલા પ્રમાણમાં હમારાથી બની શકે તે રસ્તે અને તે પ્રમાણમાં તે યોજનાને મજબૂત કરી સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાધવાનો લાભ લ્યો.

**જે કાંઇ આપશો તે હમારા જ કાકા—મામા-ભાઈ—ભત્રીજાને અને સૌથી મ્હોટી સગાઇ ધરાવતા સાધર્મી ભાઇને કામ લાગશે.**
**માટે હમે શ્રીમંત હો તો પાંચ-પચીસ હજાર આપો, મધ્યમ હો તો બસો-પાંચસો આપો, ગરીબ હો તો ૨૫–૫૦ આપો.**

---

આપો અને બીજાઓ પાસે અપાવો.

---

# ધર્મને ઉંચો લાવવા માટે સાધર્મીને આબાદ કરો.

---

**સાધર્મીને આબાદ કરવા માટે જ આ ફંડ છે માટે હેમાં તણાઇ-ખેંચાઇને પણ પૈસા આપો.**

---

## आपो, आपो, आपो ज आपो.

હમારા આત્મહિત માટે આપો, હમારા ધર્મ માટે આપો, હમારા સાધર્મી માટે આપો, હમારા દેશ માટે આપો, હમારા અરજદારની દયા ખાતર આપો.

---

## કેમ નહિ જ સાંભળો કે ?

**યાદ રાખજો કે, જેઓ દયાના કાલાવાલા સાંભળતા નથી હેમને પોતાના દુઃખ વખતે કોઇ પણ જાતનો દીલાસો આપવા કુદરત નવરી નથી.**

---

**યાદ રાખજો કે, છતી શક્તિએ ‘નકારો’ બોલનારને ભોગાન્તરાયી કર્મ બંધાય છે, જેથી કોઇ ભવમાં હેને સુખભોગ મળી જ શકતા નથી.**

ત્હમે ભણી ન શકયા હો તો હજીએ પસ્તાઓ અને ત્હમારા
સ્વધર્મીને ભણાવીને ખુશ થાઓ.

---

ત્હમે જો 'સ્વધર્મ'ના ઉદય માટે ઉદારતા ન બતાવી શકો તો આખ
આખા 'દેશ' માટે તો ઉદારતા શું બતાવી શકો? અને જૈન ધર્મ
તો આખા 'વિશ્વ'ના બંધુ થવાને ફરમાવે છે; તો પછી ત્હમને
'જૈન' કોણ કહેશે?

---

'દાન' ગુણ વગરના શખ્સને 'જૈન' કહેવાને વીર ભગવાને ના કહી છે;
અને હું કહું છું કે, દાન ગુણ વગર 'ધર્મી' તરીકે ડોળ કરનારને
'ધૂર્ત્ત' કહેવા જોઈએ.

---

जैनोंने भणावो—बुद्धिवान करो—शक्तिवान करो; पछी
तेओ त्हमारा धर्मने शक्तिवान बनावशे.

---

## जुवानीआने प्रथम 'आपो'; अने त्यार पछी ज
## त्हेमनी पासेथी काम 'ल्यो'.

---

મદદ આપશો તો જુવાનીઆ ત્હમારો ધર્મ જાળવી રાખશે (અને ત્હમે
કાંઈ હજાર વર્ષ ધર્મ જાળવવા માટે જીવવાના નથી!); નહિ તો કહેશે
કે જે ધર્મ મ્હોટી મ્હોટી વાતો કરતો હતો તે ધર્મને સેંકડો વર્ષથી
પાળતા આવનારા લોકો પોતાનાં છોકરાંને માટે પણ થોડા
રૂપીઆ અળખામણા ન કરી શકયા તો એવું જ ચારિત્ર્ય
શિખવતા ધર્મમાં રહેવાથી શું ગુણો આપણામાં
આવવાના હતા? કારણ કે—

## *ધર્મની કિંમત 'માન્યતા'ઓથી નહિ પણ*
## *'વર્તણુક'થી જ અંકાય છે.*

---

## थोडा वखतने माटे फालतु खर्चो ओछा करो,
थोडा वखतने माटे मान अने वाहवाह, धूमधाम अने खटपट अर्थे थतां
खर्चो मोकुफ राखो.

# बीजा खर्च मोकूफ राखी 'विद्योत्तेजक फंड'ने पुष्ट करो.

ત્હમારી લક્ષ્મી કાયમ રહેશે—એકના એકવીશ થશે,
ત્હમને સ્વર્ગ મળશે.

## ત્હમારા ભગવાનની કૃપા મળશે.

### ત્હમારાં ભોગાંતરાયી કર્મ નાશ પામશે.

ટુંક સારઃ—(૧) ત્હમારી મુડીનો અમુક ભાગ એક વખતને માટે આ ફંડમાં આપો. (૨) ત્હમારા પીછાનવાળાને એ બાબતની ભલામણ કરો. (૩) ત્હમારા ઘેર અને ત્હમારા ગામનાં બને તેટલા જૈન ઘરોમાં "વિદ્યોત્તેજક ફંડ પેટી" રખાવો. (૪) ત્હમારા ગામના દેરાસરોની ટીપમાં આ ફંડનું ખાતું ઉમેરાવો. (૫) પર્યૂષણ પર્વમાં-શારદા પૂજન વખતે-કોઇ સારા ઉત્સવ વખતે—અવસરમાં આવતા શુભ પ્રસંગે આ ફંડમાં અમુક રકમ રાજીખુશીથી મોકલો. (૬) દરવરસે ચાર આના (સુકૃત ભંડાર) ફંડને બદલે એકી વખતે રૂ. ૧૦ આપો. (૭) રૂ. ૫૦-૨૫-૧૦ એ ત્રણમાંથી એક રકમ દરવરસે આપનારા 'સહાયક મૅમ્બર' બનો.

(૮) સાધુ મહાત્માઓને અપીલ.

પૂજ્યપાદ તરણતારણ મહાત્માઓ! આપને-છકાય જીવના 'રક્ષકો'ને અમો પામર સંસારીઓ સલાહ કે શિખામણ આપવાને લાયક નથી જ; માત્ર અમારી કફોડી હાલતને લીધે આપને **નમ્ર વિનંતિના** રૂપમાં પ્રાર્થના કરીએ છીએ કે; **દેશકાલ અને અમારી સ્થિતિનો ખ્યાલ એક ચિત્તથી કરી જોવા કૃપા કરો** અને પછી જો અમારામાં કેળવણી વધારવાની જરૂર આપને લાગતી હોય તો જ્યહાં જ્યહાં આપ વિહાર કરો, આપનાં પવિત્ર પગલાં જ્યહાં જ્યહાં થાય ત્યહાં ત્યહાં શ્રીમંતોને, સંઘપતિઓને, યુવાનોને આ 'કેળવણી ફંડ'ની અગત્ય અને ઉપયોગિતા સમજાવવા કૃપા કરશો અને એ ફંડને બનતી મદદ કરવાની ત્હેમને ભલામણ કરશો. મુનિવર્ગ પૈકીના કોઇના માનમાં જ્યહારે મ્હોટાં ખર્ચો અને ધામધુમો થવાની વાત આપના જાણવામાં આવે ત્યહારે ત્યહારે શ્રાવકોને સમજાવવા કૃપા કરશો કે **હમણાં એ વખત નથી,** નાગા શરીર ઉપર દાગીના પહેરવા જેવી ભૂલ આપણે કરવી જોઇતી નથી. પણ **ચાર તીર્થ પૈકીના શ્રાવક વર્ગને** જીવતા રાખવા માટે હાલ તો કમર કસવાની છે અને એમ કરવાનો શ્રેષ્ઠ રસ્તો વિદ્યાપ્રચાર છે, કે જેથી બુદ્ધિ ખીલવા પામે, ઉદરપોષણનાં સાધન મળે અને ઉચ્ચ ધાર્મિક જ્ઞાન સમજવાની સુગમતા થાય.

ગુરૂદેવો! અમારૂં સુખ સાધી આપો,
**તો જ ત્હમારો મોક્ષ સધાશે.**

## અમ ડૂબ્યે તમ ડૂબવાના જ.

અમે અજ્ઞાન રહી અંધશ્રદ્ધાળુ બનવાથી ધર્મ અને
ધર્મીઓ બન્ને પાયમાલ થશે.

અમે વિદ્વાન અને ટેકી, મજબૂત છતાં દયાળુ, શ્રીમાન
અને તે સાથે સખાવતે બહાદુર, થઇશું તો
ત્હમારી ભક્તિ ઘણી સારી બજાવી
શકીશું અને ધર્મને પણ
દીપાવી શકીશું.

पोतपोतानी कीर्त्ति अर्थे थतां खर्चो बंध करावो.

ना, दादा, ना; तेथी त्हमे राजी न थशो.

## कीर्त्ति करावो वीर पिताना नामनी अने शासननी.

कीर्त्ति करनारा श्रावकोने उद्यमी, प्रामाणिक अने विद्वान बनावो.

पहेल करे ते परमेश्वर तुल्य छे.

## मान मूके ते महावीर समान छे.

ડુંકસારઃ—(૧) વિદ્વાનો પ્રત્યે તથા (૨) ગૃહસ્થો પ્રત્યે કરાયલી અપીલમાં સૂચવેલા રસ્તાઓને અમલમાં મૂકવા દરેક સ્થળે તથા વિહાર વખતે બનતી કોશીશ કરવા કૃપાવંત થશોજી.

**(૯) શ્રાવિકા બ્હેનોને અપીલ.**

બ્હેનો! અમે પુરૂષોએ ત્હમને સ્ત્રી વર્ગને હમેશ દગો જ દીધો છે; ત્હમને અંજાણ
રાખી દાસી માફક કામ લેવાનો જ સ્વાર્થ સાધ્યો છે.
વળી અમારા પુત્રોને અજ્ઞાન રાખી
ત્હેમની સાથે ત્હમને પરણાવી દુઃખી કરતા આવ્યા છીએ.

માટે બ્હેનો! ત્હમારી ભવિષ્યની પુત્રીઓને સારા ઉદાર, કેળવાયલા અને
ધર્મપ્રેમી પતિ મળે એવી ત્હમારી ઇચ્છા હોય તો ત્હમારા પતિને
આગ્રહ કરો કે, 'જૈન વિદ્યોત્તેજક ફંડ' ને મદદ આપે.

**ત્હમારી પાસે ખાનગી મુડી હોય તો ત્હેમાંથી કાંઇક મોકલશો તો તે વાત જાણી પુરૂષ વર્ગને લાગશે કે, પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે પરોપકારી છે !**

---

**એથી પુરૂષો પણ ત્હમારો દાખલો લઇ ઉદાર બનશે.**

---

## પાળે એનો ધર્મ છે.

---

ધર્મ ' બોલવા 'માં નથી, પણ ' કરવા 'માં છે.

---

ધર્મનું પહેલું પગથીયું વીર ભગવાને 'દાન' બતાવ્યું છે.

---

ટુંક સારઃ—( ૧ ) દરરોજ કાંઇ નહિ ને કાંઇ રકમ ' વિદ્યોત્તેજક ફંડ પેટી ' માં નાંખવાનો રીવાજ રાખો. (૨) ત્હમારા પતિ યા પુત્ર યા પિતાને અરજ કરો કે આ ફંડમાં સારી રકમ ભરે. ( ૩ ) દીવાળી-પર્યુષણ વગેરે ધાર્મિક પર્વોમાં અને લૌકિક ટાણામાં આ ફંડને મદદ મોકલવાનું યાદ કરશો.

### (૧૦) કૉન્ફરન્સના ઉપદેશકોને અપીલ.

યુવાન ઉપદેશકો ! ત્હમને સ્વધર્મ અને સ્વદેશની સેવા બજાવવાની **અદ્વિતીય તક** હાથ લાગી છે એમ **બરાબર સમજો.** પોતાના ખર્ચે મુસાફરી કરવાનું, ધંધોપાણી ગુમાવીને ઉપદેશ આપવા ફરવાનું સંસારીથી ભાગ્યે જ બની શકે; પણ **ત્હમને** તો એ બાબતની સગવડ કૉન્ફરન્સ તરફથી કરી આપવામાં આવી છે; એટલે કે મુસાફરી **ખર્ચ** અને કુટુંબનિર્વાહ બન્ને બાબતની **ચિંતાથી મુક્ત રહીને** ત્હમારે કામ કરવાનું છે. તેથી જો ત્હમે **બુદ્ધિપૂર્વક** અને **ખંતપૂર્વક** કામ કરો તો આ મિશન ઘણુંજ ફતેહમંદ ઉતરે એમાં કાંઇ શક નથી. ત્હમારે **લોકસ્વભાવ** ઉપર પ્રથમ ધ્યાન આપવાનું છે. **કયા દેશ** અને **કેવા માણસ** સાથે કામ પાડો છો એ બરાબર સમજીને જ વાત કહાડવી જોઇએ. કેળવાયલા જૈનોને ' વિદ્યોત્તેજક ફંડ 'ની અપીલ કેવા રૂપમાં કરવી, વ્યાપારી વર્ગને કેવા રૂપમાં કરવી, સાધુવર્ગને તે સંબંધી અરજ **કેવા રૂપમાં** કરવી આ બાબતનો ત્હમારે અભ્યાસ કરવો જોઇએ, કે જેથી ત્હમારી મહેનત સફળ જ થાય. જે જે ગામોમાં ફરો તે તે ગામના બે ઉત્સાહી યુવાનોને અને આગેવાનોને પ્રથમ શોધી કહાડો અને કોઇની સલાહનો તો કોઇની જાતમહેનતનો લાભ લેવા ચુકતા ના. **સ્થાનિક ખટપટોમાં વચ્ચે પડતા જ ના.** જ્યહાં જ્યહાં સાધુમુનિરાજનાં દર્શન પામો ત્યહાં ત્યહાં ત્હેમને આ વિષય ઠસાવવા પુરતી કાળજી રાખો; કારણકે ૧ સાધુ ૧૦૦ **ગૃહસ્થ કરતાં વધારે સંગીન કામ બજાવી શકે.** દરેક ગામમાં 'વિદ્યોત્તેજક ફંડ' માટે ઉત્સાહી વૉલંટીઅર ઓછામાં ઓછા ૧-૨ પણ જરૂર ઉભા કરો અને ફૉર્મ ઉપર ત્હેમની

સહી લઇ કૉન્ફરન્સ ઑફિસને મોકલી આપો. જેટલે જેટલે રસ્તે આ ફંડને પુષ્ટિ મળી શકે તેમ છે તે બધા રસ્તા આ લેખમાંથી વાંચી દરેક રસ્તે પ્રયાસ કરો. જ્યહાં કોઈ મ્હોટી રકમ મળવાની આશા જેવું હોય ત્યહાં ડેપ્યુટેશને જવું વધારે હિતકર છે, માટે કૉ. ઑફિસને એવી ખબર લખી મોકલો. **મુસાફરીમાં કાયર ન થશો.** ઉગ્રવિહાર કરો. 'તપ'નો આવો સારો પ્રસંગ ફરી કદી નહિ મળે. કોમના ઉદ્ધારમાં ફાળો આપવાને ત્હમે એક જૈન તરીકે તેમજ પબ્લીકના પગારદાર તરીકે એમ **બેવડા** બંધાયલા છો તે પ્રતિક્ષણ યાદ રાખશો. કૉન્ફરન્સના પ્રાન્તિક સેક્રેટરીઓને મળીને ત્હેમને ત્હમારાં કામો જણાવી ઉત્સાહ પ્રેરજો અને તેઓ પ્રમાદી હોય તો ત્હેમના હૃદયને અપીલ કરજો કે, ક્રોડો રૂપીઆની કિમતનું માન લઇ કોડી જેટલું પણ કામ બજાવવામાં તેઓ ગફલત કરશે તો મ્હોટા દેવાદાર થઇ જશે. કર્ત્તવ્ય, સેવાબુદ્ધિ, ધાર્મિક ક્રિયાઓનું વ્યવહારૂ સ્વરૂપ, અને આજનો જમાનોઃ આટલા વિષયો ઉપર જેમ બને તેમ વધારે મુદ્દા એકઠા કરી રાખજો, કે જેથી સમાજને અસર કરવાનું ત્હમારાથી બની શકે. બોલવું એ કાંઈ ભસવું નથી. **શાસનનાયક** ત્હમને સમાજસેવાના કામમાં જોઇતું બળ, બુદ્ધિ અને ઉત્સાહ પ્રેરે એજ અંતીમ પ્રાર્થના !

## उपसंहारः—जैन पब्लीकने खुल्लो पत्र.

दिगंबर, श्वेताम्बर मूर्त्तिपूजक तथा श्वेताम्बर स्थानकवासी: त्रणे जैन संप्रदायना पूज्य महात्माओ तथा श्रावकवर्यो! उपरनो लेख एक नम्र सूचना तरीके आपनी समक्ष मूकायो छे आ लखनार इच्छेछे के त्रणे संप्रदाय साथे मळीने ए हीलचाल उपाडी ले; परंतु त्हेने एवो संभव हमणांने माटे नहि देखावाथी एवी सलाह आपवाना ठराव उपर आववुं पडयुं छे के त्रणे फीरकाए प्रथम आवी योजनाओ अलायदी करवी, पछी समय समयनुं काम करी लेशे. कॉन्फरन्सो केळवणी अने अध्यात्मप्रचारक मंडळनुं रुप पकडे ए घणुं ज इच्छवा योग्य छे.

महानुभावो! आ लेख लक्षपूर्वक वांची त्हेमां सूचवेली योजना पर गंभीर विचार चलावी मित्रोमां चर्चा करी, योग्य लागे तेवा सुधारा-वधारा आ पत्रना अधिपति महाशय उपर लखी मोकल्शो, के जेथी योजना परिपूर्ण बनवा पामे, अने तेम थयेथी कॉन्फरन्स ऑफिस ते योजना पोता तरफथी सत्तावार रीते जाहेर करी त्हेनी हजारो प्रतो गुजराती, हिंदी अने मराठी भाषामां आखा हिंदमां फेलावे.

श्री शासननायक देव समग्र जैन समाजने प्रगतिना पथ उपर मुके अने ए समाज घडे विश्वनी सेवा बजावाय, एवी तीव्र भावना साथे—

हुं छुं

त्हमो सर्वनो लघु बंधु अने नम्र सेवक

'वीरतनय.'

# A RISING INSTITUTION OF RAJKOT

# રાજકોટની એક આશા આપનારી સંસ્થા

[ લખનારઃ—એક જૈન. ]

રાજકોટ એ કાઠિયાવાડનું મધ્ય સ્થળ છે અને તે બ્રીટીશ સરકારના એજન્ટનું મુખ્ય ધામ તેમજ રાજકોટના ઠાકોર સાહેબની રાજધાનીનું મથક હોવાથી ઘણું રળીયામણું છે. આ શેહેર ગયા દાહેકામાં એટલે કે હમણાના રાજકર્તા ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજના અમલમાં ઘણું વધ્યું છે અને તે વૃદ્ધિ લગભગ દરેક દિશામાં થઈ છે. આપણે એ અનેક પ્રકારની વૃદ્ધિમાંની એક સાથેજ અત્યારે વધારે લાગે વળગે છે અને તે વિદ્યાને લગતી છે. રાજકોટ એક બીજા વર્ગનું અને રાજદ્વારી નજરે કાઠીયાવાડનાં બીજાં શેહેરો કરતાં ઉત્તરતું ગણાતું હોવા છતાં તેમાં રાજકુમારો માટેની એક નમુનેદાર કૉલેજ, બે હાઇસ્કુલો, એક મિડલ સ્કુલ, એક મેલ ટ્રેનીંગ કૉલેજ, બે ફીમેલ ટ્રેનીંગ કૉલેજ અને સંખ્યાબંધ પ્રાથમિક શાળાઓ ધરાવે છે. વિદ્યા પ્રાપ્તિ માટે આવાં સંખ્યાબંધ અને તે પણ ઉત્તમ ખાતાંઓનાં અસ્તિત્વને લીધે કાઠિયાવાડના લગભગ દરેક ભાગમાંથી વિદ્યાર્થિઓનું ખેંચાણ આ શહેરમાં થાય છે અને તેઓ હમણાં સુધીમાં તો પોતાની સગવડો પોતેજ કરી લેતા, અને જેઓ તેમ કરવા અશક્ત હતા તેઓને લાચારીથી પોતાની ઉમેદો દાબી દેવી પડતી હતી. પણ જાગૃતિના જમાનાએ હાલમાં તેમની દયા ખાધી છે અને જેમ સંખ્યાબંધ શાળાઓ તેમ પાંચ ગુરૂકુળો, બોર્ડીંગ હાઉસો પણ સ્થાપન થયાં છે. દશા શ્રીમાળી અને જૈનો માટેનું એક, નાગરો માટેનું એક, લોહાણાઓ માટેનું, ગરાસીયા માટેનું અને સોરઠીયા વણીકો માટેનું એક એવાં પાંચ બોર્ડીંગ હાઉસો તે આ વધતાં જતાં શહેરની સૌથી અગત્યની અને ભવિષ્યને માટે મોટી આશા આપનારી સંસ્થાઓ મને લાગે છે. એ પાંચેમાં લોહાણાઓ માટે મુંબઇના શેઠ ખીમજી દયાળે બંધાવેલું ભવ્ય બોર્ડીંગ હાઉસ સૌથી શોભાયમાન છે. સોરઠીઆ વણિકો માટે પણ મુંબઇ વાળાજ શેઠ અમરચંદ માધવજીએ સાઠ હજાર રૂપ્યાની બક્ષીસ આપી છે. ગરાસીયા માટેનું કીંગ જૉર્જ હોસ્ટેલ રાજકોટના નામદાર ઠાકોરશ્રીની મદદથી નભે છે. નાગરો માટેનું દીવાન અનંતજી બોર્ડીંગ હાઉસ પણ પાકા પાયા ઉપર છે; જ્યારે **જૈનો માટેનું બોર્ડીંગ હાઉસ તદ્દન કાચા પાયા ઉપર રચાયલું** છે એમ ખેદ સાથે જણાવવું પડે છે. અને તે છતાં તે સંસ્થા પાંચેમાં સૌથી વધુ અગત્યની અને આશા આપનારી છે. અગત્યની અને આશા આપનારી એટલા માટે છે કે તે સંસ્થા સંખ્યાબંધ વિદ્યાર્થિઓને અજ્ઞાનપણામાંથી બહાર કહાડી ઉંચા પ્રકારની કેળવણી લેવાની તેમની જીજ્ઞાસાને તૃપ્ત કરવામાં ફતેહમંદ નીવડી છે અને તેની પાસે પુરતાં સાધનો નહીં હોવાથી તેનો લાભ લેનારા સંખ્યાબંધ વિદ્યાર્થિઓને નિરાશ કરી પાછા વાળવા પડે છે. આ સંસ્થા પાસે ફંડ બીલકુલ નથી. માસિક અને છુટી છવાઇ મદદ ઉપર તે નભે છે અને તે છતાં લગભગ ૬૦ સાઠ વિદ્યાર્થિઓને તે નભાવે છે. રાજકોટમાં એક વિશાળ જૈન બોર્ડીંગ હાઉસની જરૂર પુરવાર કરવા માટે આથી વધારે પુરાવાની જરૂર હું ધારતો નથી. વળી હમણાની સાધારણ બલ્કે કંગાળ સગવડો છતાં પણ વિદ્યાર્થિઓની મોટી સંખ્યા તેમાં દાખલ થવા માગે છે અને તેમનાં માબાપો પોતાના છોકરાને તેમાં દાખલ કરાવવા અનેક દંતાન્તે લે છે તે બતાવે

છે કે એ સંસ્થાના કાર્યવાહીઓએ કેટલો અને કેવો વિશ્વાસ પ્રજા વચ્ચે બેસાડયો છે.નામ અટપટું હોવા છતાં સઘળા વિદ્યાર્થીઓ જૈન ધર્મી છે અને તેઓને જૈન ધર્મનું ઘણું સારૂં શિક્ષણ આપવામાં આવે છે. હવે સવાલ એટલોજ ઉભો થાય છે કે આવી અગત અને આશા આપનારી સંસ્થા તેના કાચાપાયા ઉપર કેટલો વખત નભી શકશે? જૈનકોમમાં શું એક ખીમજી દયાળ કે અમરચંદ માધવજી નથી? કાઠીઆવાડમાં જૈનોની દશા ગયા છપ્નીયા પછી કેવી બદલાઈ છે તે અજાણ્યું નથી અને કાઠીયાવાડના શ્રીમંત કહેવાતા જૈનોની સ્થિતિ પણ ઘણી નબળી થઈ ગઈ છે, જેનાં અનેક કારણો જાણીતાં છે. આવા સંજોગોમાં મુંબઇ કે અમદાવાદના કોઇ શ્રીમંત જૈને રાજકોટની મુલાકાત લેવાની ખાસ જરૂર છે. તેમ કરતાં તેઓ જોઇ શકશેકે ઉંચી કેળવણીના જીજ્ઞાસુ પણ નિર્ધન વિદ્યાર્થીઓ આ બોર્ડીંગનાં તદન સાદાં મકાનની કોટડીઓમાં ચચાર પાંચપાંચની સંખ્યામાં ભરાઇને એક સાધારણ ફાનસની આસપાસ બેસી ગયા છે અને ખંતથી પોતાના પાઠ તૈયાર કરે છે; તેઓ સાદો ખોરાક દિવસમાં બે વખત મેળવી સંતોષ પકડે છે અને તે ખોરાક માટે જોઇતા માત્ર સાત રૂપ્યા જેટલી રકમ પોતાનાં માબાપ પાસેથી મેળવવામાં તેમને ભારે હાડમારી પડે છે. હમણા તેમાં ભરાયલા વિદ્યાર્થીઓનાં મોહડાંજ તેમની ગરીબાઈ, સાદાઈ અને વિદ્યા પ્રાપ્ત કરવા માટેની જીજ્ઞાસાનો પુરાવો રજુ કરી શકશે. એક વખત નજરે જોઈ એવાં ભલાં કામને માટે પચીશ કે પચાશ હજાર રૂપ્યા કહાડી આપવાની શક્તિ ધરાવનાર જૈનભાઇઓને માટે આ એક ઉત્તમ ક્ષેત્ર છે એટલુંજ કહેવાની મારી ફરજ છે. H.

# ऐतिहासिक माहीती.

૧.

સત્ય શેખર.

ગુરૂ ગ્યાન સરોવર રાય રાયહંસ, નિજ તેજિ પરાજિય રાયહંસ,
શ્રી **સત્યશેખર** ગુરૂ જુગપહાણ, પણમઉ ભો ! ભવિયા ગુણપહાણ. ૧
નિત ચારિત પાલઇ નિરતિચાર, દીસઇ ગુરૂ પૂરવરિષિ આચાર,
ભવિજણ આગલિ કહઇ વિચાર, ટાલઇ માયા મદનઉ પ્રચાર. ૨
જસ સંયમ કમલા હીયઈ હાર, સગયાલીસ દોસ વિશુદ્ધ આહાર,
નવ કલપિ સુગુરૂ કરઈ વિહાર, કીધઉ મોગુરિ મોહ સુભટ સંહાર; ૩
જગિ સામલી સારદા બિરૂદ દાણ, **શ્રી જયચંદ્ર** સંઘવ જગિ પહાણ,
ચઉરાસી કર મોકલિય લેખ, રંજવિઆ કવિયણ ગણ અસેસ. ૪
ગુરૂવાણિ નિત ગંગા પ્રવાહ, ખાઉ દુહ દારિદ્દવ વારિવાહ,
સિવપુરપહપંથિઅ સથવાહ, ભવસાગર તારણ પોતદાહ. ૫
જિમ ગુરૂ મુખ કમલહ જોઈ, ઇણુતિમ પાપ પડલ સવિ ધોઇ,
જિમ ચરણ કમલજ ગુરૂ વાંદીઇ, તિમ મંગલ સુખ નવાં દિઇઇ. ૬
ગુણ રયણસાગર બુદ્ધિસાગર, સરિ **સત્યશેખર** ગુરૂવરો
જાં ગયણિ ચંદઉ તાંઉ નંદઉ, ભવિક બોધ દિવાયરો. ૭

તૈયાર છે ! તૈયાર છે ! તૈયાર છે

કોન્ફરન્સ ઓફીસની ચારવર્ષની અથાગ મહેનતનું અપૂર્વ ફળ

## શ્રી જૈન ગ્રંથાવલિ.

જુદા જુદા ધર્મ ધુરંધર જૈન આચાર્યોએ ભિન્ન ભિન્ન વિષયો ઉપર રચેલ અપૂર્વ ગ્રંથોની સંપૂર્ણ યાદી આ પુસ્તકમાં આપવામાં આવી છે. જૈન આગમ, ન્યાય ફિલોસોફી, ઔપદેશિક, ભાષા સાહિત્ય તથા વિજ્ઞાન સંબંધી ગ્રંથોનું લીસ્ટ, ગ્રંથ કર્તાઓનાં નામ, શ્લોક સંખ્યા, રચ્યાનો સંવત, હાલ કયા ભંડારમાંથી કેવી સ્થિતિમાં મળી શકે તેમ છે વિગેરે સઘળી હકીકત બતાવનારૂં આ અમુલ્ય પુસ્તક છે. વિશેષ ફુટનોટમ ગ્રંથોને લગતી ઉપયોગી માહિતી આપવામાં આવેલી છે. ગ્રંથ અને પૃષ્ટ, ગ્રંથકર્તા અને પૃષ્ટ, રચ્યાનો સંવત અને ગ્રંથ, એવી રીતે ત્રણ પ્રકારની સંભાળ પૂર્વક બનાવવામાં આવેલી અનુક્રમણિકાઓ આ પુસ્તકની છેવટે આપેલી છે. આ પુસ્તક દરેક પુસ્તકભંડાર, લાયબ્રેરી તથા સભા મંડળમાં અવશ્ય રાખવા લાયક તેમજ દરેક જૈનને ઉપયોગી છે.

કીંમત માત્ર રૂ. ૩-૦-૦ શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ.



## શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવલિ.

### પ્રથમ ભાગ.

આ પુસ્તકમાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને મારવાડ દેશના દેરાસરોની (ઘર-દેરાસર સુદ્ધાંત) હકીકત આપવામાં આવેલ છે. મુંબઇની કોન્ફરન્સ ઓફીસ તરફથી મહાન ખર્ચ કરી શરૂ કરવામાં આવેલ ડીરેકટરીના અમૂલ્ય તેમજ પ્રથમ ફળ રૂપે આ પુસ્તક જૈન સમાજનાં હિતને માટે બહાર પાડવામાં આવેલ છે. હિંદુસ્તાનમાં આવેલા આપણા પવિત્ર ક્ષેત્રોની યાત્રા કરવા જનાર જૈન ભાઇઓને આ પુસ્તક અતિ સુંદર (ભોમીયા) તરીકે થઇ પડવા સંભવ છે આ પુસ્તકમાં જુદી જુદી કલમો પાડી દેરાસર વાળા ગામનું નામ, નજીકનું સ્ટેશન યાને મોટાગામનું નામ તથા તેનું અંતર, દેરાસરનું ઠેકાણું, બાંધણી, વર્ણન, બંધાવનારનું નામ, મુળ નાયકનું નામ, બંધાયાની સાલ, પ્રતિમાજીની સંખ્યા, નોકરોની સંખ્યા તથા મકાનની સ્થિતિ વિગેરે તમામ હકીકત સવિસ્તર દાખલ કરવામાં આવી છે. આ પુસ્તક રૉયલ સાઇઝ ૨૬૦ પાનાનું સુંદર પુંઠાથી બંધાવેલું છે. બહાર ગામથી મંગાવનારને વી. પી. થી મોકલવામાં આવશે.

કીંમત માત્ર રૂ. ૧-૮-૦ આસિસ્ટંટ સેક્રેટરી.

પાયધુની મુંબઈ નં. ૩ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

# લેખકોને નમ્ર વિનંતિ.

પૂજ્ય મુનિમહારાજાઓ, જૈન ગ્રેજ્યુએટો તથા વિદ્વાન જૈન લેખકોને સવિનય વિનંતિ કરવામાં આવે છે કે જૈન વસ્તીવાળા લગભગ તમામ શહેરોમાં મહાન કોન્ફરન્સનો વિજય વાવટો ફરકાવતા તથા કોન્ફરન્સના સર્વ માન્ય વાજીંત્ર ગણાતા આ માસિક પત્રમાં કોન્ફરન્સે હાથ ધરેલા વિષયો સંબંધી તથા સમસ્ત જૈન કોમની સામાજીક, નૈતિક અને ધાર્મિક ઉન્નતિ સાથે પ્રત્યેક વ્યક્તિની, આત્મિક ઉન્નતિ થાય તેવા સરળ ભાષામાં લખાયેલા લેખોને પ્રથમ પદ આપવામાં આવે છે અને જૈન મહત્વ સમજાવનાર ઐતિહાસિકને પણ ખાસ સ્થાન અપાય છે. અને આશા રાખીએ છીએ કે પદવીધારી જૈન ગ્રેજ્યુએટોની માફક અન્ય વિદ્વાન જૈન લેખકો તથા પુજ્યમુનિમહારાજાઓ, વધારે નહીં તો માત્ર વર્ષમાં એકાદ વખત આઠ દશ પૃષ્ટ જેટલો લેખ આ પત્રમાં લખી મોકલી સ્વધર્મી બંધુઓને પોતાની વિદ્વતાનો લાભ આપવાનું મન ઉપર લેશે.

(૧) આ પત્ર માટેનું લખાણ કાગળની એકજ બાજુએ, સારા અક્ષરથી અને શાહી વડે લખવા તસ્દી લેવી. કાગળની બન્ને બાજુએ, અથવા પેનસીલથી લખેલું લખાણ ટાઇપોમાં ગોઠવતાં બહુ અડચણ પડે છે તેમજ ભૂલો થવાનો પણ વિશેષ સંભવ છે માટે આ સૂચના તરફ લક્ષ્ય આપવા ખાસ વિનંતિ છે.

(૨) લખાણું મોડામાં મોડું દરેક મહીનાની તા. ૧૫ મી પહેલાં અમોને મળવું જોઇએ.

(૩) લેખકનો લેખ જે અંકમાં પ્રસિધ્ધ થશે તે અંક અને નીયમીત લેખકને નીયમીત પણે સર્વ અંક મફત મોકલવામાં આવશે.

(૪) પસંદ નહિ પડેલા લેખો પાછા મોકલવાનું બનતું નથી, જેને જોઇએ તેણે ટપાલ ખર્ચ મોકલી મંગાવી લેવા.

(૫) અપ્રકટ પ્રાચીન જૈન ગુજરાતી સાહિત્ય, ધાર્મિક અભ્યાસ વધે તેવા સંવાદ, શિક્ષણ સારી રીતે આપી શકાય તેવા અભ્યાસપાઠો, પટ્ટાવલિઓ, શિલાલેખો, ગ્રંથની પ્રશસ્તિઓ, પ્રાચીન જૈન પ્રભાવકોનાં ચરિત્રો વગેરેને ખાસ પ્રથમ સ્થાન આપવામાં આવશે.

(૬) રાજ્યકીય, ધાર્મિક વિવાદવાળું, નિંદાત્મક વગેરે આડે માર્ગે દોરનાર અને કલેશ ઉપજાવનાર લખાણને સ્થાન બીલકુલ આપવામાં નહિ આવે.

(૭) લેખક પોતાનું પુરૂં નામ તથા ઠેકાણું લખવા કૃપા કરવી. તે પ્રગટ કરવા ઇચ્છા હોય તો તે, અગર તેમ ન હોય તો કોઇ સંજ્ઞા-તખલ્લુસ મોકલવું. નનામા લેખ લેવા કે પાછા મોકલવા બંધાતા નથી.

# શ્રી જૈન શ્વેતાંબર ડીરેક્ટરી.

વ્હાલા બંધુઓ, આપ સારી રીતે જાણતા હશો કે વડોદરા અને પાટણ કોન્ફરન્સ વખતે જૈન શ્વેતાંબર કોમની આધુનિક સ્થિતી જાણવા માટે સર્વે જૈન બંધુઓનો વિચાર થવાથી ડીરેક્ટરી કરવાનું કામ કોન્ફરન્સ ઓફીસે હાથ ધરેલું હતું. આ મહાભારત કામના પ્રથમ ફળ રૂપે અમદાવાદ કોન્ફરન્સ પહેલાં શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવળિ, ભાગ ૧ લો બહાર પાડવામાં આવ્યો હતો. ત્યાર પછી કોન્ફરન્સ ઓફીસ તરફથી આ મુશ્કેલ કામના દ્વિતીય ફળ રૂપે શ્રી જૈન શ્વેતાંબર ડીરેક્ટરીના—ભાગ ૧ લો (ઉત્તર ગુજરાત) અને ભાગ ૨ જો (દક્ષિણ—ગુજરાત) એવી રીતે બે ભાગ જૈન પ્રજા સમક્ષ પ્રસિદ્ધિમાં મુકવામાં આવેલ છે. આ બન્ને ભાગમાં સમસ્ત ગુજરાત દેશની પ્રાચીન તેમજ અર્વાચીન જાણવા લાયક હકીકતો દાખલ કરવામાં આવી છે; જૈનોની વસ્તી સંખ્યા દેખાડનારી ગામની નિશાનીઓ ઉપરાંત તીર્થ સ્થળ, દેરાસર, તથા રેલ્વેની સરળ માહિતી આપનારાં ચિન્હો વાળો સુંદર નકશો પણ આપેલો છે. ટુંકમાં જૈનોની વસ્તી વાળા જીલ્લા અને તાલુકાવાર ગામ, રાજ્ય, નજીકનું સ્ટેશન અને તેનું અંતર, નજીકની પોસ્ટ તથા તાર ઓફીસ, દેરાસર, તીર્થસ્થળ, ધર્મશાળા, ઉપાશ્રય, પુસ્તક ભંડાર, લાઇબ્રેરી, પાઠશાળા, પાંજરાપોળ અને સભા મંડળ વિગેરેને લગતી સઘળી ઉપયોગી બાબતોથી આ ડીરેક્ટરી ભરપુર છે. આ સિવાય ગામવાર જ્ઞાતિ અને ગચ્છની કુંવારા, પરણેલા, વિધુર અને વિધવાની તેમજ ભણેલ તથા અભણની સંખ્યા આ ડીરેક્ટરીમાં સમજપુર્વક આપવામાં આવેલ હોવાથી દરેક જૈન બંધુને આપણી આધુનિક સ્થિતિ નજરે તરી આવેછે. વિશેષમાં જીલ્લાવાર તેમજ જનરલ રીપોર્ટ તથા તે ઉપરથી ઉપજતા વિચારોથી આ ડીરેક્ટરી જૈન સમાજ માટે બહુ ઉપયોગી કરવામાં લગાર પણ કચાશ રાખવામાં આવી નથી. ડીરેક્ટરી તૈયાર કરવા પાછળ રૂ. ૧૫૦૦૦ની મોટી રકમ ખર્ચવામાં આવી છે; તે છતાં જુજ કિંમત રાખવાનું કારણ કમાવાની ખાતર નહીં પરંતુ શ્રીમંત તેમજ ગરીબ જૈન બંધુને આ પુસ્તકનો લાભ આપવાનું છે. માટે સર્વ જૈનબંધુઓ આ મોટો લાભ અવસ્ય લેશેજ. એવી અમારી સંપુર્ણ ખાત્રી છે.

કિંમત માત્ર પહેલા ભાગના રૂ. ૦-૧૨-૦
બીજા ભાગના રૂ. ૧-૪-૦
બન્ને ભાગ સાથેના રૂ. ૧-૧૪-૦

નકશાની છુટી નકલ અરધા આનાની પોસ્ટ ટીકીટ મોકલનારને મોકલવામાં આવશે.

પાયધુની મુંબઇ નં. ૩ } આસિસ્ટંટ સેક્રેટરી
શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

## आ मासिकना जूना अने नवा थनारा ग्राहकाने सूचना.

अमारा तरफथी बहार पाडवामां आवेल "खास पर्युषण अंक" नी कदर घणा सज्जनो तरफथी थई छे, अने नवा ग्राहको थईने आ खास अंकनी मागणी करे छे. आ अंक २४० पृष्टनो एक मोटो दळदार पुस्तक समान्य छे. तेमां आवेला विध विध उपयोगी विषयो एटला बधा वांचवा विचारवा योग्य छे के जेना विषे अनेक विद्वानोना उत्तम अभिप्रायो अत्यारसुधीमां आवी गया छे. आ खास अंकनी किंमत आठ आना राखवामां आवी छे ते तेना प्रमाणमां घणी जूज छे. छतां नवा थनार ग्राहको पासेथी जूदी किंमत न लेतां अंक आपवामां आवेछे. हवे तेनी घणी थोडी नकलो सिलकमां छे, माटे ग्राहक थई तुरत खास अंक मेळवशो. आ पत्रना उत्तेजन अर्थे, आ पत्रना आधार श्री कोन्फरन्सदेवीने सहाय आपवा अने आत्माने लाभ आपवा अर्थे, दरेक शुद्ध जैन ग्राहक तरीके नाम लखी मोकलवा अने बीजाने ग्राहक बनाववा तत्पर थशे, एम अमे खात्री राखीए छीए.

विशेष आ वर्षमां घणा घणा नवीन फेरफारो, सारा कागळ, अने बधु वांचन आपी आ पत्रमां करवाना छे, पर्युषण पर्वमां महावीर अंक खास काढवानो छे, चित्रो आपवाना छे, तेथी ते सर्वने पुगी वळवा अमे लवाजम आ वर्षथी २। रुपियाने बदले मात्र ०। वधारी २॥ रूपीयो राख्यो छे तो सर्व ग्राहको ते प्रमाणे मोकलवा कृपा करशे. अमने खात्री छे के आ अमारी नानी सरखी मागणी वधु नथी एम सर्व स्वीकारशे. जेने तेम छतां वांधो होय तो लखी जणावशे.

मेनेजर कोन्फरन्स हेरल्ड.

# NOTICE.

*In the Court of the Subordinate Judge of Murshidabad.*

SUIT NO. 616 OF 1913 OTHER.

**Dalchand Singhi & others—Plaintiffs**

*Versus.*

**Bishan Chand Joshi & others—Defendants.**

To

_______________ of _______________ on _______________

Notice is hereby given to the Members of the Jain Community tha Dal Chand Singhi and seven others of Azimganj and Baluchar in thana Assanpore and Manullabazar respectively in this district for themselves and on behalf of the Jain Community have instituted in this Court a Civil Suit No. 616 of 1913 against (1) Bishan Chand Joshi and (2) Kaluram Shrimal of Baluchar and Azimganj respectively in which the Cause of action set forth and the relief prayed for are as follows:—

One Prem Bibi died after executing a will dated the 17th Kartik 1887 in which she directed her executers Roy Meghraj Bahadur, Sumat Chand Boid, Khusal Chand Bokira, Rajballav Chaudhury and Bishan Chand Joshi to convert her properties into money and deposit the same with some banker and out of the interest to establish a Sadabrata at Siddhachalji and defray its expenses. Bishan Chand Joshi is now the only surviving executer, but up to now he has done nothing for the administration of the estate of the deceased. There was in deposit with Kaluram Srimal Rs. 2157. on a Hundi executed in favour of the said Prem Bibi. The said Bishan Chand Joshi got a decree for the said Hundi in this Court on the 17th September 1913 for a sum of Rs. 2057 against Kaluram Srimal and is about to execute the said decree and threatens to misappropriate the said money. The plaintiffs pray inter alia that the Estate of Prem Bibi may be administered under the directions of the Court ... appropriated to the purpose set forth in her will and that Bishan ... restrained from realizing the said sum of Rs. 2057. by exe-

पच्चीस ... रुपया के ... temporary as well as a perpetual injunction, and ... m the Jain Community may be appointed

बोर्ड आफ डायरेक्टर ... suit.

सर्व प्रकार का प्रबंध जैनों के हा... been fixed for the hearing of this suit.

हिसाब खोले जाते हैं और काल तथा रु...

प्रति सैंकड़ासे रु० ६) प्रति सैंकड़ा तक व्या... जाता है. संपूर्ण नियम

मंगवा कर अवश्य पढ़ें.

जैनोंको शेर लेनेकी खास विज्ञप्ति और प्रेरणा है. अब थोड़े हीशे ... बाकी

पन्नालाल जौहरी जैनी
मेनेजिंग डायरेक्टर

जसवंतराय जैनी, सेक्रेटरी
जैन बैंक ऑफ इंडिया लिमिटेड, लाहौर

૨.

સોમદેવસૂરી. ( ૧૫ શતકના ઉત્તરાર્ધમાં )

ચંદ્રગચ્છિ ગયણંગણિહિં ઉદયઉ અહિનવ ચંદ,
સિરિ સોમદેવ સૂરિ ગણુહરૂએ, તિહૂઅણ નયનાનંદ. ૧

ગુરૂ ગુણરયણ રયણાયરૂએ, તવગચ્છ સિરિઉરિહાર,
ગેય ભીણી ગુરૂ ગાઇઇએ, ધેય માંહિજે સાર. ૨

વાણિ વિણુજિજ્ઞ ય હારહૂર, સાકર જુઅ પયપૂર,
કિત્તિવિય કિવ કેતકીય, અનઇ કપ્પૂર. ૩

કોહ જેહ તઇ નિજ્જિણિય માણ મનાવિઉ આણ,
માયા અબલા તિણિ ગઇઅ, લોહ છંડાવિઉ ઠાણ. ૪

બુદ્ધિ વિણુજ્જિય અમર ગુરૂ, રૂવ પરાજિ અણંદ,
ધીરિમધિ કિવય દેવિગિરિ, જયસાહ ગણિંદ. ૫

ગોતમ ગુરિ નિય ગુણરયણ, થાપિણિ થાપિઅ આસિ,
સોયનં દીસઈ આતઉ, એતે હરી તુહ પાસિ. ૬

ધન ધન તે નરવરૂએ, જે તુમ્હ પઇ સેવંતે,
અઠ્ઠ મહાસિદ્ધિ આંગણઇ, એ તેહતણઈ વિલસંતિ. ૭

ઇણ પરિ ગુરૂ સંધવિઉએ, તવગચ્છ ગયણિ દિણિંદો,
સોમદેવ સુરિ તાં જયઉ, એજાં ઉગઇ જિણચંદો ૮

ઇતિશ્રી સોમદેવ સુરીણાં સ્વાધ્યાય: ॥છ॥ શુભં ભવતુ લેખકપાઠકયો-
મેહીસુંદર ગણિભિ લિખિત મિતિ

—C. A. Dalal.

---

# જ્ઞાન—ચર્ચા.

---

**મી. હર્બર્ટ વૉરનની** વતી પૂછાયેલા પ્રશ્નોના ખુલાસાઓ.

**પ્રશ્ન ૧ લો:**—સ્વસ્તિકમાં ચાર પાંખડાં છે. મારા ધારવા પ્રમાણે જીવની તે ચાર ભૂમિકા છે; તિર્યંચ, મનુષ્ય, દેવતા અને નારક. આ વર્ગોમાં નિગોદ ક્યાં આવી ? એમ જણાય છે કે તેને તો મૂકીજ દેવામાં આવી હોય.

**ઉત્તર:**—સિદ્ધિ સિવાયના જીવો બાહ્યદૃષ્ટિએ બે પ્રકારે કલ્પાએલા પ્રત્યક્ષ અનુભવવામાં આવે છે તેમાં એક તો અવ્યવહાર રાશી અને બીજા વ્યવહાર રાશી. અવ્યવહાર રાશી જીવો એટલે સૂક્ષ્મનિગોદના જીવો, તથા બાદર નિગોદમાં જે વ્યવહાર રાશી જીવો છે તે મળીને સમગ્ર નિગોદથી અખિલ વિશ્વ વ્યાપક છે. જેવી રીતે કાજલ-મેશ-ને ડાબલીમાં ભરવામાં આવે છે તેવીજ રીતે સમગ્ર લોક નિગોદના જીવોથી ઠાંસીઠાંસીને અંતરરહિત

ભર્યો છે જેવી રીતે સમુદ્ર જલપૂર્ણ હોય છે અને તેમાંથી અમુક તરંગો, વમલ, વગેરે વ્યવહારમાં પ્રત્યક્ષ જણાય છે તેવીજ રીતે સમગ્ર લોક જીવથી ભરેલો છે તે જીવોમાંથી કેટલાક જીવો જલતરંગવત્ વ્યવહારમાં પ્રત્યક્ષ પરિભ્રમણ કરતા જણાય છે. તે વ્યવહારરૂપજ જણાતા જીવોને મુખ્ય ચાર પ્રકારે વહેંચીને, વ્યવહારરાશી જીવોને ચતુર્ગતિમાં પરિભ્રમણ કરવાનું દર્શાવ્યું છે. વ્યવહારરાશી જીવોમાંથી જેટલા સિદ્ધ થાય તેટલાજ જીવો અવ્યવહાર રાશીમાં આવે અને એને પરિણામે વ્યવહારરાશી જીવોની સંખ્યા વધે ઘટેજ નહિ. નિગોદથી પૂર્ણ લોકમાં જલતરંગવત્ વ્યવહારમાં જણાતા જીવો નારક, તિર્યંચ, દેવ અને મનુષ્ય એ ચાર પ્રકારે વ્યવહરાતા જણાય છે. એ ચાર પ્રકારની વ્યવહારદશા જણાવવા માટેજ સ્વસ્તિકને ચાર પાંખડાં કરવામાં આવે છે. અવ્યવહારરાશી માટે તો કાંઇ કહેવાનુંજ નથી; વ્યવહારમાં જે જે આવેલા છે તેમને માટેજ એ સૂચન છે. અવ્યવહારરાશીના એક અંશમાંજ જલતરંગવત્ વ્યવહાર ચાર પ્રકારે ભાસ્યમાન થાય છે. જેવી રીતે મૃત્તિકાનું બીજું પગથીઉં ઘટ વગેરે છે તેવી રીતેજ અવ્યવહાર રાશીનું બીજું પગથીઉં વ્યવહાર ચતુર્ધારૂપ મુખ્યત્વે છે. તેજ દર્શાવવા સ્વસ્તિકના ચાર પાંખડાં છે. સ્વસ્તિકની ઉપર ત્રણ ઢગલીઉં કરવામાં આવે છે તે જ્ઞાન, દર્શન અને ચારિત્રની છે, અને તેની ઉપર અર્ધમાત્રાનુસ્વર કરવામાં આવે છે તે સિદ્ધશિલા-અજરામરચક્ર-(શિરાગ્રે કે લોકાગ્રે) કે તુર્ય અને તુર્યાતીત દર્શક ચિન્હો છે. ભાવાર્થ એવો છે કે ચાર ગતિ-વ્યવહારમાં પરિભ્રમણ કરનારા જીવો જ્યારે ચાર ગતિથી ભિન્ન થઇ, મધ્યસ્થ થઇ પોતાના રહેલા અનાદિ નિધાનરૂપ જ્ઞાન, દર્શન અને ચારિત્રની ઉપાસના કરી, આત્મ સાક્ષાત્કાર કરીને પૂર્ણ થશે ત્યારેજ તે સિદ્ધશિલાએ જશે. નિજરૂપે સ્થિત થશે અર્થાત્ તેનું ચતુર્ગતિરૂપ વ્યવહરાતું પરિભ્રમણ મટશે. સ્વસ્તિક શ્રી જિનમંદિરમાં કરવામાં આવે છે તેનો હેતુ એવો છે કે શ્રી જિનદેવ આ પ્રમાણે આરાધન કરીને તરી ગયાના દૃષ્ટાંતરૂપ છે માટે આપણે પણ શ્રી જિનદેવની પેઠે પ્રબલ પુરૂષાર્થદ્વારા, નિજ સ્વરૂપે સ્થિત થવાનો પ્રયાસ કરવો જોઇએ. આ હેતુ સમજાવવા માટેજ સ્વસ્તિકની યોજના કરવામાં આવી છે. તેમાં મૃત્તિકાના ઘટાદિ આકારવત્ અવ્યવહારરાશી પૂર્ણ લોકમાં વ્યવહારરૂપ જણાતા જીવોના નારકાદિક ભેદ જણાવવા વ્યવહાર તરંગનું દિગ્દર્શન સ્વસ્તિકથી મુક્તિ પર્યંતનું બતાવેલ છે. આ પ્રમાણે સ્વસ્તિક વાસ્તવ અને વિચારપૂર્વક પ્રયોજાએલ છે.

જેમણે એવી રચના કરેલી છે તથા જેમણે એ સ્વસ્તિકનો પરમાર્થ શોધી કાઢેલો છે તથા જેમને એ સ્વસ્તિકનો પરમાર્થ જાણવાની ઇચ્છા છે તથા જેઓ વિના સમજ્યે પણ સ્વસ્તિક કાઢે છે તેમને તથા તે બનાવનારને ત્રિકાલ નમસ્કાર હો ! ! ! સ્વસ્તિકનું જ્ઞાન પરમધામ-સિદ્ધશિલાને આપવામાં ખાસ સહાયભૂત થાય છે, માટે તે પરમપવિત્ર હોઇ ઉત્કૃષ્ટ છે.

જીવ ગર્ભાવાસાદિ દુઃખી અવસ્થામાં છે ત્યારે તે નારકી છે. એનો એ જીવ જ્ઞાનાજ્ઞાનયુક્ત વિચરે છે ત્યારે તે તિર્યંચ છે. જ્યારે તે પરમ રજોગુણી હોય છે ત્યારે તે દેવ કહેવાય છે અને જ્યારે પરમશાંતતા-સ્થિરતા-રૂપ પીઢપણું પકડે છે ત્યારે તે મનુષ્ય કહેવાય છે. આ રીતે પણ મનુષ્યની એકજ ભવમાં ચાર અવસ્થા પણ અનુભવાય છે.

—ગોકળભાઇ નાનજી.

I could not make out what you meant by Nigod in *Swastik*. Nigod is Physical vesture of the soul in the lowest scale of existence Moneron or the one-celled life is its nearest English equivalent, with the difference that Nigod is infinitely smaller in size than the one-celled discovered by the modern science. —H. Warren.

ગત અંકમાં પૂછેલા સવાલમાં ૪ થા સવાલનો જવાબ આ છે. નિગોદનું સ્થાન શું ? જવાબ નિગોદનું સ્થાન—

(ક) ચૌદરાજ લોકના સઘળા પ્રદેશો અર્થાત્ લોકાકાશ સઘળો સમજવો.

(ખ) ચાર ગતિમાં કઇ ગતિ ? તો તેનો તીર્યચગતિમાં સમાવેશ થાય છે કેમકે તીર્યચના ૪૮ ભેદો શાસ્ત્રમાં વર્ણવ્યા છે તેમાં એકેંદ્રીના ૨૨) બાવીસે ભેદોનો સમાવેશ થાય છે તેથી તે તીર્યચ ગતીમાં સમજવા.

(ગ) સ્વસ્તિકના ૪ પાંખડામાં ત્રણ ગતિના ત્રણ ગણીયે તેમજ તીર્યચ ગતીનું મલી ચાર સમજવા.

—એક શ્રાવક.

## આ પત્રથી સ્ફુરતી વિધવિધ ઉક્તિઓ.

Notes and critisms.

આ વખતના પર્યુષણપર્વ ઉપર પ્રકટ થયેલા હેરલ્ડના અંકમાં 'સ્થૂલભદ્ર ચરિત્ર' સંબંધી કાંઇક આપનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. તે લેખ લખવામાં જે જે ગ્રંથોની સહાય લીધેલી છે તેમાં એક ગ્રંથનું નામ નથી. તે ગ્રંથ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય વિરચિત "પરિશિષ્ટપર્વ" છે. તેમાં સ્થૂલભદ્રનું આખું ચરિત્ર આપેલું છે. તે આઠમા સર્ગના શ્લોક ૬ઠ્ઠા થી શરૂ થાય છે. સંસ્કૃત ચરિત્ર અને હેરલ્ડમાં આપેલું ચરિત્ર સરખાવતાં છૂટા છવાયા વિભાગ, તથા સ્થૂલભદ્રને કોશાના સંવાદ સિવાય તે આખું **શબ્દશઃ ભાષાંતર છે.**

નીચેના બે ત્રણ ઉતારાથી તે સ્પષ્ટ થશે.

પા. ૩૧૩ !—

"નંદરાજાના હૃદયને અત્યંત આનંદ આપનાર ગોશીર્ષચંદન સરખો હતો.

"नन्दराड्हृदयानन्दानन्दगोशीर्षचन्दनः । (૭)

પા. ૩૧૫:—"મંત્રીઓના ઉપાયો...સમર્થજ હોય છે.

"उपायाः सचिवानां हि निग्रहानुग्रहक्षमाः । (૨૯)

પા. ૩૨૦:—"સ્થૂલભદ્રમુનિ શ્રી સંભૂતિ વિજય......દીક્ષા અંગીકાર કરી.

"स्थूलभद्रोऽपि गत्वा श्री सम्भूतिविजयान्तिके
दीक्षां सामयिकोच्चारपूर्विका मत्यपद्यत (૮૨)

હેમચંદ્રાચાર્યની authority આ ચરિત્ર સંબંધી ઘણી સબળ ગણી શકાય. તેમ ગણાવેલા ગ્રંથો કરતાં તે વધારે પ્રાચીન છે. સંસ્કૃતમાં તે ચરિત્ર ઘણું છટાવાળું, સુંદર તથા Glowing languageમાં વર્ણવેલું છે.

મને લાગે છે કે આ ચરિત્રનું ભાષાંતર તમે ગણાવેલા ગ્રંથો પૈકી કોઇમાં હોવું જોઇએ અને જેના ઉપરથી તમે ઉતારો લીધો હોવો જોઇએ.

તે સિવાય ઐતિહાસીક પાત્રો, નન્દ, ચાણક્ય, ચન્દ્રગુપ્ત, વરરૂચિ, શકટાલ મંત્રિ, ભદ્રબાહુ વિગેરેનાં ચરિત્રો પણ આ ગ્રંથમાંથી મળી આવે છે.

આ સિવાય આ ચરિત્રની મદદ જૈનેતરોએ કેવી લીધી છે તે જાણવું ઉપયોગી થઇ પડશે. ચાર મુનિઓની પ્રતિજ્ઞા તથા તેમનાં ચરિત્રમાં ગડબડ કરીને ઘણી ખરી હકીકત ચન્દ્રકાન્ત (ગુજરાતી પ્રેસ)માં લીધેલી છે. તેમાં સુધારાવધારા કેટલાક કરેલા છે તે અભ્યાસ કરવા લાયક છે. (જો તેઓનું એવું કોઇ ચરિત્ર ન હોય તો આ વાત જાહેર કરવી જોઇએ.)

તેઓએ સુધારા કર્યાં છે અને તે શા હેતુથી કર્યાં છે તે પણ તે ગ્રંથ ધ્યાનપૂર્વક તપાસતાં સમજાશે.

'પરિશિષ્ટ ધર્મમાં સ્થૂલભદ્રનું ચરિત્ર છે' તેમ હવે પછીના હેરલ્ડમાં પ્રકટ કરશો. એજ વિનતિ. તસ્દી માફ કરશો.

—અમૃતતનય.

<u>મંગળદાસ મારકીટ.</u>

મુંબઈ ૧૧-૮-૧૩.

ઉત્તર—પરિશિષ્ટ પર્વ સંસ્કૃતમાં છપાયેલું શેઠ કુંવરજી આણંદજી પાસે [illegible]ાવતાં મારાપર ઉપકારાર્થે તેમણે મોકલ્યું છે, અને તે ઉપરઉપરથી જોઇ ગયો હતો, [illegible] તેના પરથી મેં અવકાશાભાવે બીલકુલ આધાર લીધો નથી. તેનું ગુજરાતી ભાષાંતર ([illegible] થોડા વખત પછી પ્રગટ થવાનું છે) તૈયાર હત તો જરૂર તેનો આધાર લઇ શકાત; [illegible] તેનો આધાર અજાણે પણ અમુક લેવાયો જણાય છે તેનું કારણ એ છે કે જે પુ[illegible] મેં આધાર લીધો છે તે દરેકના કર્તાએ પરિશિષ્ટપર્વનો આધાર લીધો છે. આ પરથી નિશ્રિત થાય છે કે પરિશિષ્ટપર્વ અમુક પ્રમાણભૂત ગ્રંથ છે અને તેની પહેલાંના સમયનો એક પણ ગ્રંથ હજુ સુધી ઉપલબ્ધ થતો નથી. પરંતુ આખું શબ્દશઃ ભાષાંતર તદ્દન નથી.

(૨) ચંદ્રકાંતમાં કયા ભાગમાં કયા પૃષ્ઠે આ ચરિત્રનો આધાર લઇ રૂપાંતર કરી નાંખ્યું છે તે જણાવશો તો આભાર થશે, અને તેની સાથે કેવી રીતે અને શા હેતુથી રૂપાંતર કર્યું છે તેના વિવરણમાં ઉતરશો તો વિશેષ અજવાળું પાડી શકશો.

# अमारो स्वीकार.

'જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હૅરલ્ડ'નો પર્યૂષણનો અંક—આજ સુધીમાં જૈન પત્રકારો તરફથી જેટલા ખાસ અંકો નીકળ્યા છે તે સર્વમાં પ્રથમપદે મૂકવા લાયક આ અંક વાંચી અમને ઘણો સંતોષ થયો છે. જૈનના ત્રણે ફીરકાના લેખકો ઉપરાંત જૈનેતર વિદ્વાનોના પણ પુષ્કળ લેખોને આમાં સ્થાન અપાયું છે તેથી એની સુંદરતા, ઉપયોગીતા અને વિવિધતામાં વધારો થયો છે. પ્રગતિવિરોધી જૈન સાધુ વર્ગમાંથી હમણાં હમણાં કેટલાંક ઉદાર વિચાર ધરાવતાં રત્નો પ્રકાશવા લાગ્યાં છે એ, આ અંકમાંના બે લેખો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આ બે લેખોમાંનો એક શ્વેતામ્બર મુનિરત્નશ્રી ચારિત્રવિજયજીનો છે, જ્યારે બીજો લેખ શ્વે૦ સ્થાનકવાસી વર્ગના મુનિરત્નશ્રી ત્રિલોકચંદજીનો છે. તેઓના લખેલા 'જૈન' અને 'મુનિજીવન' મથાળાના લેખોમાંથી જૈનસમાજને ઘણું શિખવાનું મળે તેમ છે અને અંધશ્રદ્ધાના ઝાકળને તો સૂર્ય જેટલો ડર તે વિચારોથી લાગે તેમ છે. ઇનસાફ ખાતર કહેવું જોઇશે કે મુનિશ્રી ત્રિલોકચંદજીની ભાષા સ્વતંત્ર વિચારક શ્રી ચારિત્રવિજયજી કરતાં પણ ચ્હડીઆતી છે. રા. પઢીઆરનો 'મનુષ્ય પૂજાની મજા' એ મથાળાનો લેખ જૈન જેવી ક્રિયાકાંડમાં મશગુલ થઇ ગયેલી કોમને ખરી પૂજાનો માર્ગ બતાવવાને બહુ ઉપયોગી થઈ પડે તેવો છે. રા. સુશીલનો 'Divine Discontent' અને સ્વર્ગસ્થ રા. મેપાણીનો 'Jain Phraseology into English' બન્ને લેખ કેળવાયલા જૈનો ધર્મના તત્વજ્ઞાનમાં કેવા વધવા લાગ્યા છે એનો પ્રત્યક્ષ પુરાવો છે. રા. નાનાલાલ દલપતરામ કવિનુ 'પ્રભાત' નામનું દીવ્ય જ્ઞાન, રા. સાગર, રા. વસંત તથા શ્રી નાનચંદજી મહારાજનાં કેટલાંક કાવ્યો ઘણાં આનંદજનક છે. રા. રણજીતરામ વાવાભાઇ એ જૈનોને સ્વધર્માભિમાન ચ્હડે એવો લેખ લખી પોતાની વિશાળ દષ્ટિ બતાવી આપી છે. રા. સાગરનો 'લગ્ન વિચાર અને દંપતિધર્મ' લેખ લગ્નની ફીલસુફી બરાબર સમજાવે છે. પ્રાણુ અને આત્મા સંબંધી જૈન અને જૈનેતર દૃષ્ટિની અભિન્નતા બતાવનારો રા. ગોકુલદાસ નાનજીભાઈનો લેખ મનન કરવા જેવો છે. ઑનરરી ઍડિટર મહાશયે કેટલાંક કાવ્યો, મહાવીરાચાર્ય સંબંધી લેખ તથા સ્થૂલિભદ્રની કથા વગેરે લેખો લખવામાં પુષ્કળ શ્રમ ઉઠાવ્યો છે, એટલું જ નહિ પણ એડીટોરીઅલ્સ પણ પુખ્ત વિચારપૂર્વક લખી છે. જૈન સૂત્રોના ભાષાંતરનું જે કામ રા. મનઃસુખલાલ રવજીભાઇ મહેતાએ હમણાં ઉપાડી લીધું છે ત્હેની વિરૂદ્ધ જ્યારે શ્વેતામ્બર બીજા પત્રકારો ગુમરાણ કરી રહ્યા છે ત્યારે આ શાન્ત અને સમયસૂચક સમ્પાદકે ખંડનમંડનથી દૂર રહી ભાષાંતર કાર્યની આવશ્યકતા જણાવી છે, અને તે કેવી રીતે થવું જોઇએ તે બાબતમાં કેટલીક કિમતી સૂચનાઓ આપી છે તથા એ કાર્ય ઉપાડવા ઇચ્છતા ગૃહસ્થને બીનજરૂરી ખળભળાટથી બચાવવા માટે એક વ્યવહારકુશળ સલાહ આપી છે. શ્રીમદ્ વિજયાનંદ સૂરિના જીવન સંબંધી એક હિંદી લેખ પણ આ અંકમાં નજરે પડે છે; આ લેખમાંના કેટલાક શબ્દો વાંચી અમને ઘણો ખેદ થયો. 'હૅરોલ્ડ' જેવા પત્રમાં આવા લેખકોને–પછી તે ગમે તેવા લોકપ્રિય પુરૂષ હોય તોપણ જગા ન અપાય એમ હરકોઇ વિશાળ હૃદયવાળો જૈન આશા રાખી શકે.

એકંદરે 'હેરલ્ડ'નો આ ખાસ અંક આટલો ઉત્તમ કહાડવા માટે હેના માનદ સમ્પાદક મહાશયને ધન્યવાદ ઘટે છે. આવો દળદાર અંક તૈયાર કરવામાં કેટલા વખત અને બુદ્ધિબળનો વ્યય કરવો પડે છે તે માત્ર એ કામના અનુભવીઓજ સમજી શકે. વળી મુંબઇની જંજાળી જીંદગી અને વકીલાતનો ધંધો એ બન્ને એવી બાબતો છે કે ઑનરરી કામ પાછળ આટલા વખતનો ભોગ આપવો ઘણો મોંઘો થઇ પડે અને તેમ કરવું ઘણા થોડાથીજ બની શકે. અફસોસની વાત છે કે, જ્યારે આવા સહૃદય સંપાદક મળ્યા છે ત્યારે જૈન વિદ્વાનો અવારનવાર સ્વતંત્ર લેખો મોકલવારૂપે અને જૈનસમાજ હેના ગ્રાહક થઇ આર્થિક સ્થિતિ સુધારવારૂપે પોતાનો ધર્મ બજાવવામાં પાછળ પડે છે.

નવેંબર. ૧૩—જૈનહિતેચ્છુ ( ખાસ અંક )

"શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ'નો ખાસ પર્યુષણ અંક આપે. મ્હને મોકલેલ જે માટે આપનો આભાર માનું છું. જૈન વિદ્વાનોના તંત્રીપણા નીચે ચાલતાં કોઇ કોઇ પત્રો કોઇ કોઇ વખતે મ્હારા જોવામાં આવતાં ત્યારે તેમાંના કેટલાક વિષયો તદ્દન જૈનોપયોગી નહિ પણ અન્ય સર્વને ઉપયોગી હોવાનું જણાતું અને મ્હારી તે માન્યતા આપના આ ' પર્યુષણ' અંકે બીલકુલ ખરી પાડી છે. મતલબ અનેક વિદ્વાનોના વિવિધ પ્રકારના લેખો વડે અલંકૃત થયેલા એ અંકનું ધ્યાનપૂર્વક વાંચન- મનન સર્વ કોઇને ઉપયોગી છે કેમકે આપનો એ દળદાર અંક વખતનો મિથ્યા વ્યય કરાવનારો નહિ પણ બેશક જ્ઞાન સાથે ગમ્મત આપનારો થયો છે. જે જે જ્ઞાતિઓમાં માસિક અથવા ત્રિમાસિક પણ અનિયમિત પણે-કંગાલ હાલતમાં ડગુમગુ રીતે ચલાવાતાં હોય તેઓએ પણ આપના આવા ઉદાર સાહસ તરફ જોઇ પોતાની સંકુચિત દ્રષ્ટિ લંબાવવી જોઇએ. આપના પર્યુષણ અંકમાં વપરાયેલા ઉત્તમ કાગળ અને છબિ–છપાઇની સુંદરતા પણ અવશ્ય ખેંચાણ કારક થઇ પડે છે. એકંદર આપનો એ શ્રમ દરેક રીતે સફળ થયેલો હોઇ પ્રશંસા અને ઉત્તેજનને પાત્ર છે.

રાજકોટ. તા. ૨૧-૧૨-૧૩ } નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ, સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ ૧-૨ વગેરે પુસ્તકોનો કર્તા.

# कोन्फरन्स मिशन.

## सुकृत भंडार फंड.

(સં. ૧૯૭૦ના કારતક સુદ ૧ થી પોસ સુદ ૪, તા. ૧-૧૧-૧૩ થી ૩૧-૧૨-૧૩) વસુલ આવ્યા, રૂ. ૪૫૧—૧૦—૦ની વીગત.

( ૧ ) ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ-ઉ. ગુજરાત.

બેચરાજી ૭, ૯ સીતાપુર ૧૧, હાંસલપર ૦॥, ડેકાણા ૫॥, શેણુંજ ૩॥, શેણુંજનુંપરૂં ૪, દેથલી ૬, ચડાસણા ૧૧, કાચરોલ ०॥, કાલરી ૧૪॥, સંખલપુર ૨૫, ડોડીવાડા ૨॥, સાંપાવાડા ૪, વેલુપર ૨॥, આદીવાડા ૩, બ્રાહ્મણવાડા ૮, ગોખરવા ०॥, ખાંભેલ ૬॥, ભાટસર ૨॥, મણીઆરી ૩॥, મીરી ધારીઅલ ૩.

કુલ રૂ. ૧૧૫-૪-૦

**( ૨ ) ઉપદેશક અમૃતલાલ વાડીલાલ**-ઉ. ગુજરાત અને દક્ષિણ મહારાષ્ટ્ર.

કાતરા ૧ા, છત્રીઆરડા ૦ાા, પીંડારપુર ૪, ચરેલી ૮, ખરસદા ૧૪ા, ભાંડુ પા, બોરૂરવાડા ૨૦, કોલ્હાપુર ૨૨, તાસગાંવ ૩૬ાા.

કુલ રૂ. ૧૫૨—૧૨—૦

**( ૩ ) ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ**—પાલણપુર ઇલાકો અને મેવાડ.

તારંગાજી જાત્રાળુ ૭ા, આબુજી જાત્રાળુ ૩ા, પોસીના ૩૦, લાંબડીઆ ૨૪ા, ચાણસમા* ( બાઇ ખેમકોર તરફથી) ૩૫, વીખરણી ૩૪ા, જુંડા ૩, દેલવાડા ૪ાા, ખેરોજ ૩૩ા.

કુલ રૂ. ૧૭૫—૮—૦

**( ૪ ) આગેવાનોએ**—પોતાની મેળે મોકલાવ્યા.

રંગુન શેઠ મનસુખલાલ દોલતચંદ ૪૭—૧૪—૦, મુંબઇ ૦—૪—૦

કુલ રૂ. ૪૮—૨—૦

એકંદર કુલ રૂ. ૪૯૧—૧૦—૦

* **ચાણસમા** તાલુકે વડાવળી (ઉ. ગુજરાત)ના શેઠ નેમચંદ પુરૂષોતમદાસનાં વિધવા પત્નિ બાઇ **ખેમકોરે** ચાલુ સાલના કારતક વદ ૩ રવીવારના રોજ આપણા મહાન પવિત્ર તિર્થ શ્રી **આબુજી** તથા **અચિળગઢની** જાત્રાર્થે ૭૦૦ માણસોનો સંઘ કાઢી પોતાના ખર્ચે,સર્વને લઇ ગયા, રસ્તામાં દરેક ધાર્મિક સંસ્થાને સારી સહાયતા આપી હતી. તેમજ **શ્રી સુકૃત ભંડાર ફંડમાં** પણ રૂ. ૩૫) ની રકમ નવાજેશ કરી હતી. તે ખાતે તેઓને ધન્યવાદ આપવામાં આવે છે. તેવીજ રીતે **સીતાપુરના** શેઠ **હરચંદ પંચાણે શ્રી સિદ્ધાચળજીની** જાત્રાર્થે સંઘ કહાડી સારો લ્હાવ લીધો છે તેમણે પણ આ ફંડમાં રૂ. ૧૭) ની રકમ આપી છે. આવીજ રીતે દરેક જૈન બંધુઓ પોતાના શુભ પ્રસંગે આ ફંડને ધ્યાનમાં રાખી સારી રકમ મોકલાવવા ચૂકશે નહીં એમ અમોને ખાત્રી છે.

---

## उप्देशकोनो प्रवास.

---

**ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ.**

ડભોડા—અહીં ડૉકટર સાહેબના પ્રમુખપણા નીચે "અહિંસા: પરમોધર્મ" તથા માંસ ભક્ષણ ન કરવા સંબંધી ભાષણ આપતાં ઠાકોરોએ પાપ નહીં કરવા તેમજ માંસ, દારૂ વગેરે ન વાપરવા પ્રતિજ્ઞાઓ લીધી હતી.

ઉંડાણા—જીવ દયાના ભાષણોથી અહીંના ઠાકોરોએ ચોરી, માંસ ભક્ષણ, દારૂ, હિંસા વગેરે ન કરવાની પ્રતિજ્ઞાઓ કરી છે. જેમનાં નામ કોન્ફરન્સ ઓફીસમાં છે.

શેંણુજ—અહીં જીવદયાનું ભાષણ આપતાં ઠાકોર અનાજી બદાજીએ દારૂ, માંસ, હિંસા વગેરે ન કરવા પ્રતિજ્ઞા કરી છે.

**ઉપદેશક મી. અમૃતલાલ વાડીલાલ.**

**ભોયણી**—કાર્તકી પૂનેમ ઉપર ભરાએલ મેળાવડા સમયે "તિર્થ ભકિત" ઉપર અસરકારક ભાષણ આપ્યું, ત્યાર બાદ અમદાવાદના વકીલ વેલચંદ ઉમેદચંદે "જૈનોની

સંખ્યા ઘટવાનાં કારણો, અને કેળવણી પ્રચાર" સંબંધી ભાષણ આપ્યું હતું, ત્યાર પછી બનારસવાળા પંડિત વ્રજલાલજીએ વિતરાગ માર્ગ વિષે વિવેચન કર્યું હતું. વિશેષમાં કેળવણી સંબંધી વધારે વર્ણન થતાં શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ તરફથી ઉઘાડેલા **શ્રી સુકૃત ભંડાર ફંડની** સ્કીમને ઘણાજ પ્રેમથી સૌએ વધાવી લીધી હતી, અને દર વર્ષે આ ફંડમાં રકમ મોકલાવવા કહેવામાં આવ્યું હતું. ત્યાર બાદ આબુજીના દેરાસરોમાં યુરોપીઅન ચામડાના બુટ પહેરી જતા હતા તે ન જવા બાબતનો ઠરાવ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના પ્રયાસે થયો તે સંબંધી સારી રીતે કહેવામાં આવ્યું હતું.

**ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ.**

**વડગામ** ( પાલણપુર ) જૈન ઉપાશ્રયમાં કોન્ફરન્સના ઠરાવો ઉપર ભાષણો આપતાં ઘણી સારી અસર થઇ હતી. વળી સ્કૂલ માસ્તર તરફથી સર્ટીફીકેટ મળ્યું હતું.

## श्री धार्मिक हिसाब तपासणी खातुं.

**( તપાસનાર—શેઠ ચુનીલાલ નહાનચંદ ઓનરરી ઓડીટર શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ. )**

**( ૧ ) પ્રાંત કાઠીઆવાડમાં જામનગર શહેર મધ્યે શ્રી શાંતીનાથજી મહારાજના ઘર-દેરાસરના વહીવટને લગતો રીપોર્ટઃ—**

સદરહુ સંસ્થાના વહીવટ કર્તા શેઠ રતનશી રામજી કોઠારી હસ્તકનો સં. ૧૯૫૯થી ૧૯૬૯ ના ચૈત્ર વદી ૧ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો. તે જોતાં નામું રીતસર રાખી વહીવટ સારી રીતે ચલાવતા જોવામાં આવે છે. સદરહુ ઘર દેરાસર વહીવટ કર્તા ગૃહસ્થનું પોતાનું છે અને વહીવટ પણ પોતેજ કરેછે આ સંસ્થાનો વહીવટ તપાસી જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચના પત્ર વહીવટ કર્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

**( ૨ ) પ્રાંત કાઠીઆવાડમાં જામનગર શહેર મધ્યે શ્રી મુનિસુવ્રતસ્વામીના દેરાસરના વહીવટને લગતો રીપોર્ટઃ—**

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્તા શેઠ નારણજી રવજીના હસ્તકનો સં. ૧૯૫૮ થી ૧૯૬૯ના ચૈત્ર શુ ૧ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો તે જોતાં નામું રીતસર રાખી વહીવટ સારી રીતે ચલાવતા જોવામાં આવે છે.

સદરહુ સંસ્થા **ઝવેરી ઝવેરચંદ લીલાધરની** વિધવા સ્ત્રી બાઇ **નાથી** તથા બાઇ **સંતોકે** પોતાના ખર્ચે બંધાવી સં. ૧૯૫૮ની સાલમાં પ્રતિષ્ઠા કરાવી છે, અને તેનો જીર્ણોદ્ધાર તથા પૂજન વિગેરેનો ખર્ચ નિભાવવા માટે—પોતાના રહેવાના બે ઓરડા માળ બાંધેલા તથા ઓરડીઓ અને મેડીબંધ ડહેલી આપ્યાં છે. તે માટે તેઓને પૂરેપૂરો ધન્યવાદ ઘટે છે. તેમજ હાલના વહીવટ કર્તા સદરહુ સંસ્થા બંધાવનારના ભાઈ થતા હોવાથી તેમજ તેઓને પોતાની ઘણીજ લાગણી હોવાથી વહીવટ પૂરતી ખંતથી ચલાવે છે. તેથી તેમને પણ ઘણો ધન્યવાદ ઘટે છે.

આ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટકર્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

**(૩) જામનગર શહેરમાં આવેલા શ્રી આદીશ્વર ભગવાનના દેરાસર** ( શેઠ અજરામરના વંડાના નામથી ઓળખાય છે. ) ના વહીવટને લગતો રીપોર્ટઃ—

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ કસ્તુરચંદ હંસરાજના હસ્તકનો સં. ૧૯૫૭થી ૧૯૬૯ના ફાગણ શુ. ૧ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો. તે જોતાં નામું રીતસર રાખી વહીવટ સારી રીતે ચલાવતા જોવામાં આવે છે.

સદરહુ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટકર્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

**(૪) જામનગર શહેરમાં આવેલા શ્રી ગોડીપાર્શ્વનાથજી મહારાજના ઘર-દેરાસરના વહીવટને લગતો રીપોર્ટ:—**

સદરહુ સંસ્થાનો શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ સુંદરલાલ લક્ષ્મીચંદના હસ્તકનો સં. ૧૯૫૪ થી સં. ૧૯૬૯ના ચૈત્ર વદી ૩૦ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો. તે જોતાં નામું રીતસર રાખી વહીવટ સારી રીતે ચલાવતા જોવામાં આવે છે. હાલ તેઓ વેપાર્થે મુંબઈ ગએલા હોવાથી તેમની મંજુરી મેળવી તેમના મામા શા. જગજીવન જેઠાભાઇએ સદરહુ સંસ્થાનો વહીવટ દેખડાવ્યો છે.

સદરહુ સંસ્થાના મૂળ નાયકજી શ્રી ગોડીપાર્શ્વનાથ મહારાજનો સોનાના ધરવાળો ઝવેરાતથી જડેલો મુગટ ૧ રૂ. ૨૫૦૦) ના આશરાની કિંમતનો છે તે પ્રથમના વહીવટકર્ત્તા શેઠ દેવશી કલ્યાણજીના દીકરા શા. કપુરચંદ તથા પોપટલાલના સ્વાધીનમાં રહે છે.

સદરહુ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટકર્ત્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

---

# श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड.

## શેઠ અમરચંદ તલકચંદ જૈન ધાર્મિક હરીફાઈ પરીક્ષા.

**સં. ૧૯૭૦ ના પોષ સુદ ૧ ને રવિવાર દિવસના એક વાગ્યાથી ચાર વાગ્યા સુધી.**

તા૦ ૨૮-૧૨-૧૯૧૩

**ધો. ૧ લું ( પંચ પ્રતિક્રમણ. ) તપગચ્છ**

( પરીક્ષક—રા. રા. સુરચંદ પી. બદામી. બી. એ. એલ એલ. બી. )

**સવાલ** **માર્કસ**

૧ જૈન ગૃહસ્થે કેવા વિચાર અને કેવું વર્તન રાખવું જોઇએ તે વિષે પ્રતિક્રમણ સૂત્રોપરથી તમે સંપાદન કરેલા જ્ઞાનને આધારે એક ટુંકો નિબંધ લખો. ૨૫

૨ નીચેના અર્થ સમજાવો.

અઢીદ્વીપ, છવાયોનિ, સામાયિક, પ્રતિક્રમણ, સમ્યક્ત્વ, આચાર, અતિચાર, અને આવશ્યક. ૧૦

૩ ઉર્ધ્વલોક, તીર્છાલોક અને અધોલોક એ પ્રત્યેકમાં શાશ્વતા ચૈત્યોની સંખ્યા, તેમજ જિન બિંબોની સંખ્યા કેટલી છે ? ૮

૪ સાધુને "अट्ठारस सहस्स सीलंगधारा" એવું વિશેષણ આપવામાં આવ્યું છે તે વિશેષણમાં જણાવેલાં "अट्ठारस सहस्स सीलंग" સમજાવો. ૧૨

૫ મુહપત્તિના બોલ લખી જાઓ અને તે કયે કયે સ્થળે બોલવા તે જણાવો ૧૦

૬ નીચેની ગાથાઓ તથા શ્લોકો સાર્થ લખો.

अ પ્રતિક્રમણ શા માટે કરવાનું છે તે દર્શાવનારી પડિક્કમણ સૂત્રમાંથી ગાથા.

ब ચક્રવર્તીની રિદ્ધિ દર્શાવનારી અજિતશાંતિ સ્તોત્રમાંની ગાથા.

क જુદા જુદા તીર્થોમાં નામો દર્શાવી ત્યાં રહેલા જિનેશ્વર ભગવાને સ્મરણ કરાવનારો સકલાર્હત્‌નો શ્લોક.

ड મોટી શાંતિમાંનો **શિવમસ્તુ** થી શરૂ થતો શ્લોક. ૨૦

૭ દેવસી, રાઈ તથા પખ્ખી પ્રતિક્રમણની વિધિ લખો. ૧૫

---

૧૦૦

## ધોરણ ૧ લું. શ્રી પંચ પ્રતિક્રમણ (વિધિ પક્ષ)

### (પરીક્ષક—રા. રા. નાનચંદ માણેકચંદ મહેતા-મોરબી.)

સ્પષ્ટ અક્ષર અને સ્વચ્છતા માટે માર્ક. ૫

૧ ગાથા તથા સમજુતી. ૨૪

(૧) શ્રી નંદીસૂત્રની પ્રથમ સજ્ઝાયમાં શ્રી સંઘને સ્તવે છે તે નવમી ગાથા સમજુતી સાથે લખો.

(૨) લોગસ્સની છેલ્લી ગાથા સમજુતી સાથે લખો.

(૩) યાવન્ન મંત્ર રાજેડયં, હૃદિ જાગર્તિ મૂર્તિમાન્ એ જેમાં છે તે ગાથા પુરી લખીને સમજાવો.

(૪) કવણે વાડીમાં વાવિયાં એ એક ગાથા સમજુતી સાથે લખો.

(૫) શક્રસ્તવની સવ્વન્નુણં થી શરૂ થતી એક ગાથા સમજાવો.

(૬) ઉવસગ્ગહર સ્તવનની પાંચમી ગાથા સમજુતી સાથે લખો.

(૭) અજિતશાંતિ સ્તવની પંદરમી ગાથા સમજાવો.

(૮) ધમ્મો મંગલ મુક્કિઠં એ સજ્ઝાયની ત્રીજી ગાથા સમજુતી સાથે લખો.

૨ લઘુ અતિચારમાંથી અનર્થ દંડ સામાયિક અને અતિથિ સંવિભાગ એ અતિચાર લખો અને સમજાવો. ૧૫

૩ પ્રતિક્રમણ એટલે શું? એ શા માટે કર્તવ્ય છે? એમાં શું કરવાનું છે એ વિષે ત્રીશેક લીટીનો નિબંધ લખો. ૧૫

૪ નીચેના શબ્દોના અર્થ લખો. ૧૨

નિંદાલી, પિત્તરદ્ધિ, ચિત્ત, સોઅંતો, અભિભંતો, આહટ્ટ, અનર્થદંડ, કલત્ર, પુદ્ગલપ્રક્ષેપ, અપ્પડિલેહિય, સબપણગે, અભિતઃ, ભૂયહિયઅપ્પગજ્જો, બર્કર, અદ્દરં આસી, ગુપન, ચક્કમિઅ, બદારક,

૫ નીચેના શબ્દોમાં અશુદ્ધ હોય તેટલા શુદ્ધ કરો. ૫
આશીંજનો પરીગ્રહીત મગ્ગદયાણં સગ્ગપવગ્ગં અગાસનંપિ

૬ નીચેના ભાવાર્થવાળા મૂળ શબ્દો લખો. ૨૪

( શબ્દોની જોડણીના માર્ક ગણવામાં આવશે. )

(૧) પાંચવર્ણા નીલફૂલ (૨) પિત્તને પ્રકોપે કરી મૂર્છા આવે.
(૩) તેત્રીશ આશાતના માંહેલી અનેરી કોઇ એક પણ આશાતનાયે કરીને.
(૪) દુર્જન એવા શત્રુ તથા એકાંતરિયા પ્રમુખ જ્વર.
(૫) કલ્પવૃક્ષ થકી અધીક એવો. (૬) જગતના અદ્વિતીય બંધવ.
(૭) વ્યંતર દેવતાઓના પ્રાસાદ. (૮) પ્રથમ ત્રણ પ્રદક્ષિણા કરીને.
(૯) અપરિમિત ધૈર્ય પ્રધાન છે પરાક્રમ જેનું એવા.
(૧૦) હું શરણ પ્રત્યે જાઉંછું, તેમાં જાઉંછું, માટે શું શબ્દ છે.
(૧૧) ચરણોનું આરાધન.
(૧૨) સમુદાયના માંહોમાંહે અથડાવાથી જેમના ભૂષણના સમૂહ ઘસાઇ જાય-ગયા છે.

---

ધો. ૨જું અ. ( જીવવિચાર, નવતત્વ, શ્રાવકધર્મ સંહિતા, ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો. )

( પરીક્ષક:—રા. રા. ભાઇલાલ છગનલાલ દલાલ. સુરત. )

સવાલ ( ૧ જીવવિચાર, નવતત્વ ) માર્ક.

૧. અ. 'જીવ' એટલે શું ? 'જીવ' નું લક્ષણ શું ? સિદ્ધનાજીવોમાં જીવનુંલક્ષણ બુદ્ધિપૂર્વક ઘટાવો
બ. સાધુ મુનિરાજ કે જેમણે સંસારનો ત્યાગ કર્યો છે તથા શ્રી તીર્થંકરમહારાજ એઓનેનો 'સંસારી' જીવના ભેદમાં સમાવેશ થાયકે કેમ ? તે કારણ સહ લખો. ૫

૨ સ્થાવર જીવને કેટલી અને કઇ ઇંદ્રિય હોય ? સ્થાવર જીવના ભેદ ગણાવો. 'અનંતકાય' એટલે શું ? તે બીજાં કયાં નામથી ઓળખાય છે ? 'સોયના અગ્રભાગ કરતાં પણ સૂક્ષ્મ એવા એકજ શરીરને વિષે અનંત જીવો રહી શકેછે' એ વાત દૃષ્ટાંત આપીને બુદ્ધિપૂર્વક સમજાવો. ૧૫

૩ 'જીવ' સંબંધી જ્ઞાન જે કંઇ તમારામાં હોય તે બધું એક નિબંધરૂપે સમજાવો. ૧૦

૪ 'તત્વ' એટલે શું ? તે કેટલાં છે ? તે દરેકની વ્યાખ્યા લખો, સઘળાં તત્વ પૈકી કોઇપણ તત્વનો એક બીજામાં સમાવેશ થતો હોય તો તે હેતુ સહિત જણાવો અને એમ કરવાથી આખરે કેટલાં તત્વ મુખ્ય ગણાય તે સ્પષ્ટ સમજાવો. ૧૦

૫ અ. નીચેની બાબતોનો કયા તત્વમાં તથા તેના ક્યા ભેદમાં સમાવેશ થઇ શકે; તેનાં નામ માત્ર લખો:—
૧ વાયુની પેઠે અપ્રતિબદ્ધપણે વિહાર કરવો, એક સ્થળે વાસ કરવો નહિ; ( મુનિના સંબંધમાં )

૨ અજ્ઞાનની લોક ઊંચે સ્વરે ખરાબ વચન બોલે તે સાંભળી દૃઢપ્રહારીપેઠે કોપ ન કરવો.

૩ બહુજ્ઞાન હોય તોપણ પોતાના મનમાં ગર્વ ન કરવો.

૪ ભણતાં ન આવડવું,

૫ ત્રણ જગતને પૂજનિક થવું.

ઘ. નીચેના ભેદ કયા તત્વમાં આવે છે તે જણાવવા સાથે તેની સમજ આપોઃ-
(૧) અજ્ઞાન પરિષહ. (૨) આતપનામ કર્મ. (૩) સામંતોપનિપાતિકી ક્રિયા (૪) શૌચ યતિ ધર્મ. (૫) ધ્યાન. ૧૦

૬ 'મોક્ષ' વિદ્યમાન છે એ અનુમાન પ્રમાણવડે સંતોષકારક રીતે સિદ્ધ કરી બતાવો ૧૦

## (૨ શ્રાવક ધર્મ સંહિતા)

૭ "અન્યાયથી ધન પેદા કરવાનો પ્રતિષેધ કરવાથી આજીવિકા તેમજ ધર્મના હેતુભૂત ચિત્તની સમાધિ નાશ પામશે." ઉપરની આશંકાનો ખુલાસો ગ્રંથકારનાં શબ્દોમાં કરો. ૧૦

૮ શ્રુત ધર્મ બહુ છે, માટે સુવર્ણની જેમ તેની પરીક્ષા કેટલા પ્રકારે થઇ શકે તે વિવેચન સહિત લખો. ૧૫

## (૩ ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો.)

૯ સમકીતના ૭ ભેદ પૈકી વ્યવહાર સમકીતમાં કેટલા ગણાય અને નિશ્ચય સમકીતમાં કેટલા ગણાય? આ ૬૭ ભેદ પ્રાપ્ત કરનારને કયું ગુણસ્થાનક હોય? ૫

૧૦ સમકીતનાં લક્ષણ કયાં? તે દરેકની વ્યાખ્યા આપો 'સંવેગ' લક્ષણ ઊપરની અનાથી મુનિની કથા ટુંકમાં લખો, ૧૦

નોટઃ—જરૂર જણાય તો અરધો કલાક ટાઇમ વધારે લેવો, પ્રશ્નોના જવાબ બુદ્ધિપૂર્વક આપવામાં આવ્યા છે કે નહિ તેપર ખાસ લક્ષ આપવામાંઆવશે.

૧૦૦

## ધો. ૨જું ઘ. (નવતત્વ, નવસ્મરણ, ત્રણભાષ્ય.)

(પરીક્ષકઃ—રા. રા. ભાઇલાલ છગનલાલ દલાલ. સુરત.)

સવાલ (૧ નવતત્વ) માર્ક.

૧ 'તત્વ એટલે શું? તે કેટલાં છે? તે દરેકની વ્યાખ્યા લખો. સઘળાં તત્વ પૈકી કોઇપણ તત્વનો એક બીજામાં સમાવેશ થતો હોય તો તે હેતુ સહિત જણાવો અને તેમ કરવાથી આખરે કેટલાં તત્વ મુખ્ય ગણાય તે સ્પષ્ટ સમજાવો. ૧૦

૨ અ. નીચેની બાબતોનો કયા તત્વમાં તથા તેના કયા ભેદમાં સમાવેશ થઇ શકે તેનાં નામ માત્ર લખોઃ—

(૧) વાયુની પેઠે અપ્રતિબદ્ધપણે વિહાર કરવો; એક સ્થળે વાસ કરવો નહિ (મુનિના સંબંધમાં)

(૨) અજ્ઞાની લોક ઊંચે સ્વરે ખરાબ વચન બોલે તે સાંભલી દ્રઢપ્રહારીની પેઠે કોપ ન કરવો.

(૩) બહુ જ્ઞાન હોય તોપણ મનમાં ગર્વ ન કરવો.

(૪) ભણતાં ન આવડવું,

(૫) ત્રણ જગતને પૂજનિક થવું,

ब. નીચેના ભેદ કયા તત્વમાં આવે છે તે જણાવવા સાથે તેની સમજ આપોઃ- (૧) અજ્ઞાન પરિષહ. (૨) આતપ નામ કર્મ. (૩) સામંતોપનિપાતિકી ક્રિયા, (૪) શૌચ યતિધર્મ. (૫) ધ્યાન. ૧૦

૩ 'મોક્ષ' વિદ્યમાન છે. એ અનુમાન પ્રમાણવડે સંતોષકારક રીતે સિદ્ધ કરી બતાવો ૧૦

## (૨ નવસ્મરણ.)

૪ **तिजय पहुत्त** નામના સ્મરણ પરથી તમારા વિચારો જણાવો. ૧૦

૫ **भक्तामर** તથા **कल्याणमंदिर** નામના સ્મરણની રચના વિષે જે કાંઇ જાણતા હો તે લખો. ૧૦

૬ **अ. भक्तामर** માંથી સર્વ દેવના નામે કરીને કરેલી જિનેશ્વરી ભગવાનની સ્તુતિ અર્થ સહિત લખો.

**ब. कल्याणमंदिर** માંથી "પ્રભુનું ધ્યાન કરનારા પણ પ્રભુના જેવાજ થાય છે" એ ભાવાર્થનો શ્લોક સાર્થ લખો. ૧૦

## (૩ ત્રણ ભાષ્ય.)

૭ અવસ્થાત્રિક એટલે શું? તે કેવી રીતે તથા ક્યાં ક્યાં ભાવવી. ? ૧૦

૮ દેવવંદનના બાર અધિકારનું વર્ણન કરો. ૧૫

૯ ગુરુવંદનથી ઉપજતા છ ગુણો સમજાવો. ૫

૧૦ 'વિગઇ' એટલે શું? ભક્ષ્ય અને અભક્ષ્ય વિગઈ ગણાવો. વિગઇનો દુરૂપયોગ કરવાથી શું પરિણામ આવે છે તે સંબંધી અસરકારક રીતે વિવેચન કરો. ૧૦

૧૦૦

---

## ધો. ૩ જું (યોગશાસ્ત્ર, મહાવીર ચરિત્ર, આનંદઘનજીની ચોવીશી)

(પરીક્ષકઃ—શેઠ અમરચંદ ઘેલાભાઇ-મુંબઇ)

| સવાલ | યોગશાસ્ત્ર. | માર્ક. |
|---|---|---|
| ૧ | સમ્યક્ત્વના પાંચ લક્ષણ વિવેચન સાથે લખો. | ૪ |
| ૨ | ગૃહસ્થ ધર્મને લાયક થવા માટે બતાવેલ પાંત્રીસ ગુણો પૈકી દશગુણ વિવેચન સાથે લખો. | ૬ |
| ૩ | બીજા મહાવ્રતની પાંચ ભાવના અર્થ સાથે જણાવો. | ૪ |
| ૪ | સંલેખનાનો અર્થ, તેના પ્રકાર તથા શ્રાવકને તે ક્યારે અને કેવા પ્રકારે આદરવી જોઇએ તે સંબંધી વિસ્તારથી સમજાવો. | ૬ |

| | | |
|---|---|---|
| ૫ | ચોથા પ્રકાશમાં વર્ણવેલા ગુણોનો પોતાની સાથે શું સંબંધ છે તે ગુણોના ટુંકાવર્ણન સાથે સમજાવો, | ૧૦ |
| ૬ | આસનના નામ જણાવો અને તેમાંથી ત્રણનું સ્વરૂપ લખો. | ૫ |
| ૭ | પ્રત્યાહાર અને ધારણાનો અર્થ ટુંકા વિવેચન સાથે લખો. | ૫ |

## મહાવીર ચરિત્ર.

| | | |
|---|---|---|
| ૧ | મહાવીર સ્વામીના ચરિત્ર ઉપરથી હાલના મુનિવર્ગ અને શ્રાવક વર્ગને બોધ લેવા લાયક હકીકતો ટુંકા નિબંધ રૂપે લખો. | ૧૫ |
| ૨ | મરીચિના ભવમાં બાંધેલ નીચ ગૌત્ર કર્મની અસર ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં કાંઇ છે? અને હોયતો તે કેવી રીતે તે જણાવો. | ૩ |
| ૩ | હલ્લવિહલ્લ, સુલસા અને જમાલિ વિષે તમે જે જે જાણતા હો તેનો ટુંકો સાર લખો. | ૧૨ |

## આનંદઘનજીની ચોવીશી.

૧ નીચેના પદોનો અર્થ ટુંકા વિવેચન સાથે લખો.

(ક) જે તેં જીત્યારે તેણે હું હું જીતીઓરે.
(ખ) કારણ જોગે હો બંધે બંધનરે.
(ગ) રાગદ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ મોહના યોધા.
(ઘ) પ્રેમ કલ્પતરૂ છેદિઓરે, ધરિયો જોગ ધતૂર.

૨ નીચેની ગાથાઓના અર્થ વિવેચન સાથે લખો. ૬

(ક) હેતુ વિવાદેહો ચિત્ત ધરી જોઇએ, અતિ દુરગમ નયવાદ,
આગમવાદે હો ગુરૂગમ કે નહી, એ સબલો વિખવાદ.
(ખ) પરમનિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલંઘી હો જાય,
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધોઅંધ પુલાય. ૬

૩ નીચેનાં પદોનો પૂર્વાપર સંબંધ જોડી આપો. એટલે કે એ પદો જે ગાથામાં આવતા હોય તેને ગાથા લખો.

(ક) ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા,
(ખ) રૂપ થઇ થિરભાવ,
(ગ) અભયદાન દાતાસદા.
(ઘ) એકદામે કેમ રીઝેરે.
(ચ) પ્રેમ પ્રતીત વિચારો ઢુકડી
(છ) ગુરૂગમથી અવધારીરે ૧૨

૪ નીચેના શબ્દોના અર્થ લખો. ૬

સેગૂ, વિરંચિ. હાનાદાન, ઇંદ્રિયરામી, સાપેક્ષ, પ્રવચન.

૧૦૦

ધોરણ ૪થું. (આગમસાર, તત્ત્વાર્થાધિગમ સૂત્ર.)

(પરીક્ષકઃ—રા. રા. દોલતચંદ પુરૂષોત્તમ બરોડિયા બી. એ. અમદાવાદ.)

| સવાલ | (આગમસાર) | માર્ક |
|---|---|---|
| ૧ | ષટ્ દ્રવ્યનું સ્વરૂપ ટુંકામાં સમજાવો તથા દ્રવ્યના આઠ પક્ષ ગણાવો. | ૧૫ |
| ૨ | નય એટલે શું ? નય કેટલા છે ? અને દરેક નયનું સ્વરૂપ સ્પષ્ટ રીતે બતાવો. | ૧૦ |
| ૩ | ભાવનાનો અર્થ આપો અને તેના ૧૬ ભેદનું ટુંક વર્ણન કરો. | ૧૦ |
| ૪ | સમકિતની દશ રૂચિ, ૭ આયતન અને પાંચ ભૂષણનું ટુંક સ્વરૂપ બતાવો. | ૭ |
| ૫ | વર્ગણા કેટલી છે અને કઇ કઇ ? તે દરેકની સંક્ષિપ્ત હકીકત લખો. | ૮ |

(તત્ત્વાર્થાધિગમ સૂત્ર.)

| | | |
|---|---|---|
| ૧ | પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણ કયા કયા ? મતિજ્ઞાનના ચાર ભાગનું સંપૂર્ણ સ્વરૂપ બતાવો. | ૮ |
| ૨ | જીવનું લક્ષણ આપો ભાવ ઇન્દ્રિય કઇ કઇ ? વિગ્રહ ગતિમાં કર્મયોગ થાયછે એ સૂત્ર બરાબર સમજાવો. | ૮ |
| ૩ | જંબુદ્વિપની ભૂગોળ વિષે તમે જે જાણતા હો તે લખો તથા અઢી દ્વિપનો નકશો કાઢી મનુષ્યની વસ્તી ક્યાં સુધી છે તે બતાવો. | ૧૦ |
| ૪ | કલ્પોપપન્ન અને કલ્પાતીત દેવોનું સ્વરૂપ આપો. લોકાંતિક દેવો ક્યાં રહે છે તે લખો. જુદા જુદા દેવોનું આયુષ્ય સંબંધી ટુંકામાં વર્ણન આપો. | ૧૦ |
| ૫ | અણુના પ્રદેશ થાય કે નહિ ? તે કારણો સાથે લખો. સ્કંધ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જણાવો. સતની વ્યાખ્યા આપો. | ૬ |
| ૬ | મોક્ષ તત્ત્વનું સંક્ષિપ્ત સ્વરૂપ આપો. | ૮ |
| | | ૧૦૦ |

ધોરણ ૫ મું. अ (સ્યાદ્વાદ મંજરી તથા આઠ દ્રષ્ટિની સઝાય)

(પરીક્ષકઃ—પંડિત હરગોવીંદદાસ બનારસ.)

| સવાલ | સ્યાદ્વાદ મંજરી (માર્કસ ૭૫) | માર્ક |
|---|---|---|
| ૧ | જાતિનું લક્ષણ, જાતિઓની કુલ સંખ્યા તથા સાધર્મ્યસમા, વૈધર્મ્યસમા, ઉત્કર્ષસમા અને અપકર્ષ સમા જાતિનું સ્વરૂપ અને ઉદાહરણ લખો. | ૧૪ |
| ૨ | શ્રુતિ (વેદ)ની અપૌરુષેયતામાં લાગુ પડતા દોષોને સ્ફુટ રીતે સમજાવો. | ૧૨ |
| ૩ | જ્ઞાનાદ્વૈતવાદિ-બૌદ્ધના મંતવ્ય પ્રમાણે પરમાણુની ક્ષિપ્તકાલ સ્થાયિતાના ખંડનમાં અને જૈન તરફથી આ બાબતમાં કરવામાં આવેલા સમાધાનનો ઉલ્લેખ કરો. | ૧૫ |
| ૪ | નીચેની ગાથાઓના અને શ્લોકોનો અર્થ લખો અને તેને પ્રસ્તુત પ્રકરણની સાથે ઘટાવોઃ— | ૧૩ |

किरणा गुणा न दव्वं तेसिं पभवती साथे शुं संબंध छे ते गुणोना
जं णाणं आयगुणो कह मदव्वो स अनेत्थ ? — १०
एयाहिंतो बुद्धा निरया रक्खवंति जेण पुढवाई । — ५
इत्तो निव्वाण गया अवाहिया आभव मिमाणं ॥ — ५
न निहाणगया भग्गा पुंजो णत्थि अणागए ।
निव्वुयानेव चिट्ठंति आरग्गे सरसवोवमा ॥
आहुर्विधातृ प्रत्यक्षं न निषेद्धृ विपश्चितः ।
नैकत्व आगमस्तेन प्रत्यक्षेण प्रबाध्यते ॥
हेतोरद्वैतसिद्धिश्चेद् द्वैतं स्याद् हेतुसाध्ययोः ।
हेतना चेद् विना सिद्धिर्द्वैतवाङ्मात्रतो न किम् ? ॥ — २१

૫ સમવાય સંબંધ એટલે શું ? સમવાયની પૂર્વપક્ષીની તરફેણમાં ઉપપત્તિ કરો અને યુક્તિથી તેનું ખંડન કરો.

આઠ દ્રષ્ટિની સજ્ઝાય ( માર્કસ ૨૫ )

૧ ત્રીજી દ્રષ્ટિનું નામ, તેનું સ્વરૂપ અને તેના અધિકારીની અવસ્થા જણાવો, — ૬

૪ નીચેની ગાથાનો અર્થ લખો.

चिह्न योगनारे जे परग्रन्थमां, योगाचारय दिठ ।
पंचम द्रष्टि थकी ते जोडीए, एहवा ते गरिठ ॥ — ૯

૩ "वेद्यवेद्य" "भवाभिनन्दी" "प्रवृत्तचक्र" એ શબ્દોના અર્થનું સ્ફોટન કરો. — ૭

૪ સાતમી દ્રષ્ટિના અધિકારી થવા માટે કોણ કોણ ગુણોની આવશ્યકતા પડે છે? — ૭

૧૦૦

---

ધોરણ ૫ મું વ ( ૭ કર્મ ગ્રંથ )

( પરીક્ષકઃ—શેઠ કુંવરજી આણંદજી ભાવનગર )

છેલ્લા પ્રશ્નનો ઉત્તર વધારે વિસ્તારમાં લખનારને વધારે માર્ક પણ આપવામાં આવશે તેને માટે ટાઇમ જરૂર જણાવવામાં આવે તો ાા કલાક વધારે આપવો.

| સવાલ | ( પહેલા કર્મ ગ્રંથમાંથી ) | માર્ક |
|---|---|---|
| ૧ | મતિજ્ઞાનના ૨૮ ભેદોના ૨૮ નામ લખો. | |
| ૨ | મોહની કર્મના બંધ હેતુ સમજાય તેવી રીતે લખો. | ૪ |
| ૩ | મોહની કર્મની ઉત્તર પ્રકૃતિ કરેલી છે તેનાં નામ લખો. | ૪ |
| | ( બીજા કર્મ ગ્રંથમાંથી ) | |
| ૪ | ચોથે, પાંચમે ગુણ ઠાણે કઈ કઈ પ્રકૃતિનો બંધ ઉદય ને સત્તામાંથી વિચ્છેદ થાય ! | ૩ |
| ૫ | અપજશ નામ કર્મ ને દુસ્વર નામ કર્મ કયા ગુણઠાણા સુધી ઉદયમાં હોય ? | ૨ |
| ૬ | ઉદીરણા કયા કયા કર્મની બારમે ગુણ ઠાણે ન હોય ? | ૧ |

## ( ત્રીજાકર્મ ગ્રંથમાંથી )

૭ મનુષ્ય ગતિમાં અવસર્પીણીમાં ચોથે પાંચમે આરે કેટલા કેટલા ગુણઠાણાં કયાં સુધી લાભે ? ૪

૮ તિર્યંચ ગતિમાં ૭ મે ગુણઠાણે બંધમાં કેટલી પ્રકૃતિ હોય ? ૨

૯ દેવ ગતિમાં, ઔદારિક શરીરમાં, સ્ત્રીવેદમાં, વિભંગ જ્ઞાનમાં, આહારી પણામાં કેટલા કેટલા ગુણઠાણાં હોય ? ૪

## ( ચોથા કર્મ ગ્રંથમાંથી )

૧૦ વિકલેંદ્રીને આઠ કર્મ સંબંધી બંધસ્થાનક, ઉદય સ્થાનક ને સત્તાસ્થાનક કેટલા હોય? ૪

૧૧ બાસઠ માર્ગણામાં ગતિ, શરિર, યોગ, લેશ્યા ને અજ્ઞાન માર્ગણાએ ગુણઠાણા કેટલા હોય! ૬

૧૨ ઔપશમિકાદિ પાંચ ભાવ પૈકી ચૌદ ગુણઠાણાં પૈકી દરેક ગુણઠાણે કયા કયા ભાવ હોય? જે ભાવ ન હોય તેનું કારણ લખવું. ૮

૧૩ અનંતા કેટલા પ્રકારના છે, તેનાં નામ લખો અને તેમાંના કયા અનંતે કઇ વસ્તુ છે, તે જણાવો. ૪

## ( પાંચમા કર્મ ગ્રંથમાંથી )

૧૪ ધ્રુવ બંધીને અધ્રુવ ઉદયિ પ્રકૃતિના નામો લખો. ૪

૧૫ ઉત્કૃષ્ટ ને જઘન્ય પ્રદેશ બંધના સ્વામી કોણ ? ૭

૧૬ ચોથા, પાંચમા, સાતમા તે અગ્યારમા ગુણઠાણાનો અંતરકાળ કેટલો? ૫

૧૭ ઉપશમ શ્રેણીનું સ્વરૂપ લખો. ૧૦

## ( છઠ્ઠા કર્મગ્રંથમાંથી )

૧૮ મોહની કર્મની ઉત્તર પ્રકૃતિના બંધ, ઉદય ને સત્તાસ્થાન કેટલા ને કયા કયા ? ૩

૧૯ નામ કર્મની ૩૧ પ્રકૃતિના બંધ સ્થાનકે ઉદયસ્થાન ને સત્તાસ્થાન કેટલા ને કયા કયા ? ૬

૨૦ ચૌદ ગુણઠાણે નામ કર્મના બંધ ઉદય ને સત્તાસ્થાન કેટલા કેટલા અને કયા કયા ? ૭

## વિચારણા શક્તિથી

૨૧ આઠે કર્મનો બંધ શા પ્રયત્નવડે અટકે તે કર્મવાર લખો. ૧૦

૧૦૦

## ધોરણું ૫મું (क).

(પરીક્ષક:—રા. રા. ગોકુલભાઇ નાનજીભાઇ ગાંધી ટંકારા)

### (૧) દેવચંદ્રજી ચોવીશી

| સવાલ | | માર્ક |
|---|---|---|
| ૧ | કારણ અને કારકનું સ્વરૂપ સમજાવો. | ૧૦ |
| ૨ | કયા કયા નિક્ષેપ ભાવના કારણરૂપ છે અને તે કેવી રીતે તે સમજાવો. | ૧૦ |
| ૩ | નીચેના શબ્દોના અર્થો વ્યુત્પત્તિ સાથે લખો: લોકોત્તર, ઉપાદાન, ધ્યેય, હેય, રત્નત્રયી, અવેદી, તત્ત્વ, સેતુ, એજંય, જ્ઞાનાનંદ, આત્યંતિક, સમાધ, સધે, સત્તા, શક્તિ, દ્રવ્ય, ગુણ, પર્યાય, કેવલજ્ઞાન, વચનાતીત, સહજાનંદ, રમતારામ, આવિર્ભાવ, અન્વયાશક્તિ, વિભુ, જાંગુલિ, લેશ્યા, ખરતર, પૂર્ણાનંદદશા, અનુભવ. | ૧૦ |
| ૪ | નીચેના ગમે તે ત્રણ વાક્યોનું સ્પષ્ટિકરણ કરો. | ૧૦ |

(अ) એ શાસન માંહે જે પેસે તે જીવ સંસારનો પાર પામે.

(ब) પોતાના તત્ત્વ સ્વરૂપને ધ્યાયીયે તેહને ધ્યાવે, તત્ત્વની એકાગ્રતા પામીએ, તેહથી પરમાનંદ અવિનાશી પદ પામીજે.

(क) કાલ તે ઉપચાર દ્રવ્ય છે.

(ड) શુદ્ધ તત્ત્વને સત્તાનો આધાર છે.

(इ) કારણ કાંઈ વસ્તુધર્મ નથી.

| | | |
|---|---|---|
| ૫ | નીચેની ગમે તે ત્રણ કડીઓનો અર્થ અને ભાવાર્થ લખો. | ૧૦ |

(अ) જે કારણ તે કાર્ય, થાયે પૂર્ણપદેરી,
ઉપાદાન તે હેતુ, માટી ઘટ ને વદેરી.

(ब) નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશરે;
દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશરે.

(क) પ્રભુ મુદ્રાને યોગ, પ્રભુ પ્રભુતા લખે રે લોલ,
દ્રવ્યતણે સાધર્મ્ય, સ્વસંપત્તિ ઉલખે રે લોલ.

(ड) શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુઝ નામજી:
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃત સુખધામજી.

(इ) શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી.

(क) સકલ વિભાવ ઉપાધિ થકી મન ઉસરયો હો લોલ

### (૨) અધ્યાત્મ કલ્પદ્રુમ.

| | | |
|---|---|---|
| ૬ | અધ્યાત્મ શાસ્ત્રનું શ્રવણ કરનાર અધિકારીઓ કેવા ગુણવાળા હોવા જોઇએ? | ૫ |
| ૭ | અધ્યાત્મીઓની ખરી પરીક્ષા કેવા ગુણવાળા પુરૂષો કરી શકે છે તે લખો. | ૫ |
| ૮ | વિષય પ્રતિભાસ જ્ઞાન અને તત્ત્વ સંવેદન જ્ઞાનના સંબંધમાં જે જાણતા હો તે લખો. | ૫ |

ચિત્ત એટલે શું ? ચિત અને આત્માને કેવા પ્રકારનો સંબંધ છે તે સમજાવી ચિત્તશુદ્ધિનો ઉપાય લખો. ૫

૦ પાપબંધ અને પુણ્યબંધનો બાંધનાર તથા ભોગવનાર મન છે કે આત્મા અને તે શી રીતે ? ૫

૧ નીચેનામાંથી ગમે તે ત્રણપર ટીકા કરો. ૧૦

(अ) જનમન રંજન ધર્મનું મૂલ્ય ન એક બદામ.

(ब) જે ક્ષેત્ર શીતાતું હોય તે તરફ પ્રથમ ધ્યાન આપવું.

(क) અહંભાવ એજ સંસાર છે

(ड) परो हि योगो मनसो वशत्वम्

(ई) વિભાવ દશા અને સ્વભાવ દશા.

(क) ભાવથી બાદર અને સૂક્ષ્મ પુદ્ગળ પરાવર્તન.

(ग) માધ્યસ્થ ભાવના.

(ह) અમરતીને મૂરતી, થાયે પંચ પ્રકાર,
તેમાં ચરમ કરણ વસે, અંતર કરણ પસાર.

૧૨ નીચે લખ્યા શ્લોકોનો શબ્દાર્થ તથા ભાવાર્થ લખો ૧૫

(अ) मात्रोपयोगशून्याः कुर्वन्नावश्यकीः क्रियाः सर्वाः ।
देह क्लेशं लभसे फलमाप्स्यसि नैव पुनरासाम् ॥

(ब) वस्ति संयममात्रेण ब्रह्मके के न विभ्रते ।
मनः संयमतो धेहि धरि चेत्तत्फलार्थ्यसि ॥

(क) त्वमेव दुखं नरकस्त्वमेव त्वमेव शर्मापि शिवं त्वमेव ।
त्वमेव कर्माणि मनस्त्वमेव जहीह्यविद्यामवधेहि चात्मन् ॥

---

ધો. ૫ મું. ડ. (ઉપદેશ પ્રાસાદ પાંચ ભાગ)

(પરીક્ષક:—રા. ધનસુખલાલ વિ. કિરતચંદ મહેતા.)

સવાલ. માર્ક

૧ નીચેના ગમે તે એક વિષય ઉપર મુદ્દાસર ત્રીશથી ચાળીશ લીટીનો નિબંધ લખો.

(૧) પાંચ કારણ મળે કાર્યની ઉત્પત્તિ છે.

(૨) સમ્યકત્વનાં પાંચ લક્ષણ.

(૩) નિશ્ચય અને વ્યવહારથી બારવ્રતોનું વિવેચન. ૩૦

૨ નીચેના ગમે તે એક પુરૂષનું ઉપદેશપ્રાસાદમાંથી જાણ્યું હોય તેટલું ઐતિહાસિક વૃતાંત જણાવો.

(૧) હેમચંદ્રાચાર્ય (૨) હીરવિજયસૂરિ, (૩) બપ્પભટ્ટિ.

(૪) કુમારપાળ. ૧૦

૩ નીચેના અર્થ સ્પષ્ટપણે સમજાવો. ૩૫
કાંતારવૃત્તિ, મીઠું ભોજન, પ્રતિક્રમણ, નય, નિક્ષેપા, નિયાણું, નિન્હવ, ચૈત્ય, અમૂઢ દૃષ્ટિ, તપ, સંમૂર્ચ્છન. અસંગાનુષ્ઠાન, ગરલાનુષ્ઠાન, સ્થિરિકરણ, સંલીનતા, પડવાઇ, લેપ્ય, અલેપ્ય, સોપક્રમી આયુ, ઉત્પાતિકી બુદ્ધિ, દ્વિદલ, ઉત્સર્ગ-અપવાદ, અર્થવાદ, વિધિવાદ, અનુવાદ, ભાવયત્ન; નિર્વૃત્તિ ઇંદ્રિય, ઉપકરણઇંદ્રિય, બાહ્યાત્મા, અંતરાત્મા, પરમાત્મા, પૂર્ણતા, મગ્નતા, અપમાન ધ્યાન, નિપુદ્ધ ધ્યાન, ગૃદ્ધિ ધ્યાન.

૪ નીચેના ગમે તે પાંચ સંક્ષેપમાં સમજાવો ૧૦

(૧) ગૃહસ્થને અણુવ્રત કરાવતાં સાધુને ત્રસ જીવની હિંસાની અનુમોદનાનું દૂષણ લાગે કે નહિ?

(૨) એકેંદ્રિય જીવોમાં અવિરતિ, આસ્ત્રવ ઘટે કે નહિ? ઘટે તો તે દાખલાથી સમજાવો.

(૩) પ્રતિક્રમણના આઠભેદ કયા કયા તે સમજાવો.

(૪) દર્શનાચારના ભેદ સમજાવો.

(૫) ચારિત્રાચારના ભેદ સમજાવો.

(૬) ઉત્સર્ગ અને અપવાદ સાથે રહેલાં છે છતાં શ્રી જિન સિદ્ધાંત મુજબ એવી કઈ ત્રણ બાબતો છે કે જ્યાં અપવાદ સર્વથા નિષિદ્ધ છે? અને તે શા માટે?

(૭) "દાંત વિના બીજા કોઈ અંગ અથવા ઉપાંગનું હાડકું સો હાથ સુધીમાં પડયું હોયતો બારવર્ષ સુધી (ત્યાં) વાચનાદિક સ્વાધ્યાય કલ્પે નહિ" આ કેમ એ સમજાવો.

૫ નીચેના ઉપર ટુંક વ્યાખ્યાન (Short notes) લખો. ૧૦

(૧) "માત્ર મુંડન કરાવ્યાથી કાંઇ સાધુ કહેવાય નહિ, સમતા ગુણ ધારણ કરવાથી સાધુ કહેવાય છે"

(૨) "જે જગતના તત્વને માને છે તેને આચાર્યોએ મુનિ કહ્યા છે."

(૩) "વાદ અને પ્રતિવાદ તેમજ અનિશ્ચિત પદાર્થને કહેનારાં માણસો ઘાણીના બળદની ગતિની જેમ તત્વના પારને પામતાં નથી

(૪) "આ બકરીનાં આંચળ જેવા વીર્યાચારને સારી રીતે ઉપયોગમાં લેવાનું શું પ્રયોજન છે? કેમકે ભવ્યપ્રાણીઓને બત્ર સ્થિતિનું તો નિયતપણું છે. તેથી જ્યારે તે ભવ્યપ્રાણીઓ સિદ્ધિમાં જવાના હશે ત્યારે તે પ્રાણીઓ વિર્યાચારનો ઉપયોગ કર્યા વિના પણ મોક્ષે જશે." આ કથનમાં શું વિરોધ છે?

(૫) 'જે પરઉપાધિથી પૂર્ણતા થએલી છે, તે માગેલા અલંકાર જેવી છે; જે સ્વાભાવિકી પૂર્ણતા છે, તે જાત્યવંત રત્ન જેવી છે"

તા ક. સારી ઇમારત, સ્વચ્છતા, અને સ્પષ્ટતાના ૫

કુલ માર્કસ ૧૦૦

ધો. ૫ સુ ૬ (ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧ થી ૧૦)

(પરીક્ષકઃ—રા. રા. ઉમેદચંદ દોલતચંદ બરોડિયા બી. એ. મુંબઇ)

| સવાલ. | | માર્ક. |
|---|---|---|
| ૧ | શ્રી ઋષભદેવજીના જન્મથી દીક્ષા લીધી ત્યાં સુધીમાં બનેલા બનાવોનો ટુંક સાર આપો. | ૧૨ |
| ૨ | અ ભરત અને બાહુબલી વચ્ચેના યુદ્ધનાં કારણો તથા સંપૂર્ણ હેવાલ આપો. ઘ. સગર ચક્રીના કુમારો વિષે તમે જે જાણતા હો તો લખો. | ૧૨ |
| ૩ | ચાર વેદ કોણે બનાવ્યા, તેના અભ્યાસ કરનારાઓ કોણ હતા અને પછી તેની કેવી સ્થિતિ થઇ તે જણાવો અને તેની સાથે જૈનો અને વેદાંતીઓનો પરસ્પર સંબંધ ઐતિહાસીક દ્રષ્ટિએ સમજાવો. | ૧૫ |
| ૪ | નીચેના મહાપુરૂષોનાં ચરિત્રો વિષે ટુંક નોંધ લખો. દ્વિપૃષ્ઠ, ત્રિપૃષ્ઠ, વિજય, તારક, ભદ્ર, અને મધુ. | ૧૫ |
| ૫ | શ્રી શાંતિનાથજીના જીવ અને શ્રી મહાવીર સ્વામીના જીવની ઉચ્ચતાને અંગે દાખલા સહિત સરખામણી કરો. | |
| ૬ | સુભૂમ અને પરશુરામનાં ચરિત્રો જૈન દ્રષ્ટિએ ઓળખો. | ૧૦ |
| ૭ | દ્વારિકા નગરીની ઉત્પત્તિ અને નાશ વિષે જણાવેલી વિગત પરથી હાલની દ્વારિકા નગરી સંબંધી તમે શું અભિપ્રાય બાંધો છો? | ૮ |
| ૮ | શ્રી નેમીનાથજી અને કૃષ્ણ વાસુદેવનું ચારિત્ર્ય (આચરણો)ની તુલના કરો. | ૧૦ |
| ૯ | શ્રી મહાવીર સ્વામીના દશ શ્રાવકોમાં કયો શ્રાવક શ્રેષ્ઠ સમજો છો તે કારણ સહિત બતાવો. | ૧૦ |
| | | ૧૦૦ |

---

## श्री जैन श्वेतांबर एज्युकेशन बोर्ड.

### બાઇ રતન—ઉત્તમચંદ કેશરીચંદના પત્નિ—શ્રી જૈન ધાર્મિક હરીફાઇની પરીક્ષા.

સં. ૧૯૭૦ ના પોષ સુદ ૧ ને રવિવારે દિવસના એક વાગ્યાથી ચાર વાગ્યા સુધી. તા૦ ૨૭-૧૨-૧૯૧૩

**અવિવાહિત કન્યાઓનું ધો. ૧ લું.**

વિષયઃ—સામાયિક, દેવવંદન વિધિના સૂત્રો, નવઅંગપૂજાના દોહા, જીવવિચારની પચ્ચીસ ગાથાના બોલ અને પુત્રી શિક્ષા.

(પરીક્ષકઃ—શા. ફતેચંદ ઝવેરભાઇ-ભાવનગર)

સવાલ

૧ આચાર્યના કેટલા ગુણો છે અને તે ગુણોવાળું સૂત્ર અર્થ સાથે લખો.

૨ નીચેના શબ્દોના અર્થ લખો.

સામાયિક, નિસહિઆએ, અનત્ય, કિત્તઇસ્સં, પજ્જુવાસામિ, ઉક્કોસય, મરૂઅ, આવાસં, સમીરં, દૂરપારં અને જરા

૩ 'પુક્ખરવરદીવડ્ઢે'ની ત્રીજી ગાથા અર્થ સાથે લખો તથા તે સૂત્રનું બીજું નામ શું કહેવાય છે તે લખો

૪ પ્રભુના હૃદયનું પૂજન કરવાનો દોહો અર્થ સાથે લખીને સમજાવો.

૫ સાધારણ વનસ્પતિકાયનાં લક્ષણો બતાવો તેમજ 'પણગા સેવાલ'નો અર્થ લખો.

૬ જીવવિચારની નીચેની ૧૪ મી ગાથાનો અર્થ વિવેચન સાથે લખો.

**पत्तेयं तरु मुत्तं, पंचवि पुढवाइणो सयल लोए ॥**

**सुहुमा हवंति नियमा, अंत मुहुत्ताउ अद्दिस्सा.**

૭ નીચેના દોહાનો અર્થ સમજાવો.

ધન દેને તન રાખીએ, તન દે રાખો લાજ;

ધન દો તન દો લાજ દો, એક પ્રેમને કાજ.

૮ નીચેના શબ્દોના અર્થ લખો.

બાળ, સપૂત, કુવાણી, શીખ, સહજ, સુજશ અને અનુરાગ.

૯ પરપુરૂષ સાથે ઠઠ્ઠા મશ્કરી કરનાર હંસમુખી મેનાની વાર્તા ટુંકમાં લખો.

૧૦ કુળની શોભા અને પ્રતિષ્ઠા શું કરવાથી વધે ? તે ટુંકમાં લખો.

## અવિવાહિત કન્યાઓનું ધો. ૨ જું.

વિષય:-જીવવિચાર, નવતત્ત્વ. ઉપદેશ પ્રસાદ ભાગ ૧ લો, હિત શિક્ષા

(પરીક્ષક:-રા. રા. હીરાચંદ લીલાધર ઝવેરી સર્ટીફાઇડ એકાઉન્ટન્ટ (લંડન)-મું

સવાલ (જીવ વિચાર)

૧ (અ) સાધારણ વનસ્પતિકાયની વ્યાખ્યા લખો; અને તેનાં બીજાં નામો આપો.

(બ) જ્યાં હમેશાં બીજો અને ત્રીજો આરો રહે છે એવી અકર્મભૂમિના નામો આપો.

૨ દેવલોકના તમો જાણીતા હો તેટલાં નામો લખો.

૩ મનુષ્યના ભેદો વિસ્તારથી ગણાવો.

(નવ તત્ત્વ)

૪ બાવિસ પરિસહનાં નામ લખો.

૫ (અ) જીવનું લક્ષણ લખો.

(च) ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની વ્યાખ્યા આપો.
(फ) પાંચ પ્રકારનાં ચારિત્ર સમજાવો.
(ड) નિર્જરા અને મોક્ષ વચ્ચેનો ભેદ સમજાવો. ૧૨

૬ (अ) મોદકના દૃષ્ટાંતથી બંધનું સ્વરૂપ સમજાવો.
(व) સિદ્ધના ભેદો લખો અને તેનાં દૃષ્ટાંત આપો. ૭

૭ (अ) સંવરપૂર્વક નિર્જરાનું પરિણામ શું?
(च) સ્થાવર દશકનાં નામ લખો.
(फ) પુણ્ય બંધાય કેટલા પ્રકારે અને ભોગવાય કેટલા પ્રકારે. ૧૪

( ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો. )

૮ ત્રણ પ્રકારના સમકિતનું સ્વરૂપ સમજાવો. ૬
૯ નંદિષેણ મુનિનું દૃષ્ટાંત શાના માટે પ્રસિદ્ધ છે? આ દૃષ્ટાંત ટુંકમાં લખો. ૬
૧૦ ૭ અભિયોગના આગારનું સ્વરૂપ સમજાવો. ૮

( હિત શિક્ષા છત્રીસી. )

૧૧ નીચેની કડીઓ લખો અને તેના અર્થ સમજાવો—
(अ) સસરો સાસુ જેઠ જેઠાણી;
(च) નીચ સાહેલી સંગ ન કીજે;
(फ) નિજ ભરતાર ગયો દેશાવર;
(ड) પરદેશી ગરબો ગાવાને; ૧૫

૧૦૦

---

## કન્યાઓ તથા સ્ત્રીઓ માટે ધોરણ ૧ લું.

વિષય:—બે પ્રતિક્રમણ, જીવવિચાર પ્રકરણનો સાર, ચાર કષાયની સઝાય તથા બે ગહુંલીઓ

( પરીક્ષક:—રા. રા. નાનચંદ માણેકચંદ મહેતા-મોરબી ).

સવાલ માર્ક

૧. નીચેની ગાથાઓ લખો તથા સમજાવો.
( ૧ ) શ્રી નવકાર મંત્ર.
( ૨ ) ચોથા શિક્ષાવ્રત ઉપર વંદિતા સૂત્રની ૨૦ મી ગાથા.
( ૩ ) કલ્લાણકંદ સ્તુતિની બીજી ગાથા. ૧૫

૨. નીચેના શબ્દોના અર્થ લખો
અભયપ્રદાન, ખમાસમણો, તપ્પડિરૂવે, જત્તાભે, બેસણું ઠાઉં, સમણિજ્જયં, સંઘયગિ, સતતં, સર્વાશિવપ્રશમનાય, ખમાવર્ત્તા, સમ્મત્ત, ચંગ, ઇંકોવિ, અપ્પડિહય સાસણ, તત્ત્વપણ, અકપ્પો, ઘઉંલી, સંવર, પેજ્જ, ખેમા, એ દરેકના અર્થ લખો;
સિત્તંમયસ મેરૂઅ મણુંત મખ્ખય મવ્વાબાહ મપુણરાવિત્તિ; એમાંના દરેક શબ્દના અર્થ જુદા જુદા લખો. ૨૦

૩. નીચેની બાબતો સંપૂર્ણ રીતે સમજાવો.
ઉપશમ રસનાઈ, થઇ કેવલી કેવલી કીધ, તુટે કર્મની કોડ, સુકાં લાકડાં સારીખો,
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થ એક ધર્મશું મમતા મંડજો.
દશ ચંદરવા કયા કયા સ્થળે બાંધવા ? ૨
૪. સામાયિક લેવાની વિધિ (માત્ર) લખો.
૫. કષાય ન સેવવા માટે તમે તમને પોતાને કેવી રીતે ઉપદેશ આપો તે કષાયની ચારે સજ્ઝાયમાંથી એકેક દ્રષ્ટાંત કહીને સમજાવો.

૫. જીવવિચાર.

( ૧ ) રમ્યક્, અંજના, વ્યંતર, આનંત, એ શાના પ્રકાર છે ?
ગુગલ, મેર, પારો, સવા, મોથ, કપિલ, જૂ, મચ્છર એ કયા પ્રકારના જીવો છે ?
સાધારણ વનસ્પતિકાય જીવોના લક્ષણ શું ?
સ્પર્શ, જીહ્વા અને કર્ણ એ ત્રણ ઇંદ્રિયવાળા જીવોનાં બે નામ આપો;
( ૨ ) મોક્ષના જીવના પંદર ભેદ છે, તો એ જીવોને રહેવા માટે મોક્ષમાં પંદર સ્થાન હશે? એ ભેદ શા આધારે પાડેલા હશે ?
( ૩ ) સાત હાથ શરીર પ્રમાણવાલા જીવો કયા કયા ?
તેઉકાય, ગર્ભજ મનુષ્ય, જલચર અને મોક્ષના જીવોનું આયુષ્ય કેટલું ? ૨૦
સ્પષ્ટ અને સ્વચ્છતા માટે. ૧

૧૦૦

## સ્ત્રીઓનું ધો. ૨ જું. ( નવસ્મરણ, પંચ પ્રતિક્રમણ. )

( પરીક્ષક:—ચુનીલાલ છગનચંદ, શરાફ–સુરત )

| સવાલ | ( નવસ્મરણ ) ધો | માર્ક. |
|---|---|---|

૧. નવસ્મરણનાં નામ ગણાવો. તેમાંના શ્રી પાર્શ્વનાથ ભાગ આદિશ્વર ભગવંત તથા શ્રી શાંતિનાથને ઉદ્દેશીને કયા કયા સ્મરણો રચવામાં આવ્યાં છે તે તેમના નામની સામે લખો.

૨. ભક્તામર અને કલ્યાણમંદિર સ્તોત્રના કર્તા કોણ થઇ ગયા છે અને તેઓના સંબંધી જે કાંઇ ઇતિહાસીક બીના તમારા જાણવામાં હોય તે લખો.

૩. પહેલા સ્મરણમાંથી પંચ પરમેષ્ઠી નમસ્કાર મહીમા દર્શક ગાથા, બીજાની છેલ્લી ગાથા, ત્રીજામાંની ચોવીશ તીર્થંકરોની દેવીઓની ગાથાઓ, ચોથામાંથી સોળ વિદ્યા દેવીના નામની ગાથાઓ, પાંચમાંની પાંચમી ગાથા, છઠાની कुसुमलया અથવા रमणमाला છંદની ગાથા, સાતમાના युद्धस्त्वमेव અથવા छत्रत्रयं तवविभाति એ બેમાંથી એક શ્લોક, આઠમાંથી આઠમો શ્લોક અથવા देवेन्द्र-वंद्यविदिता શ્લોક અને નવમાંથી ॐ पुण्याहं श्री वर्धमानान्ता जिनाःशान्ताः शान्तिकरा भवंतु स्वाहा સુધીનો પાઠ સારા અક્ષરે શુદ્ધતાપૂર્વક લખી

લાવો અને ગમે તે બે માગધી ગાથા તથા ગમે તે બે સંસ્કૃત શ્લોકના અર્થ લખો. ... ૩૫

(પંચ પ્રતિક્રમણ)

૧. પ્રતિક્રમણ એટલે શું? તે કેટલાં છે? અને તે દરેકના વખતની મર્યાદા કેટલી અને ક્યાંથી ક્યાં સુધીની તે લખો. ૬

૨. આવશ્યક એટલે શું? તે કેટલાં છે? અને તે દરેક આવશ્યક કયા સૂત્રથી ઓળખાય છે તે સ્થળ સહિત જણાવો. અથવા ગમે તે એક સતીનું ચરિત્ર (ભરહેસરની સજ્ઝાયમાંની) લખો. ૬

૩. દરેક પ્રતિક્રમણમાં ચૈત્યવંદન, સ્તવન, સ્તુતિ (થુઇ) અને સઝાય (સ્વાધ્યાય) કેટલી કેટલીવાર કહેવામાં આવે છે અને દરેકમાં મોટા કાયોત્સર્ગ કેટલા લોગસ્સનો આવે છે અને તેની ગણત્રી શા ઉપર કરવામાં આવી છે?

૪. બાર વ્રતમાંના દરેક વ્રતના કેટલા અતિચાર છે અને તેમાં બીજા અને ત્રીજા અનુવ્રતના અતિચારની ગાથાઓમાંથી ગમે તે એક અર્થ સાથે લખો. ૯

૫. સકલાર્હતમાંથી મલ્લીનાથની સ્તુતીવાચક તથા પંચતીર્થ સ્તુતીવાચક શ્લોક અર્થ સાથે લખો. ૧૨

૬. પોષધવ્રત પાળવામાં સમર્થ એવા કયા મનુષ્યોની વીર ભગવંતે પ્રશંસા કરી છે. ૬

૭. શ્રાવકને નીત્ય કરવા યોગ્ય કાર્યો સંબંધી જે સજ્ઝાય હોય તેમાંની ગમે તે એક ગાથા અર્થ સહિત લખી લાવો. ૬

૧૦૦

નોટ—શુદ્ધતા, સ્વચ્છતા અને સારા અક્ષરપર ખાસ લક્ષ આપવું.

## સ્ત્રીઓનું ધો. ૩ જું.

**વિષય**—નવતત્ત્વ, ત્રણ ભાષ્યનો સાર, ઉપદેશ પ્રસાદભાગ ૧ લો, સ્તવનો

(**પરીક્ષક**—રા. રા. કેશવલાલ પ્રેમચંદ મોદી. બી. એ. એલ એલ બી. અમદાવાદ).

સવાલ. માર્ક

૧ સમકિતના ૬૭ બોલનાં નામો તથા તે દરેકનું ટુંક વર્ણન લખો. ૨૦

૨ સમકિતનો અર્થ, તેનું સ્વરૂપ, તેના ભેદ તથા તે શાથી મળે તે લખો. ૧૦

૩ ઉપદેશ પ્રાસાદ ભાગ ૧લા માંથી ગમે તે કથા તેના રહસ્ય અગર શીખામણું સાથે લખો ૫

૪ દેવવંદનમાં કેટલા અને કીયા કીયા સુત્રો આવે છે અને શી બાબતમાંના છે તેનો ટુકો હેવાલ લખો ૧૦

૫ ગુરુવંદનમાં કેટલા કીયા કીયા સુત્રો આવે છે અને તે શી બાબતના છે તેનો ટુકો હેવાલ લખો ૧૦

૬ પચ્ચખ્ખાણોમાં આવતા આગારો લખો. ૧૦

૭ અજીવ તત્ત્વ વિષે જાણતા હો તે લખો. ૧૦

| | | |
|---|---|---|
| ૮ | આસ્રવ તત્ત્વ વિષે જાણતા હો તે લખો. | ૧૦ |
| ૯ | નિર્જરા તત્ત્વ વિષે જાણતા હો તે લખો. | ૧૦ |
| ૧૦ | સમકિતદાર ગભારે પેસતાં તે સ્તવન લખો અગર સમકીતના ૬૭ બોલની સઝાયમાંથી ગમે તે પાંચ ટુંક લખો. | ૫ |
| | | ૧૦૦ |

## સ્ત્રીઓનું ધો. ૪ થું.

વિષય:—આગમસાર. ગુણસ્થાનક્રમ, શિક્ષોપદેશમાળા અને માને શીખામણ.)

( પરીક્ષક:—રા. રા. ઉમેદચંદ દોલતચંદ બરોડિયા. બી. એ. મુંબઈ.)

| સવાલ. | | માર્ક. |
|---|---|---|
| ૧ | કુંવારાવસ્થામાં છોકરાઓ અને છોકરીઓ ઉપર માતાએ કઇ કઇ બાબતોમાં દેખરેખ રાખવી તે વિસ્તારથી જણાવો. | ૧૫ |
| ૨ | બાળકને ચલાવવામાં ઉતાવળ શા માટે ન કરવી ? બાળકને ઉલટી થવાનાં કારણ તથા તેના ઇલાજ આપો. | ૧૦ |
| ૩ | સમકિત મળ્યા પહેલાંની જીવની સ્થિતિનું વર્ણન આપો. | ૧૦ |
| ૪ | સમકિતનો અર્થ આપી તેનું સ્વરૂપ ટુંકામાં સમજાવો. | ૮ |
| ૫ | અજીવ તત્ત્વ વિષે તમે જે જાણતા હો તે લખો. | ૭ |
| ૬ | અંતરાય કર્મનું સ્વરૂપ આપી, આપણા જુના પૂર્વનાં બાંધેલાં કર્મનો નાશ કરવાને કયા કયા ઉપાયો છે તે લખો. | ૧૦ |
| ૭ | અવિરતિ સમકિત ગુણસ્થાને જીવ પહોંચે ત્યારે તેમાં કેવા કેવા ગુણોનો અનુભવ થાય? | ૧૦ |
| ૮ | શીલવતીની કથા ટુંકમાં લખી તેમાંથી આપણે શું શીખવું જોઇએ તે જણાવો. | ૧૦ |
| ૯ | સર્વ ધર્મ થકી શીલવ્રત પાલવું કઠણ છે એમ શા માટે લખવામાં આવે છે ? શીલનું મહાત્મ્ય સંક્ષેપમાં બતાવો. | ૧૦ |
| ૧૦ | કલેશ કરાવનાર નારદઋષિ કયા ગુણથી મોક્ષ પામ્યા ? તે ઋષિનું ટુંક ચરિત્ર લખો. | ૧૦ |
| | | ૧૦૦ |

## સ્ત્રીઓનું ધોરણ ૫ મું. (અ)

( પરીક્ષક—રા. રા. પંડિત બેચરદાસ જીવરાજ—બીઆવર )

( તત્વાર્થ સૂત્ર )

| સવાલ. | | માર્ક. |
|---|---|---|
| ૧ | " सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" અને " कृत्स्नकर्मक्षयो मोक्षः" આ બે સૂત્રના અર્થમાં શું તફાવત છે? | ૮ |
| ૨ | " मोहक्षयाज्ज्ञानदर्शनावरणान्तरायक्षयाच्च " એ સૂત્રનો અર્થ | |

લખો અને મોહનીય કર્મ ક્ષીણ થયાબાદ તુરત કેવળજ્ઞાન, કેવળદર્શન થાય છે કે અમુક સમય પછી થાય છે તે જણાવો. ૧૦

૩ કર્મ વગરનો જીવ સિદ્ધશિલા તરફ ગતિ કરે છે તેનું શું કારણ? ૧૦

૪ દાન કોને કહેવાય? બંધના હેતુઓ કયા કયા? સમ્યક્ત્વના કયા કયા અતિચાર છે? ૧૦

૫ અ. પ્રત્યક્ષ અને પરોક્ષ કોને કહેવાય?
બ. "ઉમાસ્વાતિ" નામ કેમ પડયું? ૧૧

૬ શાંતિજીનના સ્તવનમાં શાંતિનું પ્રથમ સ્થાન શું બતાવ્યું છે? મિથ્યા દૃષ્ટિજીવ શાંતિમાન્ ગણાય કે નહિ? ૧૦

૭ અ "साप खाए ने मुखडुं थोथुं एह ओखाणो न्याय" हो ॥ कुन्थुजिन० ॥ આ વાત મન ઉપર કેમ ઘટી શકે?
બ " नोकषाय श्रेणी गज चढतां श्वानतणी गति झाली रे " ॥मल्लि०॥ આ વાક્યમાં શ્વાન ( કુતરા )ની ગતિ ગ્રહણ કરનાર કોણ અને કેવી રીતીએ શ્વાન-ગતિ ગ્રહણ કરાઈ તે જણાવો.

૮ પૂ. આનંદઘનજી સંબંધે કાંઈક લખો અથવા सुगतमतरागी कहे, वादी क्षणिक ए आतम जाणो रे, बंध मोख सुख दुःख न घटे, एह विचार मन आणो रे" ॥ मुनि सुव्रत० ॥ એ ગાથાનો સ્પષ્ટ અર્થ જણાવો? ૧૦

૯ छार, उत्सूत्र, श्रद्धान, कुलवट, चरमावर्त, दोहग, शुर, जिणजोणी, सेत, किसडी लोकायतिक આટલા શબ્દોના માત્ર અર્થ જણાવો. ૧૦

૧૦ પ્રથમ શ્રી ઋષભદેવજીના સ્તવનમાં શુદ્ધ ચેતના સાથે શ્રદ્ધા સખીએ શું સંવાદ કર્યો છે તે જણાવો. ૧૦

૧૦૦

---

## સ્ત્રીઓનું ધો. ૫ મું. બ (કર્મગ્રંથચાર, ઉપમિતિ ભવ પ્રપંચ.)

(પરિક્ષકઃ—શેઠ કુંવરજી આણંદજી—ભાવનગર)

સવાલ (પહેલા કર્મ ગ્રંથમાંથી) માર્ક

૧ મતિજ્ઞાનના ૨૮ ભેદના ૨૮ નામ જુદા જુદા લખો. ૮

૨ પંદર બંધનના પંદર નામ લખો. ૪

૩ મોહની કર્મના બંધ હેતુની ગાથા અર્થ સાથે લખો. ૮

### (બીજા કર્મગ્રંથમાંથી)

૪ ચોથે પાંચમે ગુણઠાણે બંધ ઉદય ને સત્તામાંથી જે જે પ્રકૃતિનો વિચ્છેદ થાય છે તેમાં નામ કર્મની કઇ કઇ પ્રકૃતિનો થાય છે તે લખો. ૮

૫ દૌર્ભાગ્ય નામ કર્મ ને દુઃસ્વર નામ કર્મ કયા કયા ગુણઠાણા સુધી હોય? ૮

૬ ઉદીરણા કયા ગુણઠાણા પછી બીલકુલ ન હોય? ૪

## ( ત્રીજા કર્મગ્રંથમાંથી )

૭ મનુષ્ય ગતિમાં અવસર્પિણી કાળમાં ચોથે ને પાંચમે આરે કેટલા કેટલા ગુણઠાણા ને કયાં સુધી હોય ? ૮

૮ તિર્યંચ ગતિમાં સાતમે ગુણઠાણે કઇ કઇ પ્રકૃતિ બંધાય? ૪

૯ વૈક્રિય શરીરમાં, સ્ત્રીવેદમાં, મનઃપર્યવ જ્ઞાનમાં, અણાહારીપણામાં કયા કયા ગુણઠાણા લાભે ? ૮

## ( ચોથા કર્મગ્રંથમાંથી )

૧૦ વિકળેંદ્રિને બંધ સ્થાનક, ઉદય સ્થાનક ને સત્તા સ્થાનક આઠ કર્મ સંબંધી કેટલા કેટલા હોય? ૪

૧૧ બાસઠ માર્ગણામાં ગતિ, શરિર, યોગ, લેસ્યા ને અનાન માર્ગણાએ કેટલા કેટલા ગુણઠાણા લાભે? ૮

૧૨ ચૌદ ગુણઠાણે વર્તતા જીવોનું અલ્પ બહુત્વ લખો. ૮

## ( ઉપમિતિ ભવ પ્રપંચમાંથી પ્રશ્નો )

૧૩ બાળ, મધ્યમબુદ્ધિ અને મનીષી જેવા મનુષ્યોના વિચારો સંસારિક સુખના સંબંધમાં કેવા હોય ? તે જણાવો. ૫

૧૪ ભવચક્ર નગરમાં ફરતાં પ્રકર્ષે ને વિમર્શે જે સાત સ્ત્રીઓને દીઠી હતી તેના નામો લખો. ૪

૧૫ ક્રોધ, માન, માયા ને લોભનું નિવારણ કરનાર ગુણો કયા કયા છે ? ૩

૧૬ પાંચે ઇંદ્રિઓના નિવારણ શાથી થાય? ૪

૧૭ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન ને પરિગ્રહ એ પાંચ આસ્રવથી શું શું હાની થાય છે તેના નિવારણ માટે કયા કયા ગુણોનો આસ્રવ કરવા યોગ્ય છે ? ૪

૧૦૦

---

### સ્ત્રીઓનું ધો. ૫ મું. ક (જ્ઞાનાર્ણવ અને આઠ દ્રષ્ટીની સઝાય)

( પરીક્ષકઃ—રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ વકીલ-મુંબઇ. )

સવાલ ( જ્ઞાનાર્ણવ ) માર્ક

૧ નીચેના શબ્દોનો અર્થ લખોઃ—
પ્રત્યાહાર, ધારણા, પ્રણવ, પ્રશસ્ત ધ્યાન, વિકથા, પ્રાણાયામ, બહિરાત્મા, શુદ્ધોપયોગ, ધર્માસ્તિકાય, જ્ઞાનાર્ણવ, ચિદાનંદ, આજ્ઞાવિચય ધર્મધ્યાન, અર્થાપત્તિ પ્રમાણ, સ્વયંબુદ્ધ, અને ભેદ વિજ્ઞાન. ૧૫

૨ નીચેનાં વાકયો ટુંકમાં સમજાવો.
(૧) જે માર્ગમાં અજ્ઞાની ચાલે છે તે માર્ગમાં વિદ્વજ્જન ચાલે છે, પરંતુ અજ્ઞાની પોતાના આત્માને બાંધે છે અને તત્વજ્ઞાની બંધ રહિત થઇ જાય છે આ જ્ઞાનનું મહાત્મ્ય છે.

(૨) આ જગતમાં વ્યવહારમાં પ્રવર્તનારી વાણી એવી નથી કે જેમાં સમસ્ત વ્યવહારોને સિદ્ધ કરનારી સ્યાદ્વાદરૂપ સત્યાર્થવાણી સ્ફુરાયમાન ન હો.

(૩) કોઇ કોઇ એવું કહીને પોતાના તથા પરના ધ્યાનનો નિષેધ કરે છે કે 'આ કાલ દુઃષમા (પંચમ) છે, આ કાલમાં ધ્યાનની યોગ્યતા કોઈની પણ નથી'—આમ કહેનારને ધ્યાન કેમ થાય? ૧૫

૩ આશ્રવ ભાવના, સંસ્થાન વિચય ધર્મધ્યાન અને સામ્ય ભાવનુ સ્વરૂપ આપો. ૧૫

૪ નીચેની શંકાનું સમાધાન કરો.

પિંડસ્થ ધ્યાનમાં કરવામાં આવતી પૃથિવી, અગ્નિ, પવન, જલાદિકની કલ્પના શા માટે કરવા યોગ્ય છે? કારણ કે ધ્યાન તો જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માનુંજ કરવું યોગ્ય છે. ૧૫

(આઠ દ્રષ્ટિની સઝાય.)

૫ નીચેની કડીઓ સમજાવો.

(અ) પુદ્‌ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન,
એક માર્ગ તે શિવતણોજી, ભેદ લહે જગ દીન;

(બ) મન મહિલાનું રે વાહલા ઉપરે, બીજાં કામ કરંત,
તેમ શ્રુત ધર્મેરે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત.

(ક) શિક્ષાથી જેમ રતન નિયોજન, દૃષ્ટિ ભિન્ન તેમ એહોજી,
તાસ નિયોગે કરણ અપૂરવ, લહે મુનિ કેવલગેહોજી; ૧૫

૬ નીચેના શબ્દોના અર્થ કહો.

નિરતિચાર, તત્ત્વતણી પ્રતિપત્તિ, સૂક્ષ્મબોધ, અવેદ્ય, અષ્ટમહાસિદ્ધિ, પ્રત્યાહાર, ઋતંભરા બુદ્ધિ. ૧૦

૭ નીચેનું કંઇ દ્રષ્ટિમાં હોય તે જણાવો,

(૧) શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, શિષ્ટ કહે તે પ્રમાણ.

(૨) ધર્મ અર્થે ઇહાં પ્રાણનેજી છાંડે પણ નહીં ધર્મ,
પ્રાણ અર્થે સંકટ પડેજી, જુઓ એ દ્રષ્ટિનો મર્મ;

(૩) તત્ત્વમિમાંસારે દ્રઢ હોયે ધારણા, નહિ અન્ય શ્રુતવાસ. ૧૫

૧૦૦

## સ્ત્રીઓનું ધોરણ ૫ મું. (क)

(પરીક્ષકઃ—રા. રા. મનસુખલાલ વિ. કિરતચંદ મહેતા)

સવાલ (૧) શ્રી યોગદૃષ્ટિની સઝાય (યશોવિજયજી) માર્ક

૧ પ્રત્યેક દૃષ્ટિઓનાં યોગનાં અંગ યોગનાં લક્ષણ અને બોધ જણાવો. ૬

૨ "ચિન્હ યોગનારે, જે પરગ્રંથમાં, યોગાચારજ દીઠ."
"પંચમ દૃષ્ટિ થકી તે જોડીયે, એહવા એહ ગરીઠ."
આ ચિન્હો ક્યાં ક્યાં તે જણાવો અથવા તેની ગાથાઓ આપો. ૪

૩ યોગદૃષ્ટિમાં મુખ્ય વાત શું તરી વળે છે? ૨

૪ નીચેનાના અર્થ સ્પષ્ટપણે સમજાવો:—

ક્ષેપ, ઉત્થાન, ઋતંભરા, તત્ત્વપ્રતિપત્તિ, અસંમોહ, વિપાકક્ષય, અપાણુ, દૃઢઅધૃષ્યતા, ઓઘનજર, અભિનિવેશ. ૫

૫ નીચેના જે સંબંધમાં આવેલ હોય તે સંબંધપૂર્વક સમજાવો:—

(૧) "દૃષ્ટિ થીરાદિકચારમાં મુક્તિપ્રયાણ ન ભાંજે રે,"
(૨) "ભેદ થીરાદિક દૃષ્ટિમાં, સમકીત દટીને હેરે રે;"
(૩) "સરી એ બોધ પ્રવાહનીજી, એ વણ શ્રુત થલકૂપ,"
(૪) "વેદ્ય સંવેદ્ય પદે કહ્યોજી, તે ન અવેદ્યે જોય,"
(૫) "સમ લોહ પદ ધૃતિ સમીજી, તિહાં હોય અંત નિવૃત્તિ"
(૬) "ધર્મ ક્ષમાદિક પણ મટેજી, પ્રગટે ધર્મ સંન્યાય."
(૭) "અંશે હોય અહિયા અવિનાશી પુદ્ગળજાળ તમાશી રે,"
(૮) "ઇંદ્રિયાર્થ ગત બુદ્ધિ છે જી, જ્ઞાન છે આગળ હેત;"
(૯) "ચંદન ગંધ સમાન ક્ષમા ઇહાં, વાસકને ન ગવેષેજી,"
(૧૦) "મન મહીલાનું વ્હાલા ઉપરે, બીજાં કામ કરંત.
તેમ શ્રુત ધર્મેરે, તેહમાં મન ધરે, જ્ઞાનાક્ષેવકવંત." ૬૫

(૨) યોગબિંદુ ( ગુજરાતી હરિભદ્રસૂરિ. )

૬ યોગ, યોગના ભેદ, અને યોગનું મહાત્મ્ય એ અંગે એક ટુંક નિબંધ વિશેક લીટીનો લખો. ૧૦

૭ નીચેનાના અર્થ સ્પષ્ટ સમજાવો:— ૧૩
ભવાભિષ્વંગ, શુક્લપાક્ષિક, સંવિત્, નોદના, ગોચર, મલના ગ્રંથીભેદ, અનાભોગ, તૃતીયૌષધ, વશિના ભાવસ્નૈમિત્ય, અનુબંધ, અવચ્છેદ, દષ્ટેષ્ટાબાધિત

૮ નીચેનાના ફકરા સમજાવો. ૧૦

( ૧ ) "અવિદ્યા, ક્લેશ, કર્મ, આદિ જે ભવકારણ તે સંજ્ઞા ભેદે પ્રધાનનું પ્રધાનજ છે"
( ૨ ) "ગુરુદોષવાળાનું થોડુંક સચ્ચેષ્ટિત બીત હનાના પાદસ્પર્શ નિષેધની પેઠે કશા કામનું નથી"
( ૩ ) "પાત્ર જનોને પોષ્યવર્ગ વિરોધથી ધર્મવિરૂદ્ધ દાન કરવું યોગ્ય છે ?"
( ૪ ) "જેમ મૂઢ ચિત્તવાળાને પુત્રદારાદિ સંસાર છે. તેમ યોગરહિત એવા વિદ્વાનોને શાસ્ત્ર સંસાર છે."
( ૫ ) "જે એકજ દેવને વળગી ન રહેતાં, સર્વ દેવને નમસ્કાર કરે છે, તે જીતેંદ્રિય અને જીતક્રોધ જનો ઉત્તમ ગતિને પામે છે."

(૩) ચોવિશી. ( શ્રી દેવચંદ્રજી. ) ૫૭

૯ નીચેનાં સ્પષ્ટ સમજાવો.

( ૧ ) "પુદ્ગલ અનુભવ ત્યાગથી કરવી જસુ પરતીત."
( ૨ ) "દેરે, જાણે, રમે, અનુભવે તે પ્રભુ, તત્ત્વસામિત્ત, શુચિનરત્ન ધામે"
( ૩ ) "સ્થંભન ઇંદ્રિય યોગનોરે લાલ, રક્તવર્ણ ગુણ રાયરે"
( ૪ ) "ભાવ અભેદ થાવાની દશા"
( ૫ ) પપરિણતિ અદ્વેષપણે ઉવેખતાં"

(૬) ક્ષાવિક દર્શન, જ્ઞાન, સરલ ગુણ ઉપના,
"આદિક બહુ ગુણ શસ્ય આતમ ઘર નિપના."
૭ "મિથ્યા વિષ હો પ્રભુ મિથ્યા વિષની ખીન,
હટવા હો પ્રભુ હટવા જાંગુલિ મન રમીજી."
૮ "હવે સંપૂરણ સિદ્ધ તણી શી વાર છે, દેવચંદ્ર જીનરાજ જગત આધાર છે."
૯ "ચરમ જલધિ જલ પિણે અંજલિ, ગતિ ઝીપે અતિવાય,
સર્વ આકાશ ઉલ્લંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાય."
૧૦ "જિનવર પૂજા રે તે નિજ પૂજનાર, પ્રગટે અન્વય શક્તિ."

૧૦ નીચેના શબ્દોના અર્થ સમજાવો. ૧૦
વ્યવધાન, અવ્યાબાધ, આરોપિત, નિર્યામક, માહણો, અવિસંવાદ,
ઉપાદાન, અલિપ્ત, જડચલ જગતી એંઠ, તાદાત્મ્ય.

૧૧ નીચેના પદ ઉપર વિવરણ લખો. ૧૦
"ઉપજે વ્યય લહે, તહાવે તેવો રહે,
"ગુણ પ્રમુખ બહુલતા તહવી પિંડી,
"આત્મભાવે રહે, અપરતા નવિ ગ્રહે,
"લોક પ્રદેશ મિત પણ અખંડી."

કુલ ૧૦૦

## સ્ત્રીઓનું ધોરણ ૫ મું (ઈ)

(પરીક્ષકઃ—શેઠ કુંવરજી આણંદજી ભાવનગર)

સવાલ (૧) ઉપદેશ પ્રાસાદ ભાગ ૨ જા માંથી. માર્ક

૧ ચોથા વ્રત ઉપર શિળવતીની કથા છે તેણે પોતાનું શિયળ કેવી રીતે જાળવ્યું? ૫

૨ ચોથા વ્રતના પાંચ અતિચારો સ્ત્રીએ શી રીતે તજવા? તે જરા વિગતથી લખો. ૫

૩ સાતમા વ્રતમાં ચૌદ નિયમ ધારવાના છે તેમાં પહેલો નિયમ સચિત સંબંધી છે; તેમાં લોટ (વગર ચાળેલો) કયા કયા મહીનામાં ક્યાંસુધી મિશ્ર રહે છે તેમજ ચાળ્યો હોય તો ક્યારે અચિત્ત થાય છે તે લખો. (આ હકીકત સ્ત્રી જાતિને ખાસ ઉપયોગની અને કાયમ યાદ રાખવાની છે. ૧૦

(૨) ભાગ ત્રીજામાંથી.

૪ સંવચ્છરી પડિક્રમણામાં કેટલા શ્વાસોશ્વાસનો કાઉસગ્ગ કરશો ને તે શું ગણીને કરશો? ૪

૫ કયવન્ના શેઠની કથામાંથી સાર શું લેવા યોગ્ય છે તે લખો. ૮

૬ દેવ દ્રવ્ય ઉપર શુભંકર શેઠની કથા છે તેમાં દેવ પાસે ધરેલા ચોખાની ક્ષીરે મુનિને વહોરાવી તેથી મુનિને શી શી હાની થઇ તે વિચારીને લખો. ૮

(૩) ભાગ ચોથામાંથી.

૭ ચારિત્રના આરાધનથી ને વિરાધનથી પુંડરીક ને કુંડરીકને શું લાભ ને હાની થઇ ને તેણે કેટલો કાળ આરાધના ને વિરાધના કરી? તે લખો. ૧૦

૮ સ્ત્રીપણું ન પામવાનું નિયાણું કરે તે ચોથું નિયાણું છે, તેને વર્જવા યોગ્ય કહ્યું છે તો સ્ત્રીપણું પામવામાં શું હાની છે તે જણાવો. ૧૦

૯ અવ્યક્તવાદી નિન્હવને બળભદ્રરાજા શી રીતે ઠેકાણે લાવ્યા? તે નિન્હવની માન્યતામાં શી ભૂલ હતી? ૧૦

## (૪) ભાગ પાંચમાંથી.

૧૦ अस्थिरे हृदये चित्रा, वाग् नेत्राकार गोपना ।
पुंश्चल्या इव कल्याण कारिणी न प्रकीर्त्तिता ॥
૩૦૩ મા વ્યાખ્યાનમાં આ શ્લોક છે તેનો ભાવાર્થ સમજાવો. ૧૦

૧૧ ઢંઢણ ઋષિએ પૂર્વે શું કર્મ બાંધ્યું હતું અને ચરિત્ર લીધા પછી તેને કયા પ્રકારે ભોગવવું પડયું? ૧૦

૧૨ બે પ્રકારના આયુષ્યમાં સોપક્રમી આયુષ્ય કોનું હોય છે અને નિરૂપક્રમી કોનું હોય છે તે જણાવો.

કુલ. ૧૦૦

**જૈન ધાર્મિક પ્રાથમિક પરીક્ષા** ( સુરત જીલ્લા માટે ખાસ )

ગત ડિસેંબર૧૯૧૩ માં શેઠ ચુનિલાલ છગનચંદ શરાફ તરફથી તેમના સ્વ૦ પુત્ર હીરાલાલના શ્રેયાર્થે રૂ. ૨૫) ના ઇનામવાળી પરીક્ષા સુરતમાં બે પ્રતિક્રમણ અર્થ સહિત-હેતુ, યુક્તિ, સમજૂતી પૂર્વકના વિષય પર લેવામાં આવી હતી તેના સવાલ પત્રકો અમોને આપવાની ફરમાશ થતાં નચે આપીએ છીએઃ— તંત્રી

( પરીક્ષક. રા. રા. ચુનીલાલ છગનચંદ શરાફ, સુરત ).

| પ્રશ્ન | | માર્ક |
|---|---|---|
| ૧ | નીચેના શબ્દોના અર્થ તેના હેતુની સમજ પૂર્વક વિવેચન સાથે લખોઃ— (૧) સામાયક. (૨) પ્રતિક્રમણ. (૩) સઝાય. (૪) અનર્થદંડ. | ૧૬ |
| ૨ | ' અવિધિએ કરવા કરતાં ન કરવું સારૂં ' આ વચનને સર્વજ્ઞ ભગવંત ઉત્સૂત્ર કહે છે તેના કારણ દર્શક ૨૦—૨૫ લીટીનો નિબંધ લખો. | ૧૫ |
| ૩ | नमोऽस्तु वर्द्धमानायनी છેલ્લી ગાથા અર્થ સહિત લખો અને એ સૂત્ર સઘળા સાથે મોટે અવાજે કેમ બોલે છે તેનાં તથા એકલા પુરૂષોને જ તે બોલવાનો અધિકાર છે તેનાં કારણો જણાવો. | ૧૦ |
| ૪ | कल्लाणकंदं, संसार दावा અને पुक्खर वरद्दीમાંથી જિન આગમ સંબંધી ગાથાઓનું દરેકનું પ્રથમ પદ અર્થ સહિત લખો. | ૧૦ |
| ૫ | वंदित्तासूत्रની બીજા અણુવ્રત પહેલા ગુણવ્રત અને ત્રીજા શિક્ષાવ્રત ગાથાઓ અર્થ સાથે લખો. | ૧૮ |
| ૬ | સામાયક લેવાથી માંડીને સામાયક પારીએ ત્યાર સુધીમાં करेमि भंते, इच्छामि पडिक्कमिउं, सिद्धाणं बुद्धाणं અને जावंति चेइआइं એ કેટલીવાર અને કયે સ્થળે કહેવામાં આવે છે? | ૯ |
| ૭ | નીચે જણાવેલા અર્થ જે સુત્ર પદોના થતા હોય તે મૂળ પદ લખોઃ— (૧) કાંતિના સમુહવડે સુશોભિત. (૨) તેત્રીસમાંની કોઇપણ વડે. (૩) શસ્ત્ર અગ્નિ. (૪) લક્ષ્મી સંપત્તિ કીર્તિ અને યશને વધારનારી. (૫) નામાક્ષર પૂર્વક સ્તુતિ કરાયલી. (૬) વિધીનીત્રિસીઓ ઉદાય છે. | ૧૨ |
| | | ૯૦ |
| | સારા અક્ષર તથા સ્વચ્છતા | ૧૦ |
| | કુલ. | ૧૦૦ |

# जळो.

જન ભલે તુજને અધમા કહે; પણ ઉરે મમ સ્થાન નકી ત્હને.
કદિ ન તું સ્વયમેવ ખુરી થતી, જન-જળો જગ માંહીં યથા દિસે.

કમનશીબ ! સચેતન કોથળી ! ગણું ત્હને અતિ ઉત્તમ ને ભલી;
સહજ-પ્રાપ્ય ધૂલિ-જલથી જીવે; નમન યોગિનિ ! હું ઉરથી કરૂં.

સતત એ ! પરમાર્થ-પરાયણા ! ચુસ તું રોગી-નિરર્થક સત્વને;
(પણ) સ્વજન-જીવન-તત્વ નરાધમો ચુસીં, ફુલે ધન-આશયી સ્વાર્થીલા.

દીન-અજાણ સ્વબાંધવ ભોગથી, સુણી જતા-અધિકારીજ નર્કના;
શિખવ એ તું ધનાંધ અનાત્મને, સદય નિજ ઉદાહરણે સ્વસા !

નંદન.

# आबुना संबंधमां JAIN S. पत्रे करेल बळापो अने तत्संबंधे खुलासो.

અમે ગત ડિસેંબરના અંકમાં આબુના પવિત્ર મંદિરોમાં ચામડાના બૂટ ન પહેરી જવા માટે સરકારે કરેલ ઠરાવ અને તેની હિલચાલ સંબંધે જે હકીકત લખી હતી તેને વળગી રહીએ છીએ, અને તત્સંબંધે મુનિમહારાજ શ્રી ધર્મવિજયજીના વાજિંત્ર ' Jain S. ' પત્રમાં તેમાં આવેલ ' અમારૂં હૃદય ' અને ' પુષ્પમાળા ' માં ઉદ્ગારો નીકળેલા છે અને ભાષાવિવેકરહિત વિષમ વાણીમાં જે જે પોકાર આવ્યો છે તે અસત્ય છે; ' અમારૂં હૃદય ' ને ' ખારૂં હૃદય ' અને ' પુષ્પમાળા 'ને ' ફંદમાળા 'નો ખિતાબ કોઇ આપે તો તેમાં સખેદાશ્ચર્ય જેવું કાંઇ માલુમ નહિ પડે.

' માનની અત્યંત અભિલાષા કરવી એ પણ એક જાતનું દુનિયામાં નિંદ્ય કાર્ય ગણાય છે ' અને ' જેઓના હાથે ધર્મનાં કે સમાજનાં સારાં સારાં કાર્યો થાય તો તેમાં તેઓ માનની અભિલાષા રાખે છે.'...". એમ કહેવું તે એક જાતનું મહા પાપ કહી શકાય "—આ વાક્યોમાં એ વસ્તુ બતાવી, અને તે ધારો કે અમે અક્ષરશઃ કબૂલ રાખીએં તો તે સૂત્રોમાં તેના લખનાર કે જેનાવતી તે લખનાર છે તે બંધાતા નથી એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ. અમો આ બતાવવા જતાં કે તેવો પ્રયાસ કરતાં તેમના સંબંધમાં અંગત વાત આવે તેમ છે, તો હાલ તે વાત બાજુએ મૂકી શ્રીમતી કોન્ફરંસની સેવા અને મુનિ ધર્મવિજયજીની સેવા એ બંનેને સ્પષ્ટાકારમાં મૂકી તેની તુલના કરીશું. આમ કરતાં કોઇને માનને અભિલાષા છે એ ધારવું હાસ્યાસ્પદ છે, સત્યને અસત્ય કહેવા જેટલું મિથ્યાત્વ છે. ખરી વાત તે ખરીજ રહેવાની; તેમાં વિશેષ હદ બહાર ભાષાનો વ્યાપાર કરવો એ પવિત્ર વાણીનો દુરૂપયોગ છે. તેજ પત્રના ગત અષાડ વદ ૧૨ ના અંકમાં 'વાણીના સદ્-વ્યાપારની આવશ્યકતા' નામનો આવેલો લેખ અમો ભાષાનો દુરૂપયોગ કરનારને વાંચવા

ભલામણ કરીએ છીએ. આબુના પવિત્ર મંદિરોમાં ચામડાના બુટ પહેરી જનારને તેમ કરતાં અટકાવવાનાં પગલાં લેવા જોઇએ તે સંબંધે કોન્ફરંસ આબુના માજીસ્ટ્રેટ તથા રજપુતાનાના એજંટ ટુ ધ ગવર્નર જનરલ કૉલ્વિન સાથે પત્રવ્યવહાર ઘણાં વર્ષથી ચાલુ રાખ્યો હતો. તેમાં હાલ સ્વર્ગસ્થ થયેલ શ્રીયુત માણેકલાલ ઘેલાભાઈ ઝવેરીએ અગ્ર ભાગ લીધો હતો અને પત્રવ્યવહાર ચાલુ રખાવ્યો હતો. અગાઉ કૉન્ફરન્સના અધિકારીઓ તેમજ બીજા પ્રતિષ્ઠિત આગેવાનોનું ડેપ્યુટેશન આબુપર સરકૉલવિન સાહેબ પાસે ગયું હતું, અને તેમને બધી વાતો સ્પષ્ટપણે સમજાવી હતી. વિશેષમાં તેમને માનપત્ર આપ્યું હતું. આની નકલ તેમજ ઉક્ત સમગ્ર પત્રવ્યવહાર કૉન્ફરન્સ ઑફિસમાં મોજૂદ છે અને તે બધો એકઠો કરીએ તો એક પુસ્તક થાય તેમ છે. ત્યાર પછી સર કૉલ્વિન સાહેબ ઈંગ્લંડ જઈ જ્યારે મુંબઇ આવ્યા હતા ત્યારે કોન્ફરંસના અધિકારીઓ તેમજ પ્રતિષ્ઠિત પુરૂષો તેમને તાજમહેલ હૉટેલમાં મળવા ગયા હતા અને ફરી તે વાતની સ્પષ્ટાકારે યાદ આપી હતી. ત્યારપછી પણ કેટલોક પત્રવ્યવહાર ચાલુ થયો હતો. અને છેવટે તા. ૧૦ મી અક્ટોમ્બર ૧૯૧૩ ના પત્રથી કોન્ફરંસ ઑફીસના સેક્રેટરી પર છેલ્લો દીધો પ્રધાનનો હુકમ ઓફીશીઅલી આબુના માજીસ્ટ્રેટની સહી સાથેનો મળ્યો હતો, કે જે પ્રસિદ્ધ થયેલ છે.

મુનિ મહારાજશ્રી ધર્મવિજયજી મહારાજ જ્યારે વિહાર કરતા અજમેરમાં પધાર્યા ત્યારે સર કૉલ્વિવ સાહેબ ત્યાં કે તેની આસપાસ હોવાથી તેમની મુલાકાત લેવાનો વખત મળ્યો. તે વખતે બધી બાબત શું હતી અને ક્યાં સુધી વાત આવી છે, સંજોગો શું છે, વગેરે હકીકતથી પોતે વાકેફ ન હોવાથી કુદરતી રીતે તેમને કૉન્ફરંસ પત્ર તરફથી ચાલેલા સર્વ પત્રવ્યવહારની મદદ લેવાની ફરજ પડી. તેથી તેમણે ૬-૫-૧૩, તારીખે અને ત્યાર પછી જે જે પત્રો કોન્ફરંસપર લખેલ છે તે બધા અહીં ટાંકીએ છીએ.

૧.

મુ. બ્યાવર
ધાનમંડી ઓસવાલ મંદિર

વીર વર્ષ ૨૪૩૯
ચૈત્ર વદિ અમાવાસ્યા (૬-૫-૧૩)

આપનો તા. ૨૪-૪-૧૩ મી નો પત્ર મળ્યો. વાંચી સમાચાર વિદિત થયા. આપે મોકલેલો હેરલ્ડના અંકો, એ પત્રો મને મળ્યાં છે, મેં મારા મિત્ર ડૉ. થોમ્સ સાહેબ (જેઓ ઇંડીઆ ઓફીસ લંડનની લાઇબ્રેરીના ચીફ લાઇબ્રેરીઅન છે) ઉપર એક પત્ર આ વિષય સંબંધે લખ્યો હતો, તેના ઉતરમાં ડો. થોમ્સનો ભલામણપત્ર મી. કોલ્વીન સાહેબ ઉપર આવવાથી હું અજમેરમાં તા. ૩૦ માર્ચને રોજ મી. કોલ્વીનને મળ્યો હતો. લગભગ તેઓ સાથે આ વાતની ચર્ચા એક કલાક થઇ હતી તે દરમિયાન તેઓએ જણાવ્યું હતું કે આ કાર્ય મારી સત્તામાં નથી પરંતુ શ્રી વાયસરોયની માલીકીમાં છે. માટે તમે તમારા મંદિરોમાં બુટ પહેરીને ન જવા માટેના નિયમોના ખરડા સાથેની એક અરજી લખી મોકલો. જેમાં હું પણ મારો સારો અભિપ્રાય લખી આપીશ. જેથી આપનું ઇચ્છિત ફળોદભંદ નિવડશે. વળી આ પ્રસંગે જેસલમીરના ભંડાર સંબંધે પણ વાતચિત થઇ હતી. તે સંબંધે પણ મી. કોલ્વીને પોતાની સહાયના આપવાની પ્રતિજ્ઞા સાથે સંતોષકારક અભિપ્રાય આપ્યો હતો. આપે લખ્યું છે કે મી. કોલ્વીન સાહેબને તીર્થોના અભિપ્રાયો મોકલી આપ્યા છે.

તો તેની સાથે મોકલેલી અરજીની રવાના તારિખ તથા એક કોપી પણ મોકલશો. આપની અરજીની કોપી અહિં આવવાથી મારે બીજી અરજી લખવાની જરૂર નહિ પડે. પરંતુ તેજ અરજીમાં હું સૂસનારૂપ એક પત્ર લખી મી. કોલ્વીન ઉપર મોકલાવી આપીશ.

મી. કોલ્વીને છેવટે જણાવ્યું કે તમે મને ફરીથી એકવાર આબુમાં જરૂર મળજો. ત્યાં આ સંબંધે આપના મળવાથી જરૂર સારૂં પરિણામ આવશે એમ હું નિર્ધારિ શકું છું.

આ પત્રનો ઉત્તર જલદી પાઠવશો.

તા. ક. તમારો ચોથી તારીખનો લખેલો પત્ર મળ્યો. સમાચાર જાણ્યા. તમારા લખવા પ્રમાણે અમદાવાદથી શેઠ આણંદજી કલ્યાણજી તરફથી બે છાપેલી બુકો પણ મળી છે અને હવે પછી આબુ સંબંધે જે કાંઇ કાર્ય થાય તે મને જણાવતા રહેશો.

દ. ધર્મવિજયના ધર્મ લાભ વાંચશો.

२.

ॐ

सुश्रावक देवगुरु भक्तिकारक पुण्य प्रभावक मंत्री जैन कॉन्फरन्स ऑफीसको धर्म लाभ की साथ विदित होवेकी पत्र आपका आबुजी के संबंधमें आया. समाचार विदित हुए. आपने अभीतक क्या कार्य किया है. और मानपत्र देनेके बाद क्या क्या काम भये हैं और अभी पुरावे सहित अर्जी एजंटकी भेजी है याके नही. अगर भेजी होवे तो उसकी एक कॉपी यहांपर भेजनाकी प्रयत्न करना क्योंकि अभी मुजको एकबार और एजंट साहेब से मिलना है. अर्जीका विषय मालूम होनेसे कार्यमें विशेष सुगमता हो सक्ती है. अगर अर्जी नहीं भेजा होवे तो कब भेजनेका इरादा है सो लिखना. इसका उत्तरका उत्तर मिलनेसे विशेष हकीकत फिर लिखूंगा पत्रोत्तर नीचे पतेपर लिखना.

श्री विजयधर्मसूरिजी आज्ञानुसार इंद्रविजयका धर्मलाभ.

वैशाख वदी ५ पत्ता—धानमंडी ओस्वालोंके मन्दिर में. मु. बीयावर (राजपुताना)

૩.

જૈન ઉપાશ્રયતા; ૭-૭-૧૩.

ધર્મલાભ સાથ માલુમ થાય જે—

આબુના માજીસ્ટ્રેટ તરફથી આવેલા પત્ર પછી ત્હમે આબુ સંબંધી આગળ કેવી રીતે કોશિષ કરી છે તત્સંબંધી સવિસ્તર પત્ર લખી જણાવશો. મ્હારા ઉપર આવેલ મિ. કોલ્વેન સાહેબના પત્રની નકલ આ સાથે મોકલી છે તેને વાંચી વાકેફ થશો. આજકાલ કોન્ફરંસ હેરલ્ડ મળતું નથી ત્હેનું શું કારણ? ધર્મ ધ્યાનમાં ઉદ્યમ રાખશો. દેવદર્શનમાં યાદ કરશો પત્રોત્તર શીઘ્ર આપશો. ઠે. ધાનમંડી જૈન મંદિર—બ્યાવર (અજમેર)

દા. ધર્મવિજયના ધર્મ લાભ.

૩ અ.

Abu June' 20-1913.

Dear Sir,

I have received from Seth Hiralal your letter dated 9 th *June*.

I am sorry you could not continue your pilgrimage beyond Beawar. I have not heard again from Mr. Thomas.

As regards the Dilwara Temples question, so far as I remember, the Govt. of India are awaiting for the evidence to show that the custom prevailing at Dilwara is different from that followed at other important Jain Temples in India.

With all good wishes.

Believe me.
Yours Sincerely.
Sd) E. G. Colvin.

કોન્ફરંસે બધો પત્ર વ્યવહાર મોકલાવી આપ્યો. ત્યાર પછી તેઓએ મુલાકાત લીધી. આ મુલાકાતનું શું પરિણામ આવ્યું તે તેમજ મુનિ મહારાજશ્રીએ શું કર્યું હતું એ વાત તેમના વાજીંત્રમાં નજ આવી. પણ જ્યારે કોન્ફરંસપર આવેલ ઉપરનો ઓફિશિયલ લેટર આવ્યો અને દરેક પ્રસિદ્ધ પત્રમાં પ્રસિદ્ધ થયો ત્યારે પોતાની મુલાકાત વખતે અમુક વાતચિત થઇ હતી. અને ડૉ. થૉમસ કે જે લંડનના બ્રિટિશ મ્યુઝિમના સેક્રેટરી અને જૈન લિટરેટર સોસાઇટીના ઉપપ્રમુખ છે તેની સાથે પોતાનો પત્રવ્યવહાર થયો હતો એ વાત બહાર આવી અને બધો જશ મુનિ મહારાજશ્રીને છે. અને ડૉ. થૉમસે ઘણો સારો ભાગ લીધેલો છે એવું જૈન શાસને ખાસ વધારો તા. ૨૨ અક્ટો. ૧૯૧૩ ના અંક સાથે કાઢી મોટા અક્ષરોમાં જાહેર કર્યું. તેના હેડિંગ-જૈન પ્રજાને ખુશ-ખબર, શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યશ્રી વિજયધર્મસૂરિ મહારાજના ઉદ્યમની સફલતા, ઑનરેબલ સર કોલવીન સાહેબની ન્યાયપ્રિયતા, આબુના મંદિરોની આશાતના બંધ, ડૉ. થૉમસ સાહેબે લીધેલો ભાગ, મોટા બ્લેક ટાઇપમાં મૂકેલા હતા. આની સાથે બીજાઓને ધન્યવાદ આપવા સાથે એમ પણ લખવાની ઉદારતા વપરાઇ હતી કે 'આ પ્રસંગે અમે આપણી શ્રીમતી કોન્ફરંસ આફીસને પણ ધન્યવાદ આપવો ભૂલીશું નહિ, જેણે આ વિષયમાં સ્વતંત્ર પણ ઘણો સારો પરિશ્રમ ઉઠાવ્યો છે.'

હવે અમે મુનિમહારાજ શ્રી ધર્મવિજયજીએ સર કોલ્વિનની મુલાકાત લેવા માટે તેમજ ડા. થૉમસને કંઇ કરવા ભલામણ કરનારા પત્ર લખવા-લખાવવા માટે જે શ્રમ લીધો છે તેને કોઇપણ રીતે ઉતારી પાડવા માગતા નથી. તેમને માટે તેમને ધન્યવાદ અલબત ઘટે છે. પરંતુ તેમનો પ્રયત્નજ સરકાર માબાપ પાસેથી મનમાન્યો હુકમ મેળવવા શક્તિમાન્ થયો છે અને બીજા કોઇનો થયો નથી, માટે—

'અમે સમસ્ત જૈન પ્રજાને ભલામણ કરીએ છીએ કે–દરેક સ્થળે સભાઓ ભરી લોર્ડ હાર્ડિંગ મહોદયને અને આબુના સંબંધમાં સખ્ત કોશિશ કરનાર શા. વિ. જૈ. શ્રી વિજયધર્મસૂરિ મહારાજને ધન્યવાદથી વધાવી લેવા ચૂકવું નહિં, બસ! એટલું જ કહી વિરમીએ છીએ' એવું Jain S. નામના પોતાના વાજિંત્રના ૨૯–૧૦–૧૩ ના અંકમાં કહેવડાવવું યા તે વાજિંત્રે કહેવું એ રથને પોતે જ ચલાવી લઇ જાય છે એમ કહેવા બરાબર છે.

આટલું થયા પછી રાધનપુરમાં તેમ જ અને બ્યાવરમાં સભા ભરાઇ તેમાં ઉપરોક્ત ૨૨–૧૦–૧૩ ના *Jain S.* માંનું લખાણ વાંચવામાં આવ્યું હતું, કે જેમાં મૂલ ગવર્નમેંટ ઓરડર શું હતો તે છપાયો જ હતો નહિ કારણ કે તે કોન્ફરંસ પર લખાયો હતો અને અખબારોમાંથી મૂળ વાંચવામાં આવ્યું હતું, તેમાં રાધનપુર સિવાય બીજા શહેરમાં કોન્ફરંસને બીલકુલ વિસારી દેવામાં આવી હતી અને સર્વ સ્થળે પ્રાધાન્ય પદ મુનિશ્રીને આપવામાં આવ્યું હતું. હવે અમે પૂછીએ છીએ કે—

'જો મુનિમહારાજ શ્રી ધર્મવિજયજીના પ્રયાસથી જ આબુના મંદિર સંબંધી સરકારે જે ઠરાવ કર્યો છે તે થયો હોય તો ઉક્ત મહારાજશ્રી તે ઠરાવની ઑફીસીયલ નકલ તેમને ખાસ પત્ર લખી પહોંચાડવામાં આવી છે એવું બતાવશે?—એમ જો હોય તો બધો જશ તેઓશ્રી લે તેમાં અમોને કોઇ જાતનો વાંધો નથી,—

આ સિવાય અમે કબુલ કરવામાં કોઇ પણ જાતનો આંચકો ખાવા માંગતા નથી તેમ ખાતા નથી કે સૌ સૌનો પ્રયાસ થયો હતો, અને તેમાં શ્રીમતી કોન્ફરંસ ઓફીસનો પ્રાધાન્યભાગ હતો; મુનિમહારાજશ્રી ધર્મવિજય અને ડાકટર થોમસને તેમણે કરેલા પ્રયત્ન માટે અલબત ધન્યવાદ ઘટે છે. પ્રભુ! સૌને સૌનું જે, જે હોય તે આપો—સર્વને સન્મતિ બક્ષો—સર્વનું કલ્યાણ કરો. વિતંડાવાદ, પક્ષપાત, રાગીપણું, અંધતા, અને હલકી ભાષાનો નાશ થાઓ.

---

વધુ ખબર—પ્રેસમાં જતાં અમોને કોન્ફરન્સ તરફથી વધુ ખબર મળી છે તે અહીં પ્રગટ કરતાં આનંદ થાય છે.

ગવર્નમેંટના ઠરાવને દિલવારા મંદિરમાં નૉટિસ બોર્ડપર મૂકવા માટે કૉન્ફરન્સ ઑફિસે પત્રવ્યવહાર કર્યો હતો તેના સંબંધમાં ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૪ ના પત્રથી આબુના માજિસ્ટ્રેટ સાહેબ જણાવે છે કે:—

The rules for admission to Dilwara Temples are being printed and will be forwarded to the manager of the temples to be hung up.

દિલવારા મંદિરમાં દાખલ થવાના નિયમો છપાય છે અને પછી તે મંદિરના મેનેજરને ટાંગવા માટે મોકલી દેવામાં આવશે.

તેજ દિવસના પત્રથી મંદિરના મેનેજર શા. ખેમચંદજી તરફથી ઉક્ત નિયમોની નકલ મોકલવામાં આવી છે તેમાં મૂળ નિયમમાંનો ૫ મો નિયમ કાઢી નાંખી લાલશાહીથી નીચેનો નિયમ મૂકવામાં આવ્યો છે.

V. visitors must remove their boots or shoes before enter'ng the temples if requested to do so by the temple authorities who will provide other footwear not made of leather.

૫. મુલાકાત લેનારાઓએ મંદિરના કાર્યવાહકો માગણી કરે ત્યારે પોતાના બુટ કે જોડા ઉતારવાજ પડશે અને તેમ થયે તે કાર્યવાહકો ચામડા સિવાયની બીજી વસ્તુના બનાવેલા પગરખાં પૂરાં પાડશે.

---

## आबु संबंधमां सरकारि ठराव माटे धन्यवादना ठरावो.

To,,

The Secretory
Shri Jain Swetamber Confrnece Bombay.

Sir,

I am directed by the Shri Atmanand Jain Sabha Ambala City to convey their heart-felt gratitude to the Conference for your kind efforts in getting the Government of India's kind and satisfactory decision as to the Shoe question in connection with the Dilwara Jain Temple on Mount Abu. )

The Sabha held it special meeting on 20-10-1913 and passed resolutions to send Telegrams to H. E. The Viceroy and the Hon'ble Mr. Colvin expressing gratitude for the decision.

A copy of the proceedings is here with enclosed for publication in "Herald"

Yours sincerely.
Gopi Chand Pleader
President, Shri Atmanand Jain Sabha Ambala City,

To,

His Excellency The Viceroy
Simla,

Shri Atmanand Jain Sabha Ambala City expresses its heartfelt gratitude at your Excellency's kind and satisfactory decision as to the Shoe question in connection with the Dilwara Jain Temple on Mount Abu and prays for your Excellency's long life of prosperity.

To, Honorable Sir Colvin Mount Abu.

This Sabha expresses its heart felt gratitude at your Honor's kind efforts in getting the Government of India's kind and satisfactory decision as to the Shoe question in connection with the Dilwara Jain Temple on Mount Abu & prays for your long life & prosperity.

The Private Secretary, His Excellency the Viceroy. Simla.

The Members of Shri Atmanand Jain Sabha Ludhiana feel deeply grateful for concession Abu Delwara Jain Temples. pray for long life and prosperity.

From, Hukam Chand Jain secretary,
Shri Atmanand Jaina Sabha Ludhiana.

## डाक्टर प्रॉ० जॅकोबीने अपायेल मानपत्र.

### મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજીએ સભાપતિ તરીકે કાઢેલ ઉદ્ગારો.

( જૈન ગ્રેજ્યુએટ એસોસીએશને આપેલ માનપત્ર અને તે વખતના કામકાજનો અંગ્રેજીમાં રિપોર્ટ ગત હેરલ્ડના અંકમાં તેમજ અહીંના દૈનિક અંગ્રેજી પત્રો નામે ટાઇમ્સ ઑફ ઇંડિયા, બૉંબે ક્રોનિકલ અને બીજામાં આવી ગયેલ છે. તે વખતે ઉક્ત મુનિશ્રીએ હિંદીમાં જે વિચારો જણાવ્યા હતા તેને ટુંકમાં ગુજરાતી ભાષામાં અમે અહીં રજુ કરીએ છીએ. સાંજ વર્તમાનનો રિપોર્ટર તેજ દિવસે સવારે ૧૧ વાગે ઑફિસમાં આવ્યો હતો અને તેને કામકાજનો હેવાલ તથા માનપત્રની નકલ આપી હતી; તેમજ મુંબઇ સમાચારમાં કૉન્ફરન્સના ક્લાર્ક મી. વનમાલી માર્ફત મૅટર મોકલાવેલ હતું. કાંઇ કહી શકાતું નથી કે કેમ પત્રમાં આવતો રહી ગયો ? અન્ય વિતંડાવાદી પત્રને પોતાના ક્ષુલ્લક હૃદયની વાનગી તેને લીધેજ બતાવવી પડી છે. તે હૃદય તેમને જ મુબારક છે. અમે અહીં મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજીને ન્યાય આપવા સારૂ તેમનો પ્રમુખ તરીકેનો ઉપસંહાર ટુંકમાં રજુ કરીએ છીએ. તંત્રી. )

પૂજ્ય મુનિમહારાજશ્રી વલ્લભવિજયજીએ પોતાની વાગ્ધારા, ચલાવી હતી, કે " છેવટે જે માન વિદ્વાન્ ડાકટર જૅકોબીને આપવામાં આવ્યું છે તેનું ફલ માન દેનારને ક્યારે મળ્યું કહેવાય ? દાન દેનાર દાનનું પાત્ર સત્પાત્ર છે કે નહિ તે જુએ છે અને સત્પાત્ર જાણી આપે છે ત્યારે તેને એ સત્પાત્ર જેવો હું થાઉં એમ ભાવવું જોઇએ, તેવી જ રીતે સત્કાર કરવા સાથે જેનો સત્કાર આપણે કરીએ છીએ તેવા આપણે બનીએ એટલે જે ગુણોને લીધે સત્કાર મળે છે તે ગુણ-તે વિદ્વત્તા તે પવિત્રતાનું અનુકરણ કરવું તે આપણી ફરજ છે. તેમ તમે કરશો તો તમને તેવું જ માન મળશે અને તમો અધિક સેવા કરનાર તરીકે નિવડશો. જૈનધર્મી હોઇ તમે તેમ ન કરો તો પછી તમને શું કહેવું ? ડાકટર જૅકોબી જૈન કે હિંદુ ન હોઇ જૂદા જ દેશના વતની અને જૂદા જ ધર્મના અનુયાયી છે ને પોતાના શોખને માટે કાર્ય કરે છે. તેમણે જ્યારે માગણી કરી કે જૈનધર્મને લગતાં સાહિત્યો-સૂત્રો ને ગ્રંથો પૂરા

પાડવાં એ જૈનોનું કામ છે ત્યારે મી. હિરાચંદે સાધુ તરફ નજર કરી. સાધુએ સંસાર છોડયો તે હરામના ટુકડા ખાવા ખાતર નહિ, પણ વિદ્યા–અધ્યયન–આત્મપ્રવૃત્તિ ખાતર; જે વિદ્યાની જરૂર છે તે સાધુમાં નહિ તેનો દોષ સમાજપર છે. કોઇ સંસ્થા એવી કાયમ નથી કરી કે જેમાં પઠન પાઠન કરી સાધુ પંડિત થાય; અને તેમ થાય તો લાખગણા ફાયદાઓ થાય. સર્વેએ સમયજ્ઞ એટલે દ્રવ્ય કાળ ક્ષેત્ર ભાવને જાણનાર થવાની જરૂર છે. કોઇ સાંભળતું નથી, કોઇ વિચારતું નથી. ડાકટર સાહેબે જે માગણી કરી તે સ્વીકારવી તે સમાજનું કામ છે અને તેમ કરવું એ કંઇ મોટી વાત નથી. મુક્તિનો દાવો કરતી જૈન કોમ પોતાનું જે કલ્યાણ કરે એવી બેંકની સંભાળ લેતી નથી, જ્યારે એક સ્પીસી બેંક બગડવાથી કેટલી બધી મોટી ચિંતા થઇ પડી છે. તો મુક્તિની બેંક બગડે તે માટે કંઇ ચિંતા નહિ ? ! એક સારી **કમીટી** કરો તેમાં સાધન, ભંડોળ એકઠું કરી જે જે વિદ્વાનો સહાય માગે તે આપવાનો ઉદ્દેશ રાખો. પછી તેમાંથી જૈન સીરીઝ, પ્રાકૃત ડિક્ષનેરી, જૈન ઇતિહાસ રચાવો અને જૈનધર્મ સામે જે જે આક્ષેપો થયા હોય તેમાં સુધારો તે આક્ષેપ કરનાર પાશ્ચિમાત્ય યા પૂર્વના વિદ્વાનો પાસે જ કરાવો અગર તેમની સામે બીજા વિદ્વાનો તરફથી ચર્ચા કરાવી સુધારો કરાવો, કારણ કે તે વિદ્વાનો તટસ્થ હોવાથી તેનું વજન આબાદ પડશે.

બે પ્રકારનાં માણસો છે. એક પ્રકારનાં એમ કહે છે કે ' નાણાં તમારાં, નામ તમારૂં અને કામ અમારૂં, જ્યારે બીજા પ્રકારનાં એમ કહે છે કે ' નાણાં અમારા, નામ અમારા અને કામ તમારૂં. ' આપણામાં અંધેર છે. ખરી રીતે આવા બંને પ્રકારના માણસો ભેગા ભેગા થાય તો કામ ઘણું સરસ અને દીપાયમાન થાય. જૈન ધર્મની ઉન્નતિ માટે જ્યારે વિદેશી ઘણો શ્રમ લે તો તેને તમે સાધન પણ પૂરાં ન પાડો ? ગુણીની કદર કરો એ સિદ્ધાંતનું વચન છે. તેમ કરશો તો તમો ગુણવાળા થશો.

---



---

# જિનાગમવિસ્તાર

અને

# આગમ પ્રકાશનને અંગે કેટલાક વિચારો.

---

## પીસ્તાલીશ આગમોનાં નામ અને તેનાં પૂર.*

જૈનધર્મમાં આપ્તવાક્યરૂપ ગણાતાં ૪૫ આગમો છે. તેમનાં નામ, મૂળ શ્લોક સંખ્યા, તેપર આચાર્યોએ રચેલી બૃહદ્વૃત્તિ, લઘુવૃત્તિ, નિર્યુક્તિ, ભાષ્ય વગેરે શ્લોકની સંખ્યા સાથે વાચક વર્ગના લાભાર્થે અત્રે નિવેદન કરવામાં આવે છે.

### શ્રી સુધર્માસ્વામિકૃત અગ્યાર અંગ.

૧. **આચારાંગ સૂત્ર.** અધ્યયન ૨૫. મૂળ શ્લોક સંખ્યા ૨,૫૦૦ તેનાપર **શીલાંગાચાર્યે** રચેલી ટીકા ૧૨,૦૦૦ શ્લોક, ચૂર્ણિ ૮,૩૦૦ તથા ભદ્રબાહુ સ્વામિએ કરેલી નિર્યુક્તિ ગાથા ૩૬૮, શ્લોક ૪૫૦ ( તે પર ભાષ્ય કે લઘુવૃત્તિ નથી. ) સંપૂર્ણ શ્લોક સંખ્યા ૨૩,૫૦૦ છે.

૨. **સૂત્રકૃતાંગ સૂત્ર.** શ્રુત સ્કન્ધ ૨, અધ્યયન ૨૩, મૂળ શ્લોક સંખ્યા ૨,૧૦૦, તેના પર શીલાંગાચાર્યે રચેલી ટીકા ૧૨,૮૫૦ શ્લોક, ચૂર્ણિ ૧૦,૦૦૦, તથા ભદ્રબાહુ સ્વામિએ કરેલી નિર્યુક્તિ ગાથા ૨૦૮, શ્લોક ૨૫૦ ( ભાષ્ય નથી ) સંપૂર્ણ સંખ્યા ૨૫,૨૦૦ છે. સંવત ૧૫૨૩ માં શ્રીહેમવિમલસૂરિએ **દીપિકા** ટીકા બનાવી છે. પણ તે પૂર્વાચાર્યોની ગણત્રીમાં નથી.

૩. **સ્થાનાંગ સૂત્ર.** અધ્યયન ( ઠાણા ) ૧૦, મૂળ શ્લોક સંખ્યા ૩,૭૭૦ આ પર સંવત્ ૧૧૨૦ માં અભયદેવસૂરિએ ટીકા બનાવી છે. જેનું માપ ૧૫,૨૫૦ શ્લોકનું છે. સંપૂર્ણ સંખ્યા ૧૯,૦૨૦ છે.

૪. **સમવાયાંગ સૂત્ર.** (૧૦૦ સુધી સમવાય મલે છે ). મૂળ શ્લોક સંખ્યા ૧,૬૬૭, આ પર અભયદેવસૂરિએ ટીકા રચી છે. જેનું માપ ૩,૭૭૬ શ્લોક પ્રમાણ છે. પૂર્વાચાર્યે રચેલી ચૂર્ણિ–૪૦૦. સંપૂર્ણ સંખ્યા ૫૮૪૩ છે.

૫. **ભગવતી સૂત્ર.** ( વિવાહ પન્નતિ ) શતક ૪૧. મૂળ શ્લોક સંખ્યા ૧૫,૭૫૨. તે પર અભયદેવસૂરિએ ટીકા રચી છે, જે દ્રોણાચાર્યે શોધી છે. તેનું પ્રમાણ ૧૮,૬૧૬. પૂર્વાચાર્યે રચેલી ચૂર્ણિ–૪૦૦૦. સંપૂર્ણ સંખ્યા ૩૮,૩૬૮ છે.. સંવત્ ૧૫૬૮ માં શ્રીદાનશેખર ઉપાધ્યાયે ૧૨,૦૦૦ શ્લોક સંખ્યાની લઘુવૃત્તિ રચી છે.

૬. **જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર.** અધ્યયન ૧૯. મૂળ શ્લોક સંખ્યા ૫૫. અભયદેવસૂરિએ રચેલી, ટીકા ૪,૨૫૨ શ્લોકની છે. હાલમાં ૧૯ કથાઓ માલમ પડે છે. પણ પૂર્વે સાડા ત્રણ કરોડ કથાઓ હતી, એવી પ્રસિદ્ધિ છે.

---

* અત્રે આપેલી હકીકત ' અભિધાનરાજેન્દ્ર ' કોષને આધારે લખવામાં આવી છે.

૭. **ઉપાસકદશાંગ સૂત્ર.** અધ્યયન ૧૦; મૂળ શ્લોક સંખ્યા ૮૧૨, અભયદેવસૂરિએ રચેલી ટીકા ૯૦૦ શ્લોકની છે. સંપૂર્ણ સંખ્યા ૧,૭૧૨ છે.

૮. **અન્તગડ દશાંગ સૂત્ર.** અધ્યયન ૯૦. મૂળ શ્લોક સંખ્યા ૯૦૦. અભયદેવસૂરિએ રચેલી ટીકા ૩૦૦ શ્લોકની છે. સંપૂર્ણ સંખ્યા ૧,૨૦૦ છે.

૯. **અણુત્તરોવવાઈયદશાંગ સૂત્ર.** અધ્યયન ૩૩. મૂળ શ્લોક સંખ્યા ૨૯૨. અભયદેવ સૂરિએ રચેલી ટીકા ૧૦૦ શ્લોકની છે. સંપૂર્ણ સંખ્યા ૩૯૨ છે.

૧૦. **પ્રશ્નવ્યાકરણ સૂત્ર.** ૫ આશ્રવદ્વાર, અને ૫ સંવરદ્વારરૂપ ૧૦ અધ્યયન. મૂળ-શ્લોક સંખ્યા ૧,૨૫૦. અભયદેવસૂરિએ રચેલી ટીકા ૪,૬૦૦ શ્લોકની છે, સંપૂર્ણ સંખ્યા ૫,૮૫૦ છે.

૧૧. **વિપાક સૂત્ર.** અધ્યયન ૨૦, મૂળ શ્લોક સંખ્યા ૧,૨૧૬. અભયદેવસૂરિએ રચેલી ટીકા ૯૦૦ શ્લોકની છે. સંપૂર્ણ સંખ્યા ૨,૧૧૬ છે.

સંપૂર્ણ અગ્યાર અંગોની મૂળ સંખ્યા ૩૫,૬૫૯ છે. ટીકા ૭૩,૫૪૪ છે. ચૂર્ણિ ૨૨,૭૦૦ છે. નિર્યુક્તિ ૭૦૦ છે. અને બધું મળીને ૧૩૨,૬૦૩ શ્લોક પ્રમાણ છે.

આચારાંગ અને સૂત્રકૃતાંગની ટીકા શ્રીશીલાંગાચાર્યે રચેલી છે, અને બાકીના નવ અંગની ટીકા શ્રી અભયદેવસૂરિએ રચેલી છે: આ કારણથી શ્રી અભયદેવસૂરિને નવાંગવૃત્તિ-કાર કહેવામાં આવે છે.

## બાર ઉપાંગના નામ, ટીકા તથા સંખ્યા.

૧. **ઉવવાઇ ઉપાંગ.** આચારાંગ સાથે સંબંધ રાખે છે. મૂલ શ્લોક સંખ્યા ૧,૨૦૦, ટીકા રચનારનું નામ અભયદેવસૂરિ. ટીકાનું પ્રમાણ ૩,૧૨૫, સંપૂર્ણ સંખ્યા ૪,૩૨૫.

૨. **રાય પસેણી ઉપાંગ.** સૂત્રકૃતાંગ સાથે સંબંધ રાખે છે. મૂળ શ્લોક સંખ્યા. ૨,૦૭૮. ટીકા રચનારનું નામ મલયગિરિ. ટીકાનું પ્રમાણ ૩,૭૦૦, સંપૂર્ણ સંખ્યા ૫,૭૭૮.

૩. **જીવાભિગમ ઉપાંગ.** સ્થાનાંગ સાથે સંબંધ રાખે છે. મૂળ શ્લોક સંખ્યા ૪,૭૦૦, ટીકા રચનાર મલયગિરિ, ટીકાનું પ્રમાણ ૧૪,૦૦૦, લઘુવૃત્તિ ૧૧,૦૦૦. ચૂર્ણિ ૧૫૦૦ સંપૂર્ણ સંખ્યા ૨૧,૩૦૦.

૪. **પન્નવણા (પ્રજ્ઞાપના) ઉપાંગ.** સમવાય સાથે સંબંધ રાખે છે. મૂળ શ્લોક સંખ્યા ૭,૭૮૭ ટીકા, રચનાર મલયગિરિ. ટીકાનું પ્રમાણ ૧૬,૦૦૦. હરિભદ્ર સૂરિકૃત લઘુવૃત્તિ ૩,૭૨૮ છે. સંપૂર્ણ સંખ્યા ૨૭,૫૧૫ છે.

૫. **જમ્બુદ્વીપ પન્નત્તિ ઉપાંગ.** ભગવતી સાથે સંબંધ રાખે છે. મૂળ શ્લોક સંખ્યા ૪,૧૪૬, ટીકા રચનાર મલયગિરિ, ટીકાનું પ્રમાણ ૧૨,૦૦૦, ચૂર્ણિ ૧,૮૬૦. સંપૂર્ણ સંખ્યા ૧૮,૦૦૬ છે.

૬. **ચન્દ પન્નતિ સૂત્ર.** જ્ઞાતા સાથે સંબંધ રાખે છે. મૂળ શ્લોક સંખ્યા. ૨,૨૦૦., ટીકા રચનાર મલયગિરિ, ટીકાનું પ્રમાણ ૯,૪૧૧. લઘુવૃત્તિ ૧,૦૦૦. સંપૂર્ણ સંખ્યા ૧૨,૬૧૧.

૭. **સૂરપન્નતિ સૂત્ર ઉપાંગ.** જ્ઞાતા સાથે સંબંધ રાખે છે. મૂળ સંખ્યા ૨,૨૦૦ ટીકા રચનાર મલયગિરિ. ટીકાનું પ્રમાણ ૯,૦૦૦. ચૂર્ણિ ૧,૦૦૦. સંપૂર્ણ સંખ્યા ૧૨,૨૦૦. છે. ચંદ પ્રજ્ઞપ્તિ અને સૂર્ય પ્રજ્ઞપ્તિ બન્ને જ્ઞાતા સૂત્ર સાથે સંબંધ ધરાવે છે.

૮. **કલ્પિકા ઉપાંગ.** ઉપાસક દશાંગ સાથે સંબંધ રાખે છે. કાલ, સુકાળી, મહાકાળી, કૃષ્ણ, સુકૃષ્ણ, મહાકૃષ્ણ, વીરકૃષ્ણ, રામકૃષ્ણ, પિતૃસેનકૃષ્ણ, મહાસેનકૃષ્ણ એ નામના દશ અધ્યયન છે.

૯. **કલ્પાવતંસિકા ઉપાંગ.** અન્તગડદશાંગ સાથે સંબંધ રાખે છે. પદ્મ, મહાપદ્મ, ભદ્ર, સુભદ્ર, પદ્મભદ્ર, પદ્મસેન, પદ્મગુલ્મ, નલિની ગુલ્મ, આનન્દ, અને નન્દન એ નામના ૧૦ અધ્યયન છે.

૧૦. **પુષ્પકા ઉપાંગ.** અનુત્તરોવવાઈ સાથે સબંધ રાખે છે. ચન્દ્ર, સૂર, શુક્ર, બહુપુત્રિકા, પુણ્યભદ્ર મણિભદ્ર, દત્ત, શિવ, વલિ, અનાહત, એ નામના દશ અધ્યયન છે.

૧૧. **પુષ્પચુલિકા ઉપાંગ.** પ્રશ્ન વ્યાકરણ સાથે સંબંધ રાખે છે. શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ બુદ્ધિ, લક્ષ્મી, ઇલાદેવી, સુરાદેવી, રસદેવી, ગન્ધ દેવી, એ નામના દશ અધ્યયન છે.

૧૨. **વહ્નિદશા ઉપાંગ.** વિપાકસૂત્ર સાથે સંબંધ રાખે છે. નિરુદ્ધ, અનિ, દહ, વહ, પગતિ, જુતિ, દશરહ, દઢરહ, મહાધનુ, સત્તધનુ, દશધનુ, નામેસય, એ નામના ૧૨ અધ્યયન છે.

આ પાંચ ઉપાંગોનું ભેગું નામ નિરયાવલી છે, અને કલ્પિકાઆદિ પાંચ ઉપાંગોના પર અધ્યયન છે. તેમની સંપૂર્ણ મૂળ ગ્રન્થસંખ્યા ૧,૧૦૯ છે, તેના પર ચન્દ્રસૂરિએ કરેલી વૃત્તિ ૭૦૦ પ્રમાણ છે. સંપૂર્ણ ગ્રન્થ સંખ્યા ૧,૮૦૯ છે.

આ રીતે બાર ઉપાંગોની મૂળ સંખ્યા ૨૫,૪૨૦ છે. ટીકા સંખ્યા ૬૭,૭૩૬ શ્લોક પ્રમાણ છે. લઘુવૃત્તિ ૬,૮૨૮ છે, ચૂર્ણિ ૩,૩૬૦; સંપૂર્ણ સંખ્યા ૧,૦૩,૫૪૪ છે.

## દશ પઇન્ના ( પ્રકીર્ણક )ની ગાથા વગેરે.

| | |
|---|---|
| ૧ ચઉ શરણ પઇન્ના. | ૬૩ ગાથા. |
| ૨ આઉર પચ્ચખ્ખાણ પઇન્ના | ૮૪ ગાથા. |
| ૩ ભત્તપચ્ચખ્ખાણ પઇન્ના. | ૧૭૨ ગાથા. |
| ૪ સંથારગ પઇન્ના. | ૧૨૨ ગાથા. |
| ૫ તંદુલવેયાલી પઇન્ના, | ૪૦૦ ગાથા. |
| ૬ ચન્દ વિજ્જગ પઇન્ના. | ૩૧૦ ગાથા. |
| ૭ દેવિન્દ સ્થવ પઇન્ના. | ૨૦૦ ગાથા. |
| ૮ ગણિ વિજ્જા પઇન્ના. | ૧૦૦ ગાથા. |
| ૯ મહાપચ્ચખ્ખાણ પઇન્ના. | ૧૩૪ ગાથા. |
| ૧૦ સમાધિ મરણ પઇન્ના. | ૭૨૦ ગાથા. |

આ દશ પઇન્નાની સંપૂર્ણ ગાથા સંખ્યા ૨,૩૦૫ અને દરેકમાં દશ અધ્યયન છે.

## છ છેદ ગ્રન્થના નામ, ગ્રન્થ સંખ્યા વગેરે.

૧ **નિશીથ સૂત્ર.** ઉદ્દેશ ૨૦, મૂળ શ્લોક સંખ્યા ૮૧૫,લઘુભાષ્ય ૭,૪૦૦, જિનદાસ ગણિ-મહત્તરે રચેલી ચૂર્ણિ ૨૮,૦૦૦, બૃહદ્ ભાષ્ય ૧૨,૦૦૦, જે ટીકાના નામથી પ્રસિદ્ધ છે. ભદ્રબાહુ સ્વામિએ નિર્યુક્તિની ગાથાઓ બનાવી છે. સંપૂર્ણ ગ્રન્થ સંખ્યા ૪૮,૨૧૫ છે. શિલભદ્રસૂરિના શિષ્ય ચન્દ્ર સૂરિએ સંવત્ ૧,૧૭૪માં વ્યાખ્યા રચી છે.

૨. **મહાનિશીથસૂત્ર** અધ્યયન, ૭, ચૂલિકા ૨. મૂળ શ્લોક સંખ્યા ૪,૫૦૦ એની ત્રણ પ્રકારની વાચના છે. લઘુવાચના–૪,૨૦૦, મધ્ય વાચના–૪,૫૦૦, બૃહદ્‌વાચના ૧૧,૮૦૦.

૩. **બૃહત્કલ્પ** સૂત્ર—ઉદ્દેશ ૬, મૂલ સંખ્યા ૪૭૩ છે. તેપર ૧૩૩૨માં બૃહદ્‌ગચ્છાલીય શ્રી ક્ષેમકીર્તિસૂરિએ ૪૨,૦૦૦ સંખ્યાની પરિમિત ટીકા રચી છે. જિનદાસગણિ મહત્તરે રચેલું ભાષ્ય ૧૨,૦૦૦, લઘુ ભાષ્ય ૮૦૦, ચૂર્ણિ ૧૪,૩૨૫ સંપૂર્ણ ગ્રન્થ-સંખ્યા ૭૬,૭૯૮ છે.

૪. **વ્યવહારદશા કલ્પ છેદ સૂત્ર**–ઉદ્દેશ ૧૦, ૨ ખણ્ડ, મૂળ શ્લોક સંખ્યા ૬૦૦, મલયગિરિએ કરેલી ટીકા ૩૩,૬૨૫, ચૂર્ણિ ૧૦,૩૬૧, ભાષ્ય ૬,૦૦૦ છે, નિર્યુક્તિની સંખ્યા અજ્ઞાત છે. સંપૂર્ણ ગ્રન્થ સંખ્યા ૫૦,૫૮૬ છે.

૫. **પંચ કલ્પચ્છેદ સૂત્ર**–અધ્યયન ૧૬, મૂળ સંખ્યા ૧,૧૩૩, ચૂર્ણિ ૨,૧૩૦; બીજી ટીકાની સંખ્યા ૩,૩૦૦; ભાષ્ય ૩,૧૨૫, સંપૂર્ણ સંખ્યા ૬,૩૮૮. ગાથા સંખ્યા ૨૦૦ છે.

૬. **દશાશ્રુતસ્કન્ધ છેદ સૂત્ર**–મૂલ સંખ્યા ૧,૮૩૫, અધ્યયન ૧૦, ચૂર્ણિ ૨,૨૪૫, નિર્યુક્તિ સંખ્યા ૧૬૮, સંપૂર્ણ સંખ્યા ૪,૨૪૮ છે. ટીકાકારનું નામ શ્રીબ્રહ્મ છે. જેનું આઠમું અધ્યયન કલ્પસૂત્ર ૧૨૧૬ છે, જેની ટીકા કલ્પસુખબોધિકા છે.

૭. **જીત કલ્પચ્છેદ સૂત્ર**–મૂલ સંખ્યા ૧૦૮, ટીકા ૧૨,૦૦૦, સેનકૃત ચૂર્ણિ ૧,૦૦૦, ભાષ્ય ૩,૧૨૪, સંપૂર્ણ સંખ્યા ૧૬,૨૩૨, ચૂર્ણિની વ્યાખ્યા ૧૧૨૦ છે. એની લઘુવૃત્તિ શ્રી સાધુરત્ને કરેલી ૫,૭૦૦, તિલકાચાર્યે રચેલી વૃત્તિ ૧,૫૦૦ છે.

**સાધુજીતકલ્પવિસ્તાર** ૩૭૫, ધર્મઘોષસૂરિની વૃત્તિ ૨,૬૫૦, તેનાપર પૃથ્વીચન્દ્રે કરેલું ટિપ્પણ ૬૭૦. ભદ્રબાહુ સ્વામિએ કરેલી નિર્યુક્તિગાથા ૧૬૮. તેની ટીકા તથા ચૂર્ણિ બહુજ છે પરંતુ તે વિક્રમ સંવત્ ૧,૨૦૦ પછી છે.

## ચાર મૂળ સૂત્રોની સંખ્યા.

૧. **આવશ્યક** સૂત્ર–મૂળગાથા ૧૨૫, હરિભદ્ર સૂરિએ રચેલી ટીકા ૨૨,૦૦૦. ભદ્રબાહુ સ્વામિએ કરેલી નિર્યુક્તિ ૩,૧૦૦, ચૂર્ણિ ૧૮,૦૦૦, બીજી આવશ્યક વૃત્તિ (ચતુર્વિંશતિ) ૨૨,૦૦૦ છે, તિલકાચાર્યે રચેલી લઘુ વૃત્તિ ૧૨,૩૨૧ છે. અંચલ ગચ્છાચાર્યે કરેલી દીપિકા ૧૨,૦૦૦ છે. તેનું ભાષ્ય ૪.૦૦૦ છે. મલધારી હેમચંદ્રસૂરિએ રચેલું આવશ્યક ટિપ્પણ ૪,૬૦૦. સંપૂર્ણ સંખ્યા ૯૮,૧૪૬ છે. હરિભદ્રસૂરિએ રચેલી નિર્યુક્તિ ૨૨,૫૦૦ છે.

૧. **વિશેષાવશ્યક** સૂત્ર–આવશ્યક સત્ર મૂલ (સામાયિકાધ્યયન) નું વિશેષ પરિકર છે. મૂલ સંખ્યા ૫,૦૦૦ છે. શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણે તે કરેલું છે. તેની બૃહદ્‌વૃત્તિ મલધારિ હેમચંદ્ર સૂરિએ રચેલ બૃહદ્‌વૃત્તિ ૧૮,૦૦૦. કોટકાચાર્યે કે દ્રોણાચાર્યે રચેલ લઘુવૃત્તિ ૧૪,૦૦૦. તર્કાનુવિદ્યા જૈન સ્થાપનાચાર્યે બૃહદ્‌વૃત્તિની ટીકા રચી છે.

૧. પાખી (પાક્ષિક) સત્ર મૂલ ૩૬૦. સં. ૧૧૮૦ માં યશોદેવસૂરિએ રચેલી ટીકા ૨,૭૦૦, ચૂર્ણિ ૪૦૦ છે.

૧. યતિ પ્રતિક્રમણ સત્ર વૃત્તિ ૬૦૦ છે.

૨. **દશવૈકાલિક સૂત્ર**—સય્યંભવ સૂરિએ રચેલું. મૂળ ૭૦૦, તિલકાચાર્યે રચેલી વૃત્તિ ૭,૦૦૦. હરિભદ્ર સૂરિએ રચેલી બીજી વૃત્તિ ૬,૮૧૦. મલયગિરિએ રચેલી વૃત્તિ ૭,૭૦૦.

ચૂર્ણ ૭,૫૦૦, લઘુ વૃત્તિ ૩,૭૦૦ છે. નિર્યુક્તિ ગાથા ૪૫૦ છે. આધુનિક સોમ સુન્દર સૂરિએ રચેલ લઘુ ટીકા ૪,૨૦૦. સમયસુંદર ઉપાધ્યાયે કરેલી લઘુ ટીકા ૨,૬૦૦.

૨. **પિંડનિર્યુક્તિ**-ભદ્રબાહુ સ્વામિએ રચેલ મૂલ સંખ્યા ૭૦૦. મલયગિરિએ તેનાપર રચેલી ટીકા ૭,૦૦૦. બીજી પ્રતમાં ૬,૬૦૦ છે વિ.સં. ૧,૧૬૦માં વીરગણિએ કરેલી ટીકા ૭,૫૦૦ છે. અને મહાસૂરિએ કરેલી લઘુ વૃત્તિ ૪,૦૦૦ છે. સંપૂર્ણ સંખ્યા ૧૯,૨૦૦ છે.

૩. **ઓઘનિર્યુક્તિ**-ભદ્રબાહુ સ્વામિએ રચેલ મૂલગાથા ૧,૧૭૦ છે. દ્રોણાચાર્યે રચેલી ટીકા ૭,૦૦૦, તેનું ભાષ્ય ૩,૦૦૦ છે. ચૂર્ણિ ૭,૦૦૦, સંપૂર્ણ સંખ્યા ૧૮,૪૫૦ છે,

૪. **ઉતરાધ્યયન સૂત્ર**-અધ્યયન ૩૬ છે. મૂલ સંખ્યા ૨,૦૦૦ છે. વાદિવેતાલ શાન્તિ સૂરિએ રચેલ બૃહદ્‌વૃત્તિ ૧૮૦૦૦ બીજી પ્રતમાં ૧૭૬૪૫ છે. ૧૨૭૬ માં નેમિચન્દ્ર સૂરિએ કરેલી લઘુવૃત્તિ ૧૩૬૦૦ છે. ભદ્રબાહુ સ્વામિએ કરેલી ગાથા નિર્યુક્તિ ૬૦૭ છે. ચૂર્ણિ ૬૦૦૦ છે. સંપૂર્ણ સંખ્યા ૪૦૩૦૦

**બે ચૂલિકા સૂત્ર.**

૧. **નન્દીસૂત્ર**-દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણે રચેલું. મૂળ સંખ્યા ૭૦૦, તેનાપર મલયગિરિએ કરેલી લઘુ વૃત્તિ ૭,૭૩૫ સંવત ૭૩૩ માં રચાયેલી ચૂર્ણિ ૨૦૦૦ છે. હરિભદ્ર સૂરિએ કરેલી લઘુ ટીકા ૨૩૧૨ છે. સંપૂર્ણ સંખ્યા ૧૨,૭૪૭ છે. ચન્દ્રસૂરિએ કરેલ ટિપ્પણ ૩,૦૦૦ છે.

૨. **અનુયોગદ્વારસૂત્ર**-ગાથા ૧૬૦૦ મલધારિ હેમચન્દ્રસૂરિએ રચેલવૃત્તિ ૬,૦૦૦ છે. જિનદાસ ગણિ મહત્તરે રચેલી ચૂર્ણિ ૩,૦૦૦ છે. હરિભદ્ર સૂરિએ રચેલ લઘુવૃત્તિ ૩,૫૦૦ છે. આ રીતે સંપૂર્ણ સંખ્યા ૧૪,૩૦૦ છે.

આ રીતે અગીઆર અંગ, બાર ઉપાંગ, દશ પઇન્ના, ૭ છેદ સૂત્ર, ચાર મૂલસૂત્ર, બે ચૂલિકાસૂત્ર મળી ૪૫ આગમોની સંખ્યા થાય છે.

# આગમ પ્રકાશનને અંગે કેટલાક વિચારો.

શ્રી જૈનાગમ પ્રકાશક સભા તરફથી અમદાવાદનિવાસી ભાઈ પુંજાભાઇ હીરાચંદની સહાયતાથી પીસ્તાળીશ જૈનાગમ પ્રકટ કરવા સંબંધી એક યોજના તા. ૧ ઑગસ્ટ ૧૯૧૩ ની યાદીથી બહાર પાડવામાં આવી હતી. એ યાદીમાં જણાવવામાં આવ્યું હતું કે 'અમે આ યોજના હાથ ધરવા અગાઉ, સમાજ તેનો કેવો સત્કાર કરશે તે જાણવા ઇચ્છીએ છીએ' સમગ્ર રીતે લેતાં, જૈનપ્રજા તરફથી આ યોજનાનો સત્કાર, અમને જણાવતાં સંતોષ થાય છે કે, બહુ સારો થયો છે, અને તે સારા સત્કારના પરિણામમાં, અમે જણાવવાને શક્તિમાન્ થઇએ છીએ કે, એ યોજના અમલમાં મૂકવાના નિર્ણયપર અમે આવ્યા છીએ. આ યોજનાને અંગે એકત્ર કરવા યોગ્ય સામગ્રીઓ–સાધનો મેળવવા અમે આરંભ કરીએ છીએ. પ્રભુ કૃપા અને સામાન્ય જૈન પ્રજાની આશિસો વડે, અમે અમારા પ્રયત્નમાં ફત્તેહ મેળવવાની આશા રાખીએ છીએ.

અમારી ઉક્ત યાદી પરથી આગમ પ્રકટ કરવા સંબંધમાં અમને જાહેરમાં અને ખાનગીમાં અનેક પ્રકારની સૂચનાઓ મળી છે.

આ સૂચનાઓ અને તેના અમારા તરફના ખુલાસાઓ અમારી જૈનપ્રજાને વિષે ચોક્કસ પ્રકારનો રસ ઉત્પન્ન કરે તેવાં હોય, તથા આ વિષયક લોકમત કેળવાય તેવું હોઈ, અમે જાહેરમાં મૂકવા રજા લઇએ છીએઃ

### નાણાના મોટા ભંડોળની હાલ જરૂર છે?

અમોએ ધારણા રાખી હતી તેના કરતાં વિશેષતાએ અમારી યોજનાનો સત્કાર, સામાન્ય જૈનપ્રજાએ કર્યો છે, એટલે યોજનાને અમલમાં મૂકવાનો ઉત્સાહ, જો કે તેઓને ઘણો આભારી છે, છતાં અમારે જણાવવું જોઇએ કે, આ ઉત્સાહની વૃદ્ધિ કરનાર વિશાળદષ્ટિ જૈનેતર વિદ્વાનો પણ વિશેષ છે. ૧ લી ઑગસ્ટની યાદી બહાર પડી કે તરતજ જૈનેતર વર્તમાન પત્રો અને જૈનેતર વિદ્વાનોએ ઉક્ત યોજના પ્રત્યે પસંદગી દર્શાવી. સર ફીરોજશાહ મેહતા આદિ દેશભક્તોના પ્રયત્નપૂર્વક પ્રકટ થતાં અંગ્રેજી દૈનિક પત્ર ધી બૉમ્બે ક્રૉનીકલે એક લંબાણ નોંધ લખી સહાનુભૂતિ સાથે કેટલીક સૂચનાએ કરી. ગુજરાતના જાણીતા વિદ્વાનોએ પણ તેવીજ રીતે પોતાનો પ્રસન્નભાવ દર્શાવ્યો. વર્તમાનપત્રો અને આ વિદ્વાન મહાશયોએ કરેલી સૂચનાઓને અંગે અમારો ખુલાસો આ સરક્યુલરમાં સમગ્ર રીતે આવી જશે, ધી બૉમ્બે ક્રૉનીકલ અને મુંબઇની સ્મૉલ કૉઝીસ કોર્ટના નામદાર જડ્જ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ૦ એ૦ એલ એલ૦ બી૦ એ નાણાના મોટા ભંડોળની આ કાર્યને અંગે જરૂરીઆત બતાવી છે.

તા. ૧૪–૮–૧૯૧૩ ના અંકમાં ધી બૉમ્બે ક્રૉનીકલ આ પ્રમાણે લખે છેઃ—

The Jain community, numbering only about fifteen lakhs of souls, is the wealthiest non-Brahmanical Hindu body with a religion which discards the Vedas. Its canonical religious literature is embodied not in Sanskrit but Magadhi. Jain sacred books have been studied in the West but they have not kindled the enthusiasm shown for its inveterate adversaries, the Brahmanical and Bud-

dhist holy writs. In this Presidency Jain studies have attracted Bhandarkar, Buhler and Petersen. On the Continent Hermann Jacobi and Leumann and Gerni are its well-known exegetes. Leumann and Hoernle's participation in the interpretation of Jain philosophy and much of Jacobi's work, as well as a systematic research into other aspects of Jain teachings by Weber, are accessible in English. It is not, however, the glosses put upon their scriptural tenets by Western scholars which alone satisfy the rising Jain generation. And we note with pleasure the endeavour made in Ahmedabad to found a Jain Text Society for the publication of original Magadhi texts with Sanskrit commentaries and Gujarati super-commentaries. The project comprises the printing of the forty-five canonical books of the Shvetambara sect and is estimated to cost two lakhs of rupees and cover a period of twenty five years. The first attempt in a similar direction was made in Bengal in 1880 by Rai Dhanpat Singh Bahadur, who consecrated a lakh of rupees to the publication of Jain religious literature. Jainism having its most brilliant followers in Gujarat, the Gujarati language has acquired a semi-hieratic character with the Jains. Dhanpat Singh's edition was furnished with Gujarati commentary. To Gujarati Jains the edition fails to supply their want. The Bengali type of Sanskrit characters is fatiguing to the eye, and the scholia represent very old Gujarati which needs elucidation. Hence the enterprise of the Jainagama Publishing Society of Ahmedabad.

**The First volume.**

The first volume to be taken in hand for publication is the Bhagavati Sutra which is estimated to cover five thousand pages and will be priced at Rs. 45. Doubtless the editors will take advantage of Weber's translation of some sections of the enormous work, but we would ask the Society to make every possible effort to enlist the co-operation of the living representative of the indegenous tradition and to subordinate Western interpretaion to the construction suggested by Jain Munis. We note that the Society expresses its readiness warmly to welcome the preferred assistance of these traditional repositories of Jain learning. It should not, however, be overlooked that the latter will hardly come forward of their own accord at this general invitation. The Society would do well to seek out ascetics and laymen of noted erudition. And we would venture to suggest that they should model their procedure on the Pali Texts Society of London and to avoid the pitfall of the latter. Some money and enthusiasm sustained for near thirty years have conferred enduring obligation on the world interested in Buddhism. The Ahmedabad Society has before it an opportunity of like magnitude. We should be sorry to see cold water thrown on the scheme judged from its financial policy. Much as the series of works contemplated to be published will be respected, they will, like all publications of its class, be more admired than read and

વર્ષ સુધી કાયમ રાખેલા ઉત્સાહથી બુદ્ધ ધર્મના સંબંધમાં હિત ધરાવનાર આલમ ઉપર તે સંસ્થાએ ચિરસ્થાયી ઉપકાર કર્યો છે. અમદાવાદની આ સંસ્થા સંમુખ પણ તેવાજ પ્રકારની ઉમદા તક છે; તેની નાણા વિષયક પદ્ધતિ જોતાં તેને નિરૂત્સાહી કરવાને પ્રયત્ન કરવામાં આવે તો અમે ઘણા દિલગીર થઇશું. આ રીતે પ્રસિદ્ધ કરવા ધારેલા પુસ્તકોની શ્રેણીને જો કે માન તો ઘણું એ મળશે, છતાં તેવી જાતનાં પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકોની માફક વંચાવા કરતાં વધારે વખણાશે અને ખરીદાયા કરતાં વધારે વંચાશે.' જે વ્યાપારી પદ્ધતિ 'પર આ પુસ્તકો પ્રકટ થવાના છે, તેનો વિચાર કરતાં તેની ફતેહના સંબંધમાં કેટલીક શંકાઓ અમને ઉદ્ભવે છે. સેંકડો જૈનો એવા છે કે એકાદ વ્યક્તિ આ ધારેલું બે લાખનું ખર્ચ જાતે આપી શકે, ફક્ત તેમને આ પ્રયાસના પ્રશસ્ય હેતુઓ સમજાવવા જોઇએ છે. સાહિત્ય વિષયક પ્રયાસ કે જેમાં વ્યાપારની રીતે કાંઈ કિંમત નથી, તે વિદ્યા રસિક ધનવાનની ઉદાર સહાય વિના ભાગ્યેજ ફળીભૂત થઈ શકે. (ધી બૉમ્બે ક્રૉનીકલ, ૧૪-૮-૧૯૧૩).

નામદાર જજ સાહેબ કૃષ્ણલાલભાઇ લખે છે કેઃ—

મુંબાઈ. તા. ૧૯-૮-૧૩.

**સ્નેહીભાઈ મનસુખલાલ,**

જિનાગમ પ્રકાશની ખબર તમારો કાગળ આવતાં પહેલાં પણ ન્યુસપેપરમાં વાંચી હતી. પ્રયાસ બહુ સ્તુત્ય છે. નાણાની મોટી રકમની જરૂર એ પ્રયાસની ફતેહ માટે અનિવાર્ય છે. પરંતુ જૈન કોમ ધનાઢ્ય છે, ને એ શુભ કામને સહાય કરવા તથા પાર પાડવા કોઇ પણ સદ્ભાગ્ય માણસ મળી આવશે. તમારી તથા પુંજાભાઈની સાત્વિક વૃત્તિને જરૂર પરમેશ્વર મદદ આપશે.

**લી. કૃષ્ણલાલની સલામ.**

આ સંબંધમાં થોડો ખુલાસો અત્ર કરીએ છીએ:

અમો માનીએ છીએ કે, ધી બૉમ્બે ક્રૉનીકલની અને શ્રીયુત કૃષ્ણલાલભાઇની સૂચના મને અંગત હોય તેના કરતાં સામાન્ય જૈન પ્રજાને ખાસ સંબોધીને કરી જણાય છે. આવી પ્રખર યોજના પાર ઉતારવા જૈનપ્રજા નાણા વિષયક સહાયક થવા પ્રેરાય તે હેતુએ તેઓએ સૂચન કર્યું સંભવે છે.

આ સૂચના કરનાર પુરૂષોનો અંતઃકરણથી ઉપકાર માની અમે તેને માટે અમારે જે કહેવું છે તે કહીએ. એ વાત કેવળ સત્ય છે કે, નાણના મોટા ભંડોળથી ઓછા વખતમાં આ યોજના પાર પાડી શકાય, પરંતુ જરા ધીમાશથી કામ થાય તેટલા પુરતી નુકસાની સહન કરીને, અમે એવું બતાવવા ઉમેદ રાખીએ છીએ કે, થોડા ભંડોળ છતાં, યોગ્ય વ્યવસ્થાથી સારૂં કામ થઇ શકે છે. આ કારણથી અમો મોટા ભંડોળની અપેક્ષા અત્યારે રાખતા નથી. જો સમાજના પૂર્ણ સંતોષને પાત્ર કામ થશે તો નાણા વિષયક અગવડ પડશેજ નહીં. એક વિદ્વાન્ મુનિ મહાશયના શબ્દોમાં કહીએ, તો " પૈસાથી કાર્ય નથી, પરંતુ કાર્યથી પૈસા છે. " અમો અત્યારે જે ઉત્સાહ ધરાવીએ છીએ તે પ્રભુ કૃપાએ અખંડ રહે, તો અમને ખાત્રી છે કે, આ કામ એવા પ્રકારનું થશે કે, જેથી અમારે પૈસા માટે ભીક્ષા માંગવા જવું નહીં પડે, પરંતુ જૈનપ્રજા પોતાની જરૂરીઆત (necessity) હોંસ અને પ્રીતિ એ ત્રણ કારણોથી અમોને દ્રવ્ય આપવા આવવાની કૃપા કરશે. કાર્ય થયાં પહેલાં કાર્ય સારૂંજ કરીશું, એ પ્રકારનું કથન, કાંઇક અસભ્ય લાગતું હોઈ, આટલો ખુલાસો પણ વધારે પડતો અમોને લાગે છે. ટુંકમાં અમો એટલુંજ કહેવા ઇચ્છીએ છીએ કે, ભાઈ પુંજાભાઇ હીરાચંદ વાળી રકમ અમારા હાલનાકામને માટે પુરતી છે.

## મુનિ મહારાજાને સર્વથી વિશેષ લાભ.

અમારી આગમ પ્રકાશનની યોજનાથી સર્વથી વિશેષ લાભ કોને થવા યોગ્ય છે કે જેથી અમે આ પ્રવૃત્તિમાં ઉતરવા માગીએ છીએ, એવું અમને ઘણા સ્થળોએથી પૂછાયું છે. આના ઉત્તરમાં અમે એમ જણાવવા રજા લઇએ છીએ કે, આગમો શુદ્ધપણે મૂળ માગધી પાઠ અને સંસ્કૃત ટીકા તથા તે બન્નેના ભાષાંતરો સહિત બહાર પડેતો, સર્વથી વિશેષ લાભ મુનિ મહારાજોને મળવા યોગ્ય છે. જે મુનિમહારાજોનાં માગધી અને સંસ્કૃત એવાં હોય કે જેને ભાષાન્તરોની જરૂર ન હોય તેઓને, અમે કહેવા રજા લઇએ છીએ કે, એ પ્રકારે લાભ મળશે કે, અનેક પ્રતોની મેળવણી કરી, જ્યાં જ્યાં પાઠાન્તરો હોય ત્યાં ત્યાં તે દાખલ કરી અમે પ્રકટ કરવા માગતા હોવાથી તેઓને અનેક પ્રતોનો લાભ મળવા ઉપરાંત, શુદ્ધ કરેલી-સંશોધિત કરેલી પ્રત તેઓ મેળવી શકશે. એટલું તો સર્વ કોઇએ કબૂલ કરવું જોઇએ કે, લહીઆઓને હાથે લખાએલી પ્રતો કરતાં, માગધી-સંસ્કૃતના જાણનાર વિદ્વાનોને હાથે શોધાયેલી પ્રતો વધારે શુદ્ધ હોવીજ ઘટે.

જે મુનિરાજો માગધી અને સંસ્કૃતથી બહુ પરિચિત નથી, અથવા ઓછા પરિચિત છે તેઓને ભાષાન્તરો દેશ ભાષામાં-ગુજરાતીમાં થવાથી સમજવા સહેલા થઇ પડશે, અને તેથી તેઓ પોતે લાભ લઇ વ્યાખ્યાનાદિ દ્વારા સમુદાયને પણ લાભ આપી શકશે. અહીં એવી દલીલ કરવામાં આવે કે, દેશભાષામાં ભાષાન્તરો થવાથી યોગ્યાયોગ્ય મુનિનો ભેદ નહીં રહેતાં, ગમે તે મુનિ વાંચતાં વિચારતાં થશે, અને પરિણામે તેઓના હાથમાં જોઇએ તે કરતાં વધારે બળવાળું હથયાર આપવા જેવું થશે. અમોને આનંદ થાય છે કે, આવી દલીલ કરનારાઓને નિરૂત્તર કરવાને માટે અમારા પૂર્વના પૂજ્ય આચાર્ય,મહારાજોએ અમોને સાધન આપવાની કૃપા કરી છે. આ વાત નવીન કહેવાની નથી કે, મૂળ માગધી પાઠના ગુજરાતી ભાષાંતર ટબ્બારૂપે પૂર્વના આચાર્ય મહારાજોએ કરેલ છે. પૂર્વના આચાર્ય મહારાજોએ ગુજરાતીમાં ટબ્બા કોને અર્થે લખ્યા છે એવું જો ઉપયુક્ત માનીનતા ધરાવનારાઓને પૂછવામાં આવે, તો અમારી સાદી સમજણ પ્રમાણે તેઓની પાસે કાંઇ પણ ઉત્તર આપવાનું સાધન છેજ નહીં. શ્રીઆચારાંગસૂત્રના ગુજરાતી ટબ્બાકાર પુરૂષ પ્રકાશે છે કે "શ્રી આચારાંગનો ભાવ ટબ્બા (ગુજરાતી) માત્ર લોકના ઉપકાર ભણી લખીએ છીએ." આજ ભાવમાં સર્વ ટબ્બાકાર પુરૂષોએ પ્રકાશવા કૃપા કરી છે.

અમે પૂછવાની આજ્ઞા લઇએ છીએ કે, અત્યારે જેઓ એવી દલીલ કરે છે કે, ગુજરાતી કે બીજી દેશભાષામાં ભાષાન્તરો થાય, તો યોગ્યતા અયોગ્યતા જોયા વિના ગમે તે મુનિ કે સાધુ, વાંચવાનું કરતાં ખરો આશય સમજી ન શકવારૂપ નુકશાન થાય તે દલીલ પૂર્વના આચાર્ય મહારાજો-કે જેઓએ શ્રીઆચારાંગ, શ્રીસૂત્રકૃતાંગ, શ્રીભગવતીજી, શ્રીપન્નવણા આદિ અનેક અંગ ઉપાંગોના ગુજરાતી ટબ્બાઓ લખ્યાં છે તેઓને શું ધ્યાનમાં નહીં હોય? અમે માનીએ છીએ કે, પૂર્વ પુરૂષોના આ દિશામાં પ્રયત્ન પછી, આવી દલીલ કરનારાઓ માત્ર પોતાના એક પૂર્વબદ્ધ ખ્યાલ-વાસિત વિચાર (prejudice) અને મનના ખ્યાલ (**Sentiment**) થી દોરાઇનેજ આવી દલીલ કરે છે. પૂર્વના મહત્પુરૂષો કરતાં તેઓની વિચારણા કોણ સંગીન ગણશે?

આપણા જૈનિયોમાંજ, આવા પ્રકારનો પોકાર ઉઠાવનાર છે. એમ કાંઇ નથી. દરેક ધર્મના સાહિત્યનો ઇતિહાસ જોતાં જણાય છે કે, દરેક ધર્મમાં જ્યારે જ્યારે દેશભાષામાં તેઓના સિદ્ધાંતિક શાસ્ત્રો પલટાયાં ત્યારે ત્યારે પોકાર થયો છે. આપણા દેશમાં વેદ વેદાન્ત સાંખ્યાદિ સર્વ ધર્મોના તેમજ બૌદ્ધધર્મના આવી માનીનતા ધરાવનાર મનુષ્યોએ આજ રીતે પોતાની નબળાઇ બતાવી છે. ખ્રીસ્તી લોકોના બાઇબલના દેશભાષામાં ભાષાંતરો થયાં ત્યારે પણ આવીજ રીતે પોકાર ઉઠાયો હતો. મુસલમાનોના કુરાનનું ભાષાંતર થયું ત્યારે પણ આ પ્રમાણેજ થયું હતું. જરથોસ્તના ધર્મ પુસ્તક માટે આમજ બન્યું હતું; અને એજ રીતે બધાં ધર્મોના દાખલાઓ બન્યા છે. એટલે આપણે જૈનિયોએ તેથી કાંઇ વધારે આશ્ચર્યમાં પડવા જેવું કે વિચારવાનું નથી રહેતું. તે ગમે તેમ હો, પરંતુ અમારા આવી દલીલ કરનાર જૈન ભાઇઓને તો નિરુત્તર કરવા માટે અમારા કલ્યાણના કરનારા પૂર્વના આચાર્ય મહારાજોએ ગુજરાતીમાં ટબ્બાઓ ભરવાની જે કૃપા કરી છે તેજ અમારે ચીંધી દેવા બસ થશે, એમ અમે જરૂર જાણીએ છીએ.

ભલે, જેઓ આવી માનીનતા ધરાવનારા મનુષ્યો છે તેઓ અમારા આ પ્રયત્નથી કચવાય, પરંતુ અમોને ખાત્રી છે કે, માગધી અને સંસ્કૃતથી અપરિચિત સાધુ મુનિમહારાજો તો અમને કૃપા આર્શીવાદો ( શા માટે જાહેર આર્શીવાદો નહીં ? તેઓ તેવી રીતે જાહેર આર્શીવાદ આપવાના સંજોગોમાં બહુધા નથી ) આપ્યા વિના નહીં રહે.

અમો માનીએ છીએ તે પ્રમાણે, જેઓ ગુજરાતી ટબ્બાકાર પુરૂષોની ટબ્બા કરવાની પ્રવૃત્તિથી દેશભાષામાં ભાષાંતરો કરવાની પ્રવૃત્તિ માટે બોલી શકે તેમ નથી તેઓ એક બીજી દલીલ કરશે કે, " પૂર્વના આચાર્ય મહારાજોએ ગુજરાતીમાં સૂત્રના ટબ્બાઓ કર્યા છે તે માત્ર મૂળ માગધી પાઠના છે, કાંઇ સમર્થ સંસ્કૃત ટીકાઓનાં ભાષાંતરો કર્યાં છે !" આવી દલીલ કરનારાઓને અને જેઓ આ વિષયમાં ઉંડા ઉતર્યા નથી તેઓને આપવાનો અમારી પાસે ખુલાસો છેઃ દેશભાષામાં સૂત્રના ભાષાંતર થાય જ નહીં એ વાત તો જાણે ટબ્બાકારોની પ્રવૃત્તિ પછી ઉડી જાય છે; એટલે એક નિયમ તો થયો કે, દેશભાષામાં આગમોના ભાષાંતરો થઇ શકે. તેમ થવામાં પૂર્વના જ્ઞાની પુરૂષોએ લોકનો ઉપકાર માન્યો છે. હવે ટીકાઓનાં ભાષાંતરો કરવાના સંબંધમાં અમારૂં કહેવું કહીએઃ સર્વ આગમો અંગ, ઉપાંગો ઉપર ટીકા કરનારા મહત્પુરૂષોએ ટીકાની રચના કરતાં ટીકા રચવાનો હેતુ એવો જણાવ્યો છે કે, ભગવાનની ગૂઢવાણી, ટીકા કરવાથી જીવોને સરળરૂપે સમજાય તેથી અમે ટીકા કરવાની પ્રવૃત્તિ કરીએ છીએ. આ શ્રી જિનાગમ પ્રકાશક સભા તરફથી, પ્રથમ તૈયાર કરવા ધારેલ શ્રી ભગવતી સૂત્રના ટીકાકાર પુરૂષ ટીકાની રચના કરવાનો પોતાનો હેતુ જણાવતાં આવા ભાવમાં પ્રકટે છે કે " આ ગ્રંથ ( સૂત્ર)નું કોઇ પણ જાતની કઠિનતા વિના જ્ઞાન થઇ શકે તેટલા માટે પૂર્વ મુનિરૂપી શિલ્પિકારોએ વૃત્તિ, ચૂર્ણિ, અને નાડિકા નામની ટીકાઓ લખી છે. યદ્યપિ તે ઘણાજ ઉત્કૃષ્ટ જ્ઞાનવાળી છે, પરંતુ તે સંક્ષિપ્ત હોવાના કારણે, તે મહાન્ જ્ઞાની પુરૂષોનેજ વાંછિત વસ્તુ સાધનની સમર્થક છે, " અર્થાત્ આ ટીકાકાર પુરૂષનો ઉદ્દેશ કઠિન જ્ઞાનને સરળતા પૂર્વક સમજાય તેવો કરવાનો છે, જે વસ્તુ-આ સ્થળે ટીકાઓ-મૂળને સરળ કરવા માંગે, તે વસ્તુ સ્વતઃ સરળતાદર્શક અથવા સરળ કહેવીજ જોઇએ; અને જો એમ કહેવુંજ જોઇએ, તો આપણે એવી દલીલ સંગી-

નંતા પૂર્વક કરી શકાએ કે, કઠિન (આ જગોએ મૂળ માગધી પાઠો) સૂત્રોના ગુજરાતી-માં ટબ્બા કરવાની છુટ હોય તો પછી કઠિન સૂત્રોને સરળ કરવાના હેતુથી લખાયેલી ટીકાઓને ગુજરાતી કે બીજી દેશભાષામાં ઉતારવાની કેમ મના હોય ?

આ રીતે, ઉપર મુજબની બે દલીલોમાં નિરુત્તર થયા બાદ એક દલીલ એવી આવવાનો સંભવ છે કે, કયાં મૂળ ટબ્બાકાર પૂર્વ પુરૂષોની શક્તિ અને કયાં આ સભાના અનુવાદકો-ભાષાંતરકારોની શક્તિ ?-તેઓની આ દલીલનો વિસ્તારથી ઉત્તર ભાષાન્તરની શુદ્ધિ સંબંધમાં લખેલ પ્રસંગમાં હવે પછી જોવામાં આવશે. અહીં પણ કાંઇક કહેવાની જરૂર છે. અમારે ન્યાયબુદ્ધિપૂર્વક ચાલવું જોઇએ અને તેથી તે બુદ્ધિથી સ્વીકારી લઇએ છીએ કે, પૂર્વના ટબ્બાકાર પુરૂષો અને અમારા સભાના અનુવાદકો વચ્ચે ઘણોજ મોટો અંતર માનવામાં અમારી સમ્મતિ છે. આમ છતાં અમારા અનુવાદકોને માટે બાળાવબોધ રૂપ ગુજરાતી ટબ્બા લખનારા પૂર્વના સત્પુરૂષોએ, એવો સરળ માર્ગ કરી દીધો છે કે તેની સહાયતાથી અમારા અનુવાદકોના મૂળ માગધી ગાથાઓના ભાષાંતરોમાં ભૂલો થવાનો બહુજ ઓછો અવકાશ રહેશે. મૂલ માગધી ગાથાઓના બાળાવબોધ રૂપે ગુજરાતી ટબ્બાઓ ખરી રીતે કહીએ તો ગુજરાતી ભાષાંતરોજ છે. ગુજરાતી ટબ્બાઓરૂપી ભાષાંતરો જૂની ગુજરાતી –પંદરમાંથી સતરમાં-અઢારમાં સૈકાની–ભાષામાં થયેલા છે. એટલે અમારા અનુવાદકોને માત્ર જૂની ગુજરાતીને અત્યારની પ્રચલિત–સંસ્કારી ગુજરાતી ભાષાનો માત્ર આકારજ આપવાનો છે. જેમ કરવામાં ભૂલો થવાનો ઘણોજ ઓછો અવકાશ રહે એમ બળવાન્ ભાષા શાસ્ત્રીઓએ પણ કબૂલ કરવુંજ જોઇએ.

હવે સંસ્કૃત ટીકાના ભાષાંતરો સંબંધમાં કહીએ: અમોએ એવો નિશ્ચય કર્યો છે કે, માણસ જાતની જેટલી શક્તિઓ કામે લગાડાય તેટલી લગાડીને શુદ્ધ ભાષાંતરોજ કરાવવાં. ભાષાંતરોની શુદ્ધિના સંબંધમાં બીજી ગોઠવણોની સાથે અમે એક એવી ગોઠવણ કરવા ધારી છે કે, એકેક સૂત્રનું ભાષાંતર બે જૂદા જૂદા ભાષાંતરકારો પાસે સ્વતંત્ર કરાવવું. દાખલા તરીકેજ, શ્રી ભગવતી સૂત્રનું ભાષાંતર બે જુદા જુદા માણસો સ્વતંત્ર રીતે કરે. બન્નેના સ્વતંત્ર રીતે થયેલાં ભાષાન્તરોની પછી મેળવણી (comparision) કરવી. જે પ્રસંગોમાં બન્ને ભાષાન્તરકારો જૂદા પડ્યા હોય તે પ્રસંગોનો નિર્ણય ત્રીજા પુરૂષ પાસે કરાવવો અને તે ઉપરાંત પાછા આગમજ્ઞાનથી પરિચિત પુરૂષોની એક તપાસનારી મંડળી (Revision committee)ની પાસે તપાસવવાં. જેમ એક ગણિતનો હિસાબ બે જૂદા જૂદા માણસોને સ્વતંત્ર રીતે કરવા માટે સોંપવામાં આવે; અને તે બન્નેના જવાબ સરખા મળી રહે, તો તે ખરા જવાબ તરીકે સ્વીકારી લેવામાં કાંઈ ખોટું ન ગણાય, તેમ અમારા ભાષાંતરો સંબંધમાં થશે. જ્યાં બન્ને ભાષાંતરકારો જુદા પડતા હશે ત્યાં ત્રીજા વિદ્વાન પાસે ખુલાસો લઇ પાછા આગમના અભ્યાસીઓને બતાવવામાં આવશે.

આવી રીતે બે જૂદા જૂદા અનુવાદકોદ્વારા સ્વતંત્ર રીતે બે ભાષાંતરો કરાવતાં અમોને બમણી શક્તિ અને બમણા દ્રવ્ય આદિનો વ્યય કરવો પડશે, છતાં તેવી ગોઠવણોમાંથી અમે એટલા માટે અમારા ભાષાંતરો પસાર કરાવવા માગીએ છીએ કે, અમારાં ભાષાંતરો નમુનરૂપ (model) થઇ શકે.

આ પ્રકારની ગોઠવણપૂર્વક કામ લીધા પછી ભૂલો થવાનો ઓછોજ અવકાશ ગણાય.

તેમ છતાં છદ્મસ્થતાથી ભૂલો રહેવા પામશે તો તે બીજા પુરૂષો સુધારવા નીકળ્યા વિના રહેશે નહીં. અમે એવું માનનારા છીએ કે, ભૂલ થશે, એવા ભયથી સર્વથા ન કરવું તેના કરતાં ભૂલ થશે તો સુધરશે એવા વિચારથી કામ કરવું એજ પ્રગતિ (progress) નો ખરો માર્ગ છે. વેદાન્તના ઉપનિશદો ભગવદ્ગીતા વગેરેનાં સબંધમાં જેમ બન્યું તેમ શા માટે નહીં બને ? આગળ ઉપર કાં એમ નહીં બને કે, જેમ ઉપનિશદોનાં અને ભગવદ્ગીતાનાં ભાષાંતરો જૂદા જૂદા ભાષાંતરકારોએ કર્યા છે તેમ કરીને વસ્તુને યથાર્થતા અપાય ?

ચોથી દલીલ એવી લાવવામાં આવે છે કે, લખાએલાં સૂત્રોનો ઉપયોગ મર્યાદિત માણુસોની સંખ્યા લઇ શકે છે, છપાય તો બીજા પણ લઇ શકે અને તેથી અનધિકારે નુકશાન થાય તેનું કેમ ? આનો ઉત્તર અમારો આ પ્રમાણે છેઃ અમો હવે પછીના પૃષ્ટોમાં બતાવીશું કે, જે અત્યાર સુધીની માનીનતા છે કે, શ્રાવક વર્ગથી સૂત્રો ન વંચાય એવી માનીનતા બદલાયેલા સંજોગોમાં કાયમ રાખવી યોગ્ય છે કે નહીં. છપાતાં વધારે પ્રતો થતાં અનધિકારે નુકશાન થવા રૂપ દલીલના જવાબમાં અમે એમ જણાવવા રજા લઇએ છીએ કે, અમે બહુ તો એક હજાર પ્રતો એકેક સૂત્રોના તૈયાર કરાવી શકીશું, પણ આપણાં એકેક સૂત્રની જૂદા જૂદા ઉપાશ્રયો-ભંડારો અને પુસ્તકાલયો, તથા મુનિ મહારાજોની પાસેની લખેલી પ્રતોની સંખ્યાની ગણત્રી કરવામાં આવે, તો અમારી છપાએલી પ્રતોની સંખ્યા કરતાં ઘણી વધી જવા પામશે. એ વધી જવા પામે, તો પછી આપણે વધારે સંખ્યાથી કોઈ જાતનું નુકશાન થયેલું હોય, એમ ફર્યાદ કરતા નથી. જો એમ કહેવામાં આવે કે, છપાએલી પ્રતો થાય તો તે સસ્તી કીમતે મળી શકે અને તેથી અનધિકારી પણ ઉપયોગ કરે અને તેથી નુકશાન થાય; આના સંબંધમાં અમે એમ પૂછવા રજા લઇએ છીએ કે , શ્રીસૂત્રકૃતાંગ (સૂયગડાંગ ) સૂત્ર શાહ ભીમશી માણેકે છપાવેલ છે તેથી કેટલું નુકશાન આજ સુધી થવા પામ્યું છે ? રાયધનપતિસિંહ બહાદૂરે ઘણા અંગ-ઉપાંગો છપાવ્યાં છે તેથી સામાન્ય જૈન પ્રજાના નૈતિક અને ધાર્મિક વિચારોના સંબંધમાં શું નુકશાન થયું છે ? બીજા જૂદા જૂદા માણુસોએ આજ સુધીમાં કેટલક સૂત્રો મૂળ રૂપે ગુજરાતી અર્થ સહિત છપાવ્યાં છે તેથી જૈન સમાજમાં દશ્ય એવું કોઇ નુકશાન થયેલું છે ? અમને લાગે છે કે, આવા વિચારો જો ક્રમપૂર્વક અનુભવમાં લેવામાં આવે, તો આ પ્રકારની દલીલોમાં રમવાનું અમારી જૈન પ્રજાનો જે ભાગ કરે છે, તે કરે નહીં.

એક એવી પણ દલીલ આવે છે કે, યોગ-વહનઆદિ ક્રિયાઓ કર્યા બાદ મુનિરાજોને આગમનું વાંચન થઈ શકે છે, તે ક્રમ સૂત્રો છપાય તો કેમ જળવાઈ શકે ? આવી દલીલ કરવી ફોગટ છે, કારણ કે તેવી લાભકારક ક્રિયા ન કરવી એમ આગમનું મુદ્રણ કાંઇ કહેતું નથી. છપાએલા હોય, પણ તે અમુક ક્રિયાઓ કર્યા બાદ વાંચન અર્થે ઉપયોગમાં લેવાની કોણ ના પાડે છે ? યોગવહનાદિ ક્રિયાઓ કર્યા બાદ આગમો લખેલ હોય કે છાપેલ હોય, પણ વાંચવા વિચારવાનો ક્રમ સંપૂર્ણ પણે જાળવી શકવામાં કાંઈ અડચણ આવવીજ ન ઘટે.

આ સઘળી હકીકત જોયા બાદ, અમે આશા રાખીએ છીએ કે, અમારા મુનિમહારાજોને ખાત્રી થવી જોઇએ કે, કોઇ પણ પ્રકારની અડચણો નડયા વિના મુનિ મહારાજોને આ યોજનાથી સર્વથી વિશેષ લાભ થવા યોગ્ય છે.

---

## શ્રાવક વર્ગ અને આગમનું જ્ઞાન.

જ્યારે જ્યારે જિનાગમોના પ્રકાશનને અંગે પ્રયત્ન થયાં છે ત્યારે ત્યારે એક એવી દલીલ કરવામાં આવી છે કે, પૂર્વાચાર્યોના ગ્રંથો ક્યાં થોડાં છે કે, જિનાગમના પ્રકાશનની—અને તે પણ દેશ ભાષામાં ભાષાંતરો સહિત—જરૂર છે. તેઓની આ દલીલ તેના ખરા સ્વરૂપમાં જોવા જોઇએ, તો એવી છે કે, આગમ જ્ઞાનના પ્રચારની જરૂર નથી. કેમકે ગ્રંથોનું જ્ઞાન આપણે માટે પૂરતું છે. જો પૂર્વના જ્ઞાની પુરૂષોના પ્રયત્નો તરફ નજર કરીએ, તો આવી દલીલ કરનારાઓના બોલવા તરફ બહુ કાળજી કરવાની જરૂર ન રહે. જ્યારે પૂર્વે આગમોની સંસ્કૃત ટીકાઓ થઈ ત્યારે પણ પૂર્વાચાર્યોના અનેક અનેક ગ્રંથો વિદ્યમાન હતા. પૂર્વે જ્યારે આગમોની ગુજરાતી ભાષાટીકા (અથવા જેને 'ભાષા' બાળાવબોધ કે ટબ્બાઓ કહેવામાં આવે છે) થઈ ત્યારે પણ અનેક મહાન્ આચાર્ય મહારાજોના ગ્રંથો સ્થિત હતા. આમ હોવા છતાં, મૂળ આગમો, કે જે માગધી ભાષામાં છે તેને સરળ કરવા માટે સંસ્કૃત ટીકાઓ અને ગુજરાતી ટબ્બાઓ લખાયાં છે, અને લખનાર પુરૂષોએ એમ કરવાનો પોતાનો હેતુ એવો બતાવ્યો છે કે, સરળ થતાં લોકોપકાર થાય. શ્રી **આચારાંગ** સૂત્રના ભાષા ટીકાકાર બૃહત્ તપગચ્છમાં થયા છે અને તેઓશ્રીનું નામ શ્રી **પાર્શ્વચંદ્ર** છે. તેઓએ કહ્યું છે કે, ભાષા ટીકા લખવાનો તેઓનો હેતુ **લોકનો ઉપકાર** થાય તે છે. આજ પ્રકારે શ્રી **શીલ**ંગાચાર્ય, શ્રી **અભયદેવસૂરિ** અને બીજા સર્વે ટીકાકારોએ અને ભાષાટીકાકારોએ, લોકનો ઉપકાર કરવા માટે સરળપણું કરવા અર્થે પોતાની ટીકાઓ કરવાનો હેતુ બતાવ્યો છે. અર્થાત્ તે ટીકાકાર મહાનુભાવોની આ પ્રવૃત્તિનું પૃથક્ કરણ કરીએ, તો આટલી વાત સિદ્ધ થાય છે. ૧. પૂર્વાચાર્યો પ્રણીત અનેક ગ્રંથો છતાં આગમોનું જ્ઞાન પ્રચાર પામે, તો લોકનો ઉપકાર છે. ૨. લોકનો ઉપકાર થવા અર્થે આગમ જ્ઞાનને સરળ કરવાની જરૂર છે.

અમે પૂછીએ છીએ કે, અનેક મહત્પુરૂષોના અનેક ગ્રંથો છતાં પૂર્વાચાર્યોએ આગમજ્ઞાન સરળતાવાળું કરવામાં લોકનો ઉપકાર થાય એમ માન્યું છે, તો પછી ઉપર કરી તે અત્યારે લાવવામાં આવતી દલીલ કેટલીવાર નીભી શકશે ? અમારો હેતુ પણ આગમજ્ઞાનને દેશભાષામાં ભાષાંતરો કરાવી વિશેષ સરળતા આપવાનો છે તો અમે પૂર્વ પુરૂષોના માર્ગે ચાલીએ છીએ કે નહિ ?

આ પ્રકારે, જ્ઞાની પુરૂષોના માર્ગને અનુસરી અમે ભાષાન્તરો કરાવી આગમ છપાવીએ એટલે લોકના ઉપકારનો હેતુ થવા યોગ્ય છે. અનેક મુનિરાજોને સુલભ્ય અને સરળ, શ્રી આગમો થતાં, જેમ પોતાને તેનું જ્ઞાન થઈ શકશે તેમ પોતાના વિહારદ્વારાએ જૂદાં જૂદાં અનેક સ્થળોએ અપાતાં વ્યાખ્યાનદ્વારાએ પણ આગમજ્ઞાનનો પ્રચાર કરી લોકનો ઉપકાર વિશેષપણે કરી શકશે. એટલું દુઃખદાયક છે કે આપણા મુનિરાજોએ પોતાનો વિહારપ્રદેશ બહુ ટુંકો કરી નાંખેલો હોવાથી, મારવાડ અને તેવા પ્રદેશોના જૈન ભાઇઓને ધર્મજ્ઞાનનો બહુ ઓછો લાભ મળતો હોય, તેઓનું ધર્મ સાહિત્યજ્ઞાન બહુજ ઓછું રહે છે,-નિર્બળ જેવું રહે છે. મુનિરાજો જો પોતાનો વિહારપ્રદેશ વિસ્તૃત કરશે અને આ પ્રકારે તેઓના હાથમાં આગમો સરળ આકારે અને સુલભ્ય રીતે આવશે તો જ્ઞાનનો પ્રચાર ( Diffusion of Knowledge) વધી શકશે; અને તેથી લોકોપકાર વધારે થશે.

આગમનુ જ્ઞાન સરળ રૂપ આપવાથી લોકનો ઉપકાર વિશેષે થાય એમ **ટીકાકાર** અને **ભાષા** ટીકાકાર મહત્પુરૂષોએ કહ્યું છે એટલે જૈનના શ્રાવક-ગૃહસ્થ સમુદાયમાં પણ આગમજ્ઞાનનો પ્રચાર થતાં લોકોપકાર થાય. એ વાત ખરી છે કે, શ્રાવકોને માટે આગમનું શ્રવણ તો સ્વીકારેલું જ છે, કેમકે તેવી પ્રવૃતિ અત્યારે પ્રત્યક્ષ છે. મુનિરાજો આગમ સરળરૂપે થતાં, શ્રાવક સમુદાયને, આગમજ્ઞાનનું વિશેષ પણે શ્રવણ કરાવી શકશે અને તેથી લોકોપકાર થશે એવું આપણે જોયું. હવે, સવાલ માત્ર એટલો રહે છે કે, છપા-એલી પ્રતો સહેલાઇથી મળી શકે એટલે શ્રાવકો પોતાની મેળે વાંચતાં થશે, અને તેથી "શ્રાવકોને મુનિદ્વારા આગમજ્ઞાનનું શ્રવણ ઘટે, પણ સ્વતંત્ર રીતે વાંચન ન ઘટે" એવી પરંપરા ચાલતી માનીનતા જળવાઈ નહીં રહે. આના સંબંધમા અમારો ખુલાસો આ પ્રમાણે છેઃ જો મુનિદ્વારાએ આગમનું શ્રવણ શ્રાવક સમુદાયને અર્થે નિર્માણ થયેલું છે, તો તે ઉપરથી એટલી વાત તો સિદ્ધ થાય છે કે, આગમનું જ્ઞાન અથવા આગમમાં કહેલા વિચારો જાણવા એ શ્રાવક સમુદાયને માટે અટકાવેલ નથી હવે, વાત એટલી રહે છે કે, આગમમાં કહેલા વિચારો, આગમો છપાતાં સુલભ્ય થાય એટલે, શ્રાવક સમુદાય, અત્યારે જેમ મુનિદ્વારા જાણી શકે છે તેને બદલે વખતે, પોતાના સ્વતંત્ર વાંચનથી, જાણી લે એ બનવા યોગ્ય છે, તેનું શી રીતે ? આગમનું જ્ઞાન શ્રાવકે જાણવું એ આજ્ઞા છે "પણ સ્વતંત્ર વાંચનથી કે મુનિદ્વારા શ્રવણથી" એટલી નિર્ણતિ કરવા માટે રહેલી વાતનો વિચાર કરતાં આપણે આપણને પોતાને સૌથી પહેલો પ્રશ્ન એ કરવા યોગ્ય છે કે, મુનિદ્વારાએ આગમનું જ્ઞાન જાણવું અને સ્વતંત્ર રીતે આગમજ્ઞાનનું જાણવું એવો ભેદ પાડવામાં હેતુ શો ઘટે છે ? એનો હેતુ એટલોજ ઘટાવી શકાય એવું છે કે, મુનિરાજો, આગમજ્ઞાનના ખાસ અભ્યાસી હોઈ, આગમનાં વિચારોનો આશય જેવી સૂક્ષ્મ રીતે બતાવી શકે તેવો સ્વતંત્ર વાંચનદ્વારાએ શ્રાવકો ન સમજી શકે. અમે માનીએ છીએ અને જાણીએ છીએ ત્યાં સુધી આ વિષયમાં આ પ્રકારનીજ ઘટના કરવામાં આવે છે. એટલું અમે સ્વીકારી લઇએ છીએ કે એક વિષયના ખાસ અભ્યાસીઓ જેવો તે વિષયનો આશય સમજી શકે તેવો આશય ઉપલક વાંચનારાઓ ન સમજી શકે એ વાત ખરી છે, પરંતુ ત્યાં સવાલ એમ ઉત્પન્ન થાય છે કે, એનું શું કારણ છે કે મુનિરાજો **આગમના ખાસ અભ્યાસી** થઇ શકે અને શ્રાવકો ન થઇ શકે. કોઇ પણ વિષયનું જ્ઞાન થવું એ બુદ્ધિનો વિષય છે. બુદ્ધિતારતમ્યતા મનુષ્ય માત્રમાં છે. એમ પણ એકાંત નથી હોઇ શકતું કે, મુનિઓનુંજ બુદ્ધિબળ વિશેષ હોય, અને શ્રાવકોનું બુદ્ધિબળ ઓછુંજ હોવું જોઇએ; અથવા એવું પણ એકાંત નથી કે શ્રાવકોનું બુદ્ધિબળ વધારે હોય અને મુનિઓનું ઓછું હોય. એ તો બુદ્ધિની તારતમ્યતા ઉપર આધાર રાખે છે; એટલે એવું કાંઈ ખાસ કારણ નથી કે, શ્રાવકો આગમના ખાસ અભ્યાસી ન થઈ શકે. વસ્તુ સ્થિતિ આમ હોઇ, કોઇથી એમ તો નહીં કહેવાય કે બુદ્ધિબળના કારણે શ્રાવકો આગમના ખાસ અભ્યાસીઓ ન થઇ શકે.

હવે એમ કહેવામાં આવે કે, મુનિરાજોનું સમગ્ર ચારિત્ર અને તેમાં પણ યોગ-ઉપધાનાદિનું વહન એ સાધનો દ્વારા મુનિરાજોને આગમનું જ્ઞાન વધારે સારૂં થઇ શકે; તો તેના સંબંધમાં અમે કહેવા રજા લઇએ છીએ કે, કોઈ પણ પ્રકારનું જ્ઞાન સુંદર ચારિત્રવાળા મનુષ્યોને સારી રીતે પ્રગમી શકે એ વિશેષ બનવા યોગ્ય છે, પરંતુ તે વાત પણ

એકાન્તિક ન કહેવાય. ઘણા સુંદર અને પવિત્ર ચારિત્રવાન્ પુરૂષો પોતાનામાં આ નમવા યોગ્ય ચારિત્રગુણ પ્રકટાવે છે; છતાં તેઓમાં બુદ્ધિબળની મંદતા ન જ હોય એમ ન કહેવાય. શ્રાવકો ચારિત્ર રહિત હોય છતાં બુદ્ધિબળમાં વિશેષ પણ હોઇ શકે. અર્થાત્ ચારિત્ર અને જ્ઞાન એ બન્ને પદાર્થોના વિષયો અને શક્તિઓ સ્વતંત્ર હોઇ જૂદા જૂદા પ્રકારે છે. ચારિત્ર અને જ્ઞાન બન્ને હોય તો તેના જેવું એકે ઉત્તમ નહીં, પણ ચારિત્ર ન હોય ત્યાં જ્ઞાન હોવું નજ ઘટે એમ કાંઇ નિર્ણય ન ગણાય.

વળી, શ્રાવક સમુદાયને આગમનું શ્રવણ માત્ર ઘટે અને સ્વતંત્ર વાંચન ન ઘટે એવી પરંપરા ચાલતી વાત, એકાંત સિદ્ધાંતરૂપ હોય એમ અમને બેસતું નથી. પંદર પ્રકારે "સિદ્ધ" થઇ શકે એવો જે અભિપ્રાય છે તેમાં ગૃહસ્થ લિંગે પણ 'સિદ્ધપદ' ની પ્રાપ્તિ થવા યોગ્ય કહી છે, તો પછી આપણને સ્વાભાવિક એ જાણવાની ઇચ્છા થવી ઘટે કે, ગૃહસ્થલિંગે સિદ્ધપદની પ્રાપ્તિ કરવા સુધીની દશાએ પહોંચેલ એવા ગૃહસ્થ પુરૂષોને આગમનું જ્ઞાન માત્ર શ્રવણરૂપેજ હોય અને સ્વતંત્ર વાંચનરૂપે ન હોય કે શું ? ગૃહસ્થલિંગે સિદ્ધપદની પ્રાપ્તિ કરી શકવી એ તો અપવાદરૂપ વાત છે, પરંતુ આ ઉદાહરણ આપવાનો હેતુ માત્ર એટલો છે કે, શ્રાવકોને માટે ઉપર્યુક્ત ચાલતી પરંપરાની માનીનતા એકાંત સિદ્ધાંતરૂપ માનવાનું બની શકે તેમ નથી.

ત્યારે એમ દલીલ કરવામાં આવશે કે, આ તમે વિચારો બતાવો છો તેવા વિચારો પૂર્વ પુરૂષોએ આ માનીનતા ઉત્પન્ન કરતી વખતે ધ્યાનમાં લીધા નહીં હોય ? અમે કહીએ છીએ કે જરૂર લીધાજ હોવા જોઇએ તેઓની માનીનતામાં ઘણું વજુદ છે, કેમકે એ વાત કેવળ સાચી છે કે, જે પુરૂષો-મુનિરાજો-ને હમેશનો આગમ જ્ઞાનનો પરિચય છે, જે પુરૂષો આગમ જ્ઞાનના ખાસ અભ્યાસીઓ છે, વળી જેનું ચારિત્ર પવિત્ર અને વીતરાગતા ઉપજાવનારૂં છે તે પુરૂષો-મુનિરાજો દ્વારા આગમનું-શા માટે સર્વ ગ્રંથોનું-જ્ઞાન થવાની તક મળે, તો તે મોટા ભાગ્યની વાત છે; પરંતુ તેવી તક, તેવો યોગ ન મળે, તો શ્રાવક સમુદાયને માટે એકાંત આગમના સ્વતંત્ર વાંચનની મના લાભદાયક છે એમ અત્યારના સંજોગોમાં તો લાગી શકતું નથી. અમને અહીં એમ કહેવામાં આવશે કે, શું તે વખતના સંજોગો અને અત્યારના સંજોગોમાં ફેર પડી ગયો છે ? અમે કહીએ છીએ કે, બહુ મોટો ફેર સંજોગોમાં પડી ગયો છે.

## યોગોદ્વહન ક્રિયાની પ્રથા અને શ્રાવકોથી સૂત્રો ન વંચાય એવી માનીનતાની ઐતિહાસિક દૃષ્ટિએ તપાસઃ-

આગમના અભ્યાસની પાત્રતા વિષે પૂર્વે બંધાએલા નિયમો જે સંજોગોમાં ઘડાયા હતા તે સંજોગોમાં અને અત્યારના સંજોગોમાં ફેર પડી ગયો છે એવું બતાવવા પહેલાં, અમારે બે બાબતોની ઐતિહાસિક તપાસ રજુ કરવી પડશે. એક બાબત એ છે કે, અમુક અમુક સૂત્રોનો અભ્યાસ અમુક વખતના દીક્ષા પર્યાય વાળા સાધુઓ કરી શકે અને તેને માટે અમુક અમુક યોગોદ્વહન આદિ ક્રિયાઓ કરવી જોઇએ તેને લગતી છે; અને બીજી બાબત શ્રાવકોથી સૂત્ર ન વાંચી શકાય એવી માનીનતાને અંગે છે.

અમો જાણીએ છીએ ત્યાં સુધી જૈનાગમના અભ્યાસી મુનિ મહારાજોનું કહેવું એવું છે કે, આગમના અભ્યાસ પૂર્વે મુનિ રાજોએ ચોક્કસ યોગ્યતા મેળવવી જોઇએ એવી

આજ્ઞા પરમકૃપાળુશ્રી ભગવાનના આશય અનુસાર પૂર્વેના મહાન્ આચાર્ય મહારાજોએ કરેલી છે. જૈનાગમના અભ્યાસી મુનિ મહારાજો આવા આશયે તે આજ્ઞા ભગવાનની કરેલી છે એમ માનતાં હોય તો તે સ્વીકારણીય છે. પરંતુ જેઓ જૈનાગમના અભ્યાસી નથી એવા સામાન્ય મનુષ્યો તેની આજ્ઞા ખુદ શ્રી ભગવાનના મુખનીજ છે એમ શ્રદ્ધાપૂર્વક સ્વીકારતાં છતાં નીચેની એક ઐતિહાસિક દલીલ રજુ કરે તો તેને વિચારવાનો અવશ્ય વિચારને પાત્ર લેખ્યા વિના નહીં રહે. ભગવાન્ મહાવીર સ્વામીએ જે વખતે પોતાના શિષ્યજનોને, આગમમાં કથેલાં બોધનો ઉપદેશ કર્યો તે વખતે, ભગવાન્ મહાવીર સ્વામીનો હેતુ બોધ અર્થે બોધ કરવાનો હતો, પણ પુસ્તકરૂપે તેઓના બોધને ગુંથવાનો નહોતો; અથવા એમ કહીએ કે, તેઓ કૃપાળુશ્રીએ કાંઈ પુસ્તકરૂપે ગુંથણી કરી નહોતી. તેઓ શ્રીએ પુસ્તકરૂપે ગુંથણી કરી નહોતી અથવા તેમ કરવાનો તેઓનો તે સમયે—પોતાના શિષ્યોને બોધ આપવાના સમયે–હેતુ નહોતો તો પછી શ્રદ્ધાના કયા પ્રકારથી એમ માનવું કે; જેનો અર્થાત્ પુસ્તકરૂપે ગુંથણીનો તે સમયે જન્મજ નહોતો, તે પુસ્તકરૂપ ગુંથણીનો અભ્યાસ અમુક દિક્ષાપર્યાય પાળ્યા પછી કરવો, અથવા અમુક યોગોદ્વહન ક્રિયાઓ પછી કરવો, અથવા શ્રાવકોએ સૂત્રનું વાંચન ન કરવું ઈત્યાદિ નિયમો ખુદ ભગવાનશ્રીના મુખમાંથી નીકળ્યા હતા? સૂત્રોની ગુંથણી તો આચાર્ય મહારાજ શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે ભગવાનશ્રીના નિર્વાણ પછી લગભગ એક હજાર વર્ષે કરી છે, એટલે ગુંથણી થયા પૂર્વે એક હજાર વર્ષે ભગવાને નિયમો ઘડ્યા હોય એ વાત કેવા આકારે સમજવી?

આ ઉપરથી એ આજ્ઞા ભગવાનશ્રીના આશયપૂર્વક કરેલી હોવાનું કહેવામાં આવે તો તરત ગ્રાહ્ય થવા યોગ્ય છે. આચાર્ય મહારાજોની ભગવાનશ્રીના આશય–અનુસારની આજ્ઞા પણ આપણે ભગવાનની આજ્ઞા સમાન ગણી શિરસાવંદ્ય તરીકે સ્વીકારવાની છે, કેમકે તે આચાર્ય મહારાજો પ્રભુના તીર્થનાયકો અને તીર્થરક્ષકો હતા.

આ સૂત્ર વાંચનના અભ્યાસીઓના અધિકાર—અનધિકારના નિયમો બાંધતી વખતે અધિકારીપદનો–હેતુ પોતાની સન્મુખ રાખ્યો હતો. ત્યારબાદ એક બીજા મહાબળવાન હેતુ પૂર્વક ત્યાર પછીના સત્પુરુષોએ આ નિયમોને પુનર્જીવન આપ્યું હતું.

જેઓને જૈનધર્મના વાસ્તવિક ઇતિહાસનો અભ્યાસ છે તેઓનો અનુભવ છે કે, પાછળથી જેઓ ચૈત્યવાસીઓ તરીકે ઓળખાયા તેઓના હાથમાં એક વખત આખી જૈનસમાજની લગામ હતી. આ વખતે કાંઈ જેને આપણે વાસ્તવિક જૈનસાધુ મહારાજ તરીકે અત્યારે ઓળખીએ છીએ તે સાધુ મુનિરાજો નહોતા. માત્ર યતિગણોનું રાજ્ય હતું. આ યતિગણોના વારસો તરીકે પાછળથી જેઓ ચૈત્યવાસીઓ તરીકે ઓળખાયા તેઓની ચારિત્રભ્રષ્ટતા એટલી હદસુધી વધી ગયેલી કે, આપણને તેનો વિચાર કરતાં પણ ત્રાસ છુટે તેવું છે. આવી ચારિત્રભ્રષ્ટતા છતાં, તે ચૈત્યવાસીઓના કાબુમાં જૈનસમાજ એટલી બધી મૂકાઈ ગઇ હતી કે, તેમાંથી તેને મુક્ત કરવા માટે નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ જેવા મહત્પુરુષોને અથાગ પરિશ્રમ કરવો પડેલો.

આ ચૈત્યવાસીઓ શ્રાવક સમુદાય પાસેથી અનેક પ્રકારે દ્રવ્ય કઢાવતા હતા. જ્યોતિષ, શાસ્ત્રવાચન અને અનેક બીજા રસ્તે પુષ્કળ નાણું કઢાવતા હતા. તેઓ ચારિત્ર ભ્રષ્ટ

હતા, તેઓ અનેક સારા અને નરસા ઉપાયોથી પૈસો કઢાવતા હતા, છતાં તેઓમાં સામાન્ય જૈનસમાજની એટલી બધી શ્રદ્ધા હતી કે, ચૈત્યવાસીઓની વિરૂદ્ધમાં કાંઈ પણ બોલવું કે વર્ત્તન કરવું એ મોટું જોખમ ખેડવા બરોબર હતું.

આવી સ્થિતિ હોઇ, ચૈત્યવાસીઓ પ્રત્યેથી સમાજનો લક્ષ ઘટે તેટલા માટે અનેક આચાર્ય મહારાજેએ સીધા ( direct )અને આડકતરા (Indirct) પ્રમાણિક (honest) ઉપાયો લીધા હતા. ચૈત્યવાસીઓ આગમનું વાંચન કરતા, અને શ્રાવકો પુષ્કળ દ્રવ્ય આપતા હતા એ પ્રથાને ફેરવવાને ઉપરના ધોરણને અનુસરી સીધા અને આડકતરા અનેક પ્રમાણિક ઉપાયો, આચાર્ય મહારાજેએ લીધેલા.

અંધશ્રદ્ધાની નાડી બરાબર તપાસીને આચાર્ય મહારાજેને ખાત્રી થઇ હતી કે, ચૈત્યવાસીઓના ભયંકર કાણુમાં આવી ગયેલી સમાજને જો એમ કહેવા જઇશું કે, "આ ચૈત્યવાસીઓ ચારિત્ર ભ્રષ્ટ છે, એટલે તેઓ આગમનો બોધ કરવાને લાયક નથી. તમારી પાસેથી પૈસા કઢાવવાનો આ ધંધો લઇ બેઠા છે, તો તો તેઓ ( એટલે અંધશ્રદ્ધાવાળી સમાજ ) માનશે તો નહીંજ, પણ ઉલટા ખળભળી ઉઠી ત્રાસ આપશે." આવી સ્થિતિ અનુભવી તેઓએ ( આચાર્ય મહારાજેએ ) ઘણોજ ડહાપણનો માર્ગ શોધી કાઢયો. આચાર્યમહારાજેએ મનુષ્ય સ્વભાવનું અવલોકન કરી કામ લીધું. કેટલીક વખતે અંધ શ્રદ્ધાથી નરસી (ખરાબ) સ્થિતિનું ભાન થતું નથી. પણ જ્યારે ખરાબ સ્થિતિની પડખે સારી સ્થિતિ ઉભી કરવામાં આવે છે ત્યારે, સારા નરસાનો ભેદ ઓળખવાનું અંધ મનુષ્યો પણ શીખે છે. ચૈત્યવાસીરૂપ નરસી વ્યક્તિઓના આચાર વિચારની પડખે, શુદ્ધ ચારિત્ર ધારી સાધુમહારાજેના આચાર વિચાર મૂકાયાથી, શુદ્ધ ચારિત્રધારી સાધુઓ પ્રત્યે લક્ષ થાય એ કેવળ કુદરતી છે. આગમનું વાંચન કરવાનો હક (Right) સત્તાની રૂએ પોતાનો છે, અને તેના બદલામાં શ્રાવકોએ અમુક ધર્મનો આકાર આપી તેઓને દ્રવ્ય આપવાને બંધાએલા છે એવી દૃઢ માન્યતા ધરાવનાર ચૈત્યવાસીઓ આગમનું વાંચન કરવાને અધિકારી નથી એમ ઠસાવવા માટે જો આચાર્ય મહારાજે સીધો પ્રયત્ન કરે, તો ચૈત્યવાસીઓ પોતાની રાજસત્તા જેવી સમાજ ઉપરની સત્તાથી ત્રાસ આપે તેમ હતું, અને શ્રાવકો ફેરવાય તેમ નહોતું. આ સ્થિતિ હોઇ, આચાર્ય મહારાજેએ આડકતરો ( Indirect ) પણ પ્રમાણિક ( honest ) ઉપાય શોધ્યો. તેઓએ શોધેલો ઉપાય એ હતો કે, આગમના વાંચન અને શ્રવણના અધિકારી કોણ હોઇ શકે એ સંબંધીના કેટલાક મૂળ નિયમોનો પુનરૂદ્ધાર કર્યો અને કેટલાક ઉપકારક નિયમો સમયાનુકૂળ કર્યા. એ નિયમો એવા સુંદર હતાં કે. જેથી સમાજનું ધ્યાન ચૈત્યવાસીઓ પ્રત્યેથી ખસી, જઈ, કુદરતી રીતે, શુદ્ધ ચારિત્ર ધારી મુનિરાજે પ્રત્યે ખેંચાય આ સંજોગોમાં જે નિયમો સ્થાપીત થયા તેમાં અમુક વર્ષની દીક્ષા પર્યાય વાળા સાધુ અમુક સૂત્ર વાંચી શકે, અમુક યોગોદ્વહન આદિ ક્રિયા કર્યા પછી વાંચી શકે આદિ અનેક યોજનાઓ હતી. મનુષ્યસ્વભાવ એવો છે કે, નરસી અને સારી ચીજ સાથે ઉભેલી દેખાય ત્યારે બન્નેની સરખામણી કરી સારીને ગ્રહણ કરી નરસીને છોડી દે છે. આચાર્ય મહારાજેએ ઉપર કહ્યા તે નિયમો સ્થાપીત કર્યા એટલે તેનું શુદ્ધ ચારિત્રધારી સાધુઓથી પાલન થતું જોઇ સ્વાભાવિક રીતે સમાજને એમ મનમાં આવવા લાગે કે, આ સાધુઓ ચૈત્યવાસીઓ કરતાં આટલા બધા શુદ્ધ ચારિત્રધારીછે છતાં તેઓ અ-

મુક યોગ્યતા મેળવ્યાબાદ આગમોનો અભ્યાસ કરવાને પોતાને લાયક માને છે, અને ચારિત્રભ્રષ્ટ ચૈત્યવાસીએ તો કાઇપણ પ્રકારની યોગ્યતા તો બાજુએ રહી પણ બધી અયોગ્યતા છતાં આગમના વાંચનના પોતાનેજ હકદાર વારસ માને છે. આવી રીતે બન્નેની સરખામણી કરતાં શીખે, અને પરિણામે તેઓની પાસેથી દ્રવ્ય કઢાવવાનો ચૈત્યવાસીઓનો હેતુ હતો એવું સમાજ અનુભવી શકે એવા ઇરાદાથી આચાર્ય મહારાજાએ અધિકારીયોગની બાંધણી કરવામાં અંતર્ગત આવો પરમોપકારી હેતુ રાખેલો. સામાન્ય (general) હેતુ અધિકારીપદના નિયમો સ્થાપવાનો હતો અને ખાસ (special) હેતુ ચૈત્યવાસીઓ પ્રત્યેથી લક્ષ ફેરવવાનો હતો.

આગમના અભ્યાસની સાધુની પાત્રતાને અંગે આવા ખાસ હેતુપૂર્વક સ્થાપીત કરેલા નિયમોથી કુદરતી રીતે શ્રાવકની પાત્રતાનો હક પડતો મૂકાય અથવા જતો થાય એ દેખીતું છે. જેવી રીતે સરકારી નોકરી સર્વ કોઈ લઈ શકતું હોય અને પછી સરકાર તરફથી નિયમ ઘડાય કે, અમુક વરસની ઉમેદવારી કર્યા પછીના એમ૦ એ૦ ને નોકરીના અધિકારી ગણવામાં આવશે, તો સ્હેજે એમ૦ એ૦ થી ન્યૂન હોય તેનો અધિકાર જતો થાય છે.

આ રીતે જ્યાં સાધુને માટેજ સખત નિયમોનું સ્થાપીત થવું એટલે શ્રાવકોના અધિકારનો સવાલજ કયાંથી થાય, કેમકે શ્રાવકોની તો સાધુ જેવી દશા નથી.

આવી સ્થિતિમાં યોગોદ્વહન ક્રિયા આદિ ચાલતી પ્રથાઓના નિયમો સ્થાપીત થયેલા અને શ્રાવકોનો અધિકાર પડતો મૂકાએલો હોવાયોગ્ય છે એમ જો ઇતિહાસશાસ્ત્રની દ્રષ્ટિએ તપાસ કરવામાં આવે તો ખાત્રી થવા સંભવ છે.

હવે એમ આશંકા કરવામાં આવશે કે, ભગવતી આદિ સૂત્રોનાં વાંચન પવિત્રચારિત્ર ધારી મુનીઓ કરે છે ત્યારે પણ સોના મહોરો, રૂપા મહોરો મૂકવામાં આવે છે અને તમે એમ કેમ કહો છો કે, ચૈત્યવાસીઓ શ્રાવકો પાસેથી પૈસા કઢાવતા હતા તે અટકાવવાનો આચાર્ય મહારાજોનો હેતુ હોઇ, ઉપર કહ્યા તે નિયમો સ્થાપ્યા છે ?

આ સંબંધમાં અમારી માનીનતા આ પ્રમાણે છેઃ જ્યારે અમુક નુકશાનકારક બાબતને દૂર કરવાની હોય છે અને તે બાબતને દૂર કરવાથી જેઓને સીધું નુકશાન થાય છે તેઓ, જેઓ તે નુકશાનકારક બાબતને દૂર કરવા માગે છે તેઓને પોતાથી બનતી દરેક રીતે ત્રાસ આપવાનું કરે છે, અને ખાસ કરી જ્યારે જે પક્ષને નુકશાન ખમવું પડે છે તે પક્ષનો સમાજ ઉપર કાબુ હોય છે ત્યારે વિશેષ ત્રાસ આપી શકે છે. આવા પ્રસંગે તે નુકશાનકારક બાબત (બદી)ને ખસેડવા માંગનારાઓ જો સક્રિય (active) ઉપાય અજમાવે છે, તો, જેઓને નુકશાન થાય છે. તેઓ નુકશાન કરનારને પોતાના સમાજ ઉપરના કાબુની સહાયતાથી પજવી શકે છે, અને તેનું પરિણામ એ આવે છે કે બદી દૂર કરવા માગનારનો હેતુ સાર્થક થતો નથી, અને ઉલટું ત્રાસ ભોગવવાનું થાય છે. આવા પ્રસંગે બદી દૂર કરવા ઇચ્છનારાઓ શાંત (Passive) ઉપાય અજમાવે છે. આવો શાંત (Passive) ઉપાય અજમાવે તોજ ધારેલું ફળ લાવી શકાય છે. સૂત્રના વાંચનની ક્રિયા માટે શ્રાવકો દ્રવ્ય આપતા હતા તે બંધ કરવાનો ઉપદેશ જો શુદ્ધ ચારિત્રધારી આચાર્ય મહારાજો આપવારૂપ સક્રિય (active) ઉપાય અજમાવે તો તે વખતે

સૂત્રનું વાંચન કરી નિર્વાહ કરનારા ચૈત્યવાસીઓને દ્રવ્ય સંબંધીનું સીધુ નુકશાન થાય તેમ હતું એટલે તેઓ પોતાને આશ્રીત એવી અંધ શ્રદ્ધાવાળી સમાજની સહાયતાપૂર્વક પજવી શકે તેમ હતું. આ સ્થિતિ જોઇ આચાર્ય મહારાજોએ શાંત ( Passive ). ઉપાય અજમાવેલો. સૂત્રના વાંચન અર્થે શ્રાવકો દ્રવ્ય ખર્ચતા હતા તે દ્રવ્યનો ઉપયોગ પોતાના ખાનગી અને અંગત ( Private and personal ) વપરાશમાં લેવાનો ઉપદેશક વર્ગનો અધિકાર નહોવાનું બતાવવાને બદલે એમ ખ્યાલ ઉભો કર્યો કે, આગમના માહત્મ્ય અર્થે શ્રાવકો સોનામહોરો, રૂપા મહોરો મૂકે છે તે જ્ઞાન ખાતા અર્થે વાપરવી જોઇએ. આવી રીતે એક પદ્ધતિમાં સમાયેલા નુકશાનની જગોએ તેજ પદ્ધતિમાં લાભની યોજના કરી. આવી પદ્ધતિપૂર્વક કામ લેવાથી ચૈત્યવાસીઓથી સીધી રીતે ખળભળાટ કરવાનું ઓછું થાય. એક તરફથી ચૈત્યવાસીઓ દ્રવ્યનો ઉપયોગ પોતાના ખાનગી ઉપયોગ માટે કરે અને બીજી તરફ શુદ્ધ ચારિત્રધારીઓ, દ્રવ્યને મુદલ અડકયા વિના તેનો ઉપયોગ જ્ઞાનમાર્ગે કરાવે એવું જોઇને સમાજ સ્વાભાવિક રીતે શુદ્ધ ચારિત્રધારીઓ તરફ આકર્ષાય એ દેખીતું છે. આવી રીતે આ શાંત ( Passive ) ઉપાય કામે લગાડી પૂર્વાચાર્યોએ આ પદ્ધતિનો ઉપયોગ સન્માર્ગે કરાવી, ચૈત્યવાસીઓનો અંગત સ્વાર્થ લોકોને સમજાવ્યો હતો.

આ ચર્ચા ઉપરથી, પૂર્વના આચાર્ય મહારાજોએ કેવા સુંદર આશયપૂર્વક, યોગોદ્વહન આદિ ક્રિયાનું નિરૂપણ કર્યું હતું તે જોઈ શકાશે. તેમજ શ્રાવકોથી સૂત્ર ન વંચાય એવી માનીનતા કેવા પ્રકારે ઉત્પન્ન થઈ હતી અર્થાત્ તેઓનો આગમવાચનનો હક કેવી રીતે પડતો મૂકાયો હતો તે પણ જોઇ શકાશે. સૂત્રનેમાટે જ નહિ પણ કોઈ પણ સાહિત્યને માટે અધિકારીયોગ તો જોવાયજ છે, પરંતુએ અધિકારીયોગનું નિરૂપણ કરતાં ખાસ સંજોગોથી ઉત્પન્ન થયેલા ખાસ કારણોને, દેશ કાળાદિના સંજોગો બદલાય ત્યારે વિચારવાની ખાસ ફરજ આપણા શીરપર આવી પડે છે. ચૈત્યવાસીઓના પ્રસંગથી ઉત્પન્ન થયેલ સંજોગોને અનુસરી અધિકારીયોગ્યતામાં ચારિત્રધર્મનું વિશેષ આરોપણ થયેલું; અને તેથી શ્રાવકોનો આગમવાચનનો હક, પરિણામે (consequently) પડતો મૂકાયેલો. આ સંજોગો હાલના દેશ કાળાદિના ન હોઇ, અમે સમાજને સવિનય પૂછવા રજા લઇએ છીએ કે હવે બદલાયેલા સંજોગોમાં આપણી માનીનતાને વિશાળ ( Broad ) કરવી યોગ્ય ધારવી કે નહીં ?

## જૈનશાસનની હેલના થતી અટકાવવા માટે આગમ પ્રકાશનની કેટલી બધી જરૂર છે ?

આટલી ઐતિહાસિક તપાસ લીધા બાદ, આગમનું વાચન ગૃહસ્થ-શ્રાવક વર્ગને ઘટે નહીં એવી સમજાવટના સંબંધમાં અમો વિશેષ જણાવવા રજા લઇએ છીએ કે, આ પરંપરાકથનના ઇતિહાસમાં સૂક્ષ્મતાપૂર્વક જવા જેટલો અહીં અવકાશ નથી, તેમ શાસ્ત્રવિવાદનું આ સ્થળ નથી, અને સ્થળ હોય તો પણ શાસ્ત્રવિવાદનું હમેશાં બન્યું છે તેમ કોઈ દિવસ ફળ આવી શકતું નથી. આ પરંપરાકથન સ્વીકારનાર સમુદાય-વાદ રહે કે, સ્થાનકવાસી સમુદાય આ કથનને સ્વીકારનાર સમુદાય નથી-પ્રંત્યે અમો એટલુંજ કહેવા રજા માંગીએ છીએ કે, આ પરંપરાકથનનું પોષણ કરવામાં આપ જેમ આપની જિનપ્રભુ પ્રત્યેની ભક્તિ માનો છો, તેમ અમો પણ જે પ્રભુના વચનામૃતોનો લાભ સંજનજને અપાવવામાં તેમજ તેઓશ્રીના

અમૃત વચનોના અનર્થો થતાં અટકાવવામાં તેઓશ્રી પ્રત્યેની ભક્તિ શિવાય અન્ય કોઈ કારણથી પ્રેરાયા, આપને કે કોઇને પણ લાગવાંજ ન જોઇએ, કારણ કે આ મેહેનતમાં ઉતરવાને અને શારીરિક, માનસિક તથા દ્રવ્યાર્થિક ભોગ, અમારે જે કાંઈ પણ આપવો પડશે તે માટે કોઈનું દબાણ કે ફરજ હતાંજ નહીં. પરંપરાકથનના સૂક્ષ્મ ઇતિહાસ અને શાસ્ત્રવિવાદમાં ન ઉતરતાં અમે એટલુંજ કહીશું કે, એ પરંપરાકથન ગમે તે કારણથી ઉત્પત્તિ પામ્યું હોય, પણ અત્યારના દેશ કાળાદિના જે સંજોગો બદલાયાં છે તેનો ખ્યાલ કરવામાં નહીં આવે, તો પરંપરા કથનના રક્ષણથી જેટલો ફાયદો થવા યોગ્ય છે તેના કરતાં તે કથનના પોષણ કરવા જતાં જૈનશાસનની હેલના થવારૂપ અનેક ગુણું નુકશાન થવાનો સમય જરૂર આવી પહોંચ્યો છે. જેઓ માત્ર પોતાના ધર્મસ્થાનો અને સમુદાયનેજ આખું જગત્ સમજે છે તેઓને અમારે કાંઈ કહેવાનું નથી, પરંતુ જેઓ પોતાના ધર્મસ્થાનો અને સમુદાય ઉપરાંત બીજું પણ જગત્ છે એમ સમજે છે તેઓ જાણતા હોવા જોઇએ કે, ઇગ્લંડ, **ફ્રાન્સ** જર્મની, ઈટેલી, **ઑસ્ટ્રીઆ**, **રશિયા** આદિ યુરોપના ભાગોમાં, અને **અમેરિકા** આદિ દેશોમાં **બૌદ્ધ** અને જૈન માર્ગના સાહિત્યનો અભ્યાસ બહુ કરવામાં આવે છે. એ દેશોમાં આપણા દેશના જૂના શાસ્ત્રગ્રંથોના જે પુસ્તકાલયો છે તેવાં આપણે ત્યાં એક પણ નથી. એ દેશોના વિદ્વાનો **સંસ્કૃત**, **પાલી**, પ્રાકૃત અને માગધી તથા ગુજરાતી ભાષાના મોટા અભ્યાસીઓ છે. આ વિદ્વાનો પૈકી, મો૦ વેબર, ડૉકટર બુલર, પ્રો. **મેકસમુલર**, હતા. **હર્મન** જેકોબી આદિ વિદ્વાનોએ કેટલાંક સૂત્રો-આગમના અંગ્રેજી તથા જર્મન ભાષામાં ભાષાંતરો કર્યાં છે. કેટલાકે **અંગ્રેજી**, **જર્મન** અને **ફ્રેંચ**, **રશ્યન** ભાષાઓમાં જૈનના આગમો, જૈનના તત્ત્વજ્ઞાન અને જૈનના આચાર વિચાર ઉપર લેખો લખ્યાં છે. આ લેખકોએ જાણી બુઝીને નહીં, પણ પોતાની મતિ અનુસાર, એવા વિચારો દર્શાવ્યા છે કે, જે જૈન સિદ્ધાંતથી કેવળ વિરૂદ્ધ છે એટલુંજ નહીં પણ જૈન ધર્મની નિંદા કરાવનાર પણ છે.

અમારી નજર પહોંચે છે ત્યાં સુધી જોતાં અમને જણાય છે કે, તેર લાખ જૈનોનીની વસતીમાંથી આંગળીને ટેરવે ગણાય તેટલાં જૈનો પણ નહીં જાણતા હોય કે, જર્મન ભાષામાં પ્રોફેસર વેબરે ૪૫ જૈનાગમ સંબંધમાં એક નિબંધ લખ્યો છે. આજ રીતે શ્રી **ભગવતી** સૂત્રના કેટલાક ભાગનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું છે. ઉપાસક દશાંગનું ભાષાંતર પણ થયું છે. પ્રો. **હ**. જેકોબીના ભાષાંતરો જાણીતા છે. અમેરિકામાં પ્રકટ થયેલ "Religions of India" (હીંદના ધર્મો) માં પણ જૈનાગમ સંબંધમાં ઉલ્લેખો છે. પશ્ચિમ ભણીની જૂદી જૂદી ભાષાઓમાં જૈનધર્મ તથા જૈનાગમ વગેરે વિષયો ઉપર એટલું બધું લખાયેલું છે કે, જો તેનો સંગ્રહ કરવામાં આવે તો આપણને એક આશ્ચર્યતાની મૂર્તિજ લાગ્યા વિના ન રહે.

પ્રોફેસર વેબરે ૪૫ જૈનાગમ સંબંધમાં લખેલો નિબંધ એટલો સૂક્ષ્મ રીતે અને એવા અભ્યાસથી લખ્યો છે કે, અમને કહેતાં ખેદ થાય છે કે, આપણા વર્તમાન જૈનસમુદાયમાં એક પણ વ્યક્તિ, તરતજ તેનું ખંડન ( Refutation ) કરવા શક્તિ ધરાવતી હોય તેની અમને તો શંકાજ છે; જો કે અમને એટલું જણાય છે કે, પ્રો. વેબરની ગમે તેટલી સૂક્ષ્મ કાળજી છતાં, તેના અવલોકનનું ખંડન થઈ શકે તેવું તત્ત્વ જૈન

દષ્ટિને તરત જોવામાં આવે તેમ છે.

દાખલા તરીકે, વેબર સાહેબે જર્મનભાષામાં નીચે પ્રમાણે લખે છે તેનું ખંડન થઈ શકે તેમ છેઃ—

"આટલું વિસ્તારથી કહ્યા પછી આપણે બીજા સવાલ વિષે જઈ શકીએ. આ સવાલ સંબંધી ટુંક વિવેચન કરીશું. તે સવાલ એ છે કે જૈનોના સિદ્ધાંત સાથે ઉત્તર તેમજ દક્ષિણ તરફના બૌધ્ધોના પવિત્ર ગ્રંથોને શું સંબંધ રહેલો છે? જેમ જેમ આપણી તપાસ વધતી જશે તેમ તેમ આ વિષય પર થોડો થોડો પ્રકાશ પડતો જશે. પ્રસ્તુત સવાલનો નિર્ણય આપણે ફતેહથી ત્યારેજ કરી શકીએ કે જ્યારે આપણે મૂળ ગ્રંથોનેજ સરખાવવાની સ્થિતિમાં આવીએ.

"સિદ્ધાંતમાં રહેલા અર્થની નીચલી તપાસ પહેલાં મૂળ ગ્રંથો કે જે સિદ્ધાંતોના ભાગ તરીકે વર્તમાનકાળમાં ગણવામાં આવે છે તેનું ખરૂં બંધારણ શું છે તે આપણી પાસે રજુ કરે છે. આ તપાસમાં બુહ્લરે રાખેલો ક્રમ સ્વીકારવામાં આવ્યો છે ( જુઓ ઉપર- પૃષ્ટ ૨૨૬) બીજુ તેમાં આપેલ તારીખોના નિર્ણયપરથી આ તપાસથી કેટલાક અતિશય અગત્યના સવાલો જેવા કે દરેક એકેકા અંગના લેખનકાલ અને જૈન ધર્મના સ્થાપકના જીવનવૃતાંતપર ઘણું પ્રકાશ પડશે એવી રીતે મેં જૈનોના ધર્મસાહિત્યપર પ્રયાસ કર્યો છે.

**"જૈનોનું ધર્મ સાહિત્ય વિસ્તારમાં અપરિમિત છે એટલુંજ નહિ પરંતુ તેની એકસમાનતા અને બુદ્ધિવિષયક શિથિલતા માટે પ્રખ્યાત થયેલ છે.**

"આ સંબંધે વધારે ખાત્રીવાળી હકીકતો બર્લિનની રૉયલ લાયબ્રેરીના સંસ્કૃત અને પ્રાકૃત હસ્તલિખિત પ્રતોના મારા કૅટલૉગના બીજા ભાગમાં માલુમ પડશે. આ કૅટલૉગ અત્યારે પ્રેસમાં છપાય છે. ૧૮૭૬ માં પ્રસિદ્ધ થએલ અંગો અને ઉપાંગોની કલકત્તા અને મુબઇની આવૃત્તિઓમાં કમનસીબે ફક્ત ૧૦ મા અંગ અને બીજા ઉપાંગની આવૃત્તિઓનોજ ઉપયોગ કરી શક્યો છું.

"આ પ્રસ્તાવનાના અંતે એટલું કહેવાની રજા લઇશ કે મારો અંગત અભિપ્રાય હજુ સુધી એ છે કે **જૈનો બૌધ્ધો શાખાઓમાંની એક જુનામાં જુની શાખા છે.** જૈનધર્મ સ્થાપક સંબંધીની પુરાણ કથા બુદ્ધ શાક્યમુનિ પોતાના શિવાય બીજી વ્યક્તિ સંબંધી થોડું વર્ણન આપે છે. તે વ્યક્તિના તેમાં આપેલા નામને બૌદ્ધ દંતકથામાં શાક્યમુનિના સમકાલિન પ્રતિસ્પર્ધિઓમાંના એકના નામ તરીકે ગણેલ છે. હું કહુંછું કે આ સત્ય વાત, મારા અભિપ્રાય પ્રમાણે જૈન ધર્મ તે ફક્ત બૌદ્ધ ધર્મની જૂનામાં જૂની શાખાઓમાંની એક શાખા છે એ અનુમાનની સાથે અસંગત થતી નથી. મને એમ સ્પષ્ટ દીસે છે કે જૈન ધર્મના સ્થાપકને બુદ્ધના એક પ્રતિસ્પર્ધિ ગણવાથી સાંપ્રદાયિક તિરસ્કારથી જન્મ પામેલ એક ધર્મસંપ્રદાયને જાણી બુદ્ધને અસંમત ગણીએ છીએ એવું સારી રીતે મનાશે. બૌદ્ધ અને જૈન એ બંને ધર્મના પૌરાણિક ગ્રંથોમાં તે તે ધર્મના સંસ્થાપકોના જીવનવૃત્તાંત અને, જીવનશ્રમ સંબંધી મળી આવતી સમાનતાઓની સંખ્યા અને ઉપયોગીતા ઉપલા મનથી વિરૂદ્ધ મત ની કોઇ પણ દલીલોને તોડી પાડે છે. જો આપણે વિચારીએ—અહિં મેં પાછળ પાને જે કહ્યું છે તે હું ફરીવાર કહું છું—કે જૈનોપોતેજ જેમ કહે છે તે પ્રમાણે જો જૈન

સૂત્રોને જૈનધર્મના સ્થાપકના નિર્વાણ પછી ૧૦૦૦ વર્ષ પછી લેખબદ્ધ કરવામાં આવ્યા હોય તો પછી એતો ખાત્રીપૂર્વક નવાઇ ઉપજાવનારૂં છે કે જેટલું તે સૂત્રોમાં સમાવવામાં આવ્યું છે તેટલું બધું મૂળ (એટલે વીરભાષિત ભા૦ ક) હોય (૨૪૧). આ વચલા સમયમાં જોકે જૈનોની પોતાની પાસેથી (અથવા ખાસ કરીને શ્વેતાંબરો પાસેથી કારણ કે તેના ધર્મસાહિત્ય સાથે આપણે ખાસ કામ લેવાનું છે,) સાત શાખાઓ સંબંધી મળતી હકીકત વજનદાર ખબર હોવાનો ઓછામાં ઓછો થોડોક આભાસમય પ્રકાશ આપે છે. છતાં તે દરમ્યાન જે બનાવો બન્યા તેની કેટલીબધી સંખ્યા હતી, તેની કેટલીબધી ધર્મપર અસર થઇ હતી તે બધું અંધકારથી હાલનો છવાઈ ગયું છે. તેના સંબંધે કંઈ પણ જાણી શકીએ તેમ નથી દાખલા તરીકે નોંધવા લાયક વાત લઇએ. બ્રાહ્મણોનાં કહેવા પ્રમાણે નગ્નતા (વળી જુઓ વરાહમિહિર ૫૮, ૪૫, ૫૯, ૧૯) કે જે જૈનોની એક મુખ્ય વિશિષ્ટતા છે અને બૌધ્ધોના કહેવા પ્રમાણે જેની વિરૂદ્ધ બુદ્ધ દૃઢતાથી થયો હતો તે નગ્નતા અંગોમાં તો એક નિરૂપયોગી જગા લે છે. બલ્કે એક આવશ્યક વિધિ તરીકે સ્વીકારવામાં કે ગણવામાં આવી નથી. (જુઓ ભગવતી ૨. ૧૮૭, ૨૩૯, ૩૧૪) પાછલા કાળમાં નગ્ન રહેવાની આવશ્યકતા એક જુદી પડેલી શાખાવાળાએ વિધિતરીકે ઘુસાડી દીધી. પ્રાચીન મતાવલંબી (orthodox) શાખા નામે શ્વેતાંબરોએ ખાસ કરીને દિગંબરો પ્રતિ (જુઓ કુ૫૦ ૭૯૭૭) જે તિરસ્કાર એટલી બધી દૃઢતાથી બતાવ્યો છે તે કે ધ્યાનમાં લઇએ તો આ સંબધી ઘણા લેખો તથા કથાઓ શ્વેતાંબરોના સિદ્ધાંતોમાંથી કાઢી નાંખવામાં આવ્યા હશે એવું ધારવું ઉતાવળા અને વગર વિચાર્યા અનુમાન તરીકે ગણાશે નહિ. પ્રાચીન મતને અવલંબી રહેનારાઓ પણ જૈનો નગ્ન ફરતા એ વાતની ના પાડતા નથી. તેઓ ફક્ત એટલું સત્ય રીતે દર્શાવે છે કે જે તેવખતે વિધેય હતું તે વર્તમાન વખતમાં વિધેય બની શકે નહિ."

ઉપાસકદશાગમાં પણ જૈન પદ્ધતિથી ઘણું વિરૂદ્ધ છે. અને એજ રીતે ઘણાખરા પશ્ચિમ લેખકોના લેખોમાં છે. અમેરિકામાં પ્રકટ થયેલ "Religions of India" માં આગમ સંબંધીનો ઉલ્લેખ જૈન લાગણીને સૌથી વિશેષ દુઃખ આપનારો થઈ પડે તેમ છે. Religions of India અર્થાત્ "હિંદના ધર્મો" એ નામનું મોટું પુસ્તક છે અને તે અમેરિકા અને યુરોપની યુનિવર્સિટિઓમાં તુલનાત્મક ધર્મઅભ્યાસ (Comparative study of Religions) માટે ચલાવવામાં આવે છે. અમોને એવો પણ ખ્યાલ રહી ગયો છે કે, હિંદની એકાદ યુનિવર્સિટિમાં પણ આ પુસ્તક ચલાવવાને એકાદ પ્રસંગે ઠરાવ થયો હતો કે ઠરાવ લાવવામાં આવ્યો હતો. આ પુસ્તકમાં આચારાંગ સૂત્રના સંબધમાં લખતાં કહેવામાં આવ્યું છે કે,

"Such is the decision in the Acharang Sutra, or book of usages for the Jain monk and nun. From the same work we extract a few rules to illustrate the practices of the Jains. This literature is the most tedious in the world, and to give the gist of the heretic-law-Maker's manual will suffice."

આ ઉલ્લેખનો સાર આ પ્રમાણે છે:—

" આવો નિર્ણય સાધુ-સાધ્વીના આચારદર્શક આચારાંગ સૂત્રમાં કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાંથી અમે થોડાક નિયમો જૈનોનાં આચાર દર્શાવવા લઇએ છીએ. આ સાહિત્ય સમસ્ત જગતમાં સૌથી અત્યંત કંટાળો આપે તેવું છે; અને તે નાસ્તિક આચાર બાંધનાર ( શ્રી તીર્થંકર )ના લઘુગ્રંથનો નિષ્કર્ષ આપીશું તો બસ થશે. "

જૈન અને જૈનાગમ સંબંધમાં પશ્ચિમ ભણીના વિદ્વાનોએ ઘણું લખ્યું છે. એટલું બધું લખ્યું છે કે, નવીન રોશનીના જૈનોએ તેનો ૧/૧૦૦૦ મો ભાગ પણ લખ્યો નથી. અમે પશ્ચિમ ભણીના વિદ્વાનોના જૈનવિરૂદ્ધ લખાએલા લેખો અહીં ઉતારવા બેઠા નથી, કે અમે તે લેખો વિષે વિવેચન કરી આપણી જૈન લાગણીને તેમના તરફ ઉશ્કેરવા માગતા નથી, કેમકે અમે પાશ્ચાત્ય વિદ્વાનોની પરિશ્રમ બુદ્ધિના પ્રશંસક છીએ. અમે તેઓનો ઉલ્લેખ એટલાજ માટે કરીએ છીએ કે, આગમો સાધુ મુનિથીજ વંચાય, ગૃહસ્થવર્ગથી ન વંચાય એવી માનીનતા હજુ પણ કાયમ રાખવામાં જિનેશ્વરોની ભક્તિ છે કે, તેવી માનીનતા પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ ફરતાં ફેરવવામાં જિનેશ્વરોની ભક્તિ છે તેનો જૈન સમાજ વિચાર કરી શકે.

શ્રી જિનાગમ સંબંધી અંગ્રેજી, ફ્રેંચ કે અન્ય પશ્ચિમ ભણીની ભાષાઓમાં લખાએલા લેખો આપણા મુનિ મહાશયોના વાંચવામાં-સમજવામાં વિશેષે આવે કે, કેળવાએલા ગૃહસ્થ વર્ગને વધારે વાંચવામાં આવે એ અમારો પહેલો પ્રશ્ન " ગૃહસ્થથી આગમનું વાંચન એકાંત ઘટેજ નહી એવું માનનાર " ને છે. આ વાતની કોઇથી પણ ના પાડી શકાશેજ નહીં કે, જૈન મુનિરાજોની જે સંખ્યા હાલમાં છે તેમાં લગભગ સર્વે મુનિરાજો પશ્ચિમ ભણિની ભાષાઓના અભ્યાસી નથી. જ્યારે ગૃહસ્થ વર્ગમાંથી સંખ્યાબંધ મનુષ્યો અંગ્રેજી ભાષાના સારા સારા અભ્યાસીઓ છે. ફ્રેંચ ભાષા તથા જર્મન ભાષા પણ યુનિવર્સિટીમાં શિક્ષણ લેતાં ઘણા વિદ્યાર્થીઓ શીખે છે અને ભવિષ્યમાં શીખવાના.

વસ્તુ સ્થિતિ જો આમજ છે, તો પશ્ચિમભણીના વિદ્વાનોના જૈનાગમ સંબંધી કે જૈન ધર્મ સંબંધી લેખો જ્યારે પણ કેળવાએલા ગૃહસ્થ વર્ગના હાથમાં આવે ત્યારે તેઓના ઉપર તે લેખોની સારી અથવા માઠી અસર થાય કે નહીં ? પશ્ચિમ ભણીના લેખકોના વિચારોની અસર કેટલાક દાખલાઓમાં વિપરીત રીતે વખતે કેળવાએલા જૈન તરૂણો ઉપર ન પડે એ જોકે સંભવિત છે, પરંતુ કેટલાક લેખો તો એવા વિદ્વતા ભરી રીતે ચર્ચેલા હોય છે કે જેની અસર કેળવાએલા તરૂણો તો શું, પરંતુ જુના વિચારોના મનુષ્યો ઉપર પણ પડયા વિના ન રહે. દાખલા તરીકે, પ્રોફેસર વેબરનો જર્મન ભાષામાં જૈનાગમ સંબંધી લખાએલો નિબંધ. એ નિબંધ એટલો વિદ્વતા ભરી રીતે તેમજ ભાષાશાસ્ત્ર (Science of languages) અને ભાષાશાસ્ત્ર (Philology) થી લખાયેલો છે—જો કે તે જૈન માનનીતાઓથી બહુ પ્રતિકૂળ છે—કે તે ખરેખર એક ચમત્કાર જ લાગે. એવો ચમત્કાર લાગે કે, કેળવાએલા તરૂણોના મન ઉપર એવી અસર થયા વિના રહે નહીં કે, આવી સૂક્ષ્મ વિદ્વતા આપણા મુનિરાજો કે ગૃહસ્થ વર્ગમાં હોવાનો સંભવ નથી. આવી અસર થતી ક્યારે અટકે ! જ્યારે "આગમનું વાંચન ગૃહસ્થ વર્ગને ઘટે નહી એવી માનીનતા દૂર થઇને કેળવાએલા ગૃહસ્થ તરૂણોને માટે જૈનાગમનું વાંચનની છુટ ઘટે ત્યારેજ કે નહીં ?

પશ્ચિમ ભણીની ભાષાઓમાં જૈન કે જૈનાગમ વિરૂદ્ધ જે લેખો લખાય તેના ઉત્તરો વાસ્તવિક રીતે કોણ આપી શકે ? જેઓ પશ્ચિમ ભણીની ભાષાઓના સારા અભ્યાસીઓ

છે તે કે નહીં ? પશ્ચિમભણીની ભાષાઓના અભ્યાસીઓ આપણા મુનિરાજો છે કે ગૃહસ્થ વર્ગ ? ભવિષ્યમાં પણ આપણા મુનિરાજો ઇંગ્લીશ, ફ્રેંચ, જર્મન આદિ પશ્ચિમ ભણીની ભાષાઓના અભ્યાસીઓ થવાનો નજીકમાં સંભવ છે કે ગૃહસ્થ વર્ગ થવાનો વિશેષ સંભવ છે ? જો ગૃહસ્થ વર્ગ થવાનો વિશેષ સંભવ હોય તો જૈનાગમનાઅભ્યાસીઓ જો ગૃહસ્થ વર્ગ જાતે પોતેજ ન હોય તો જૈનાગમ વિરૂદ્ધ લખાએલા લેખોનું ખંડન ( Refutation ) તેઓ કેમ કરી શકે ? જો એવી દલીલ કરવામાં આવે કે, તેવા લેખો બહાર આવે ત્યારે ગૃહસ્થ વર્ગ મુનિરાજોની સહાયતાથી તેના ખંડનો કરવાં. આ વાત એવી છે કે જેમ કોઈ ન્યાયની અદાલતમાં એક મુકરદમો ચાલતો હોય અને બચાવ કરનારે કાયદા કાનુનની સહાદતોનો આધાર બીજા ઉપર રાખવાનો હોય તેના જેવી છે. જે માણસ પોતે જ કાયદાથી વાકેફ છે તે જેવો બચાવ કરી શકે તેવો બચાવ, જે માણસ કાયદાની સાહદતોનો આધાર બીજા માણસ ઉપર રાખીને કરે તેવો થાય ખરો ? વળી હાલના-જે જમાનામાં પોતાના નિર્વાહને માટે માણસોએ છવતોડ મહેનત કરવાની છે ત્યારે આવા પ્રકારનો લાંબો માર્ગ કામ આવી શકે તેવું પણ નથી.

હાલના પ્રગતિના જમાનામાં નવા નવા અનેક વિચારો—નવી નવી અનેક ચળવળો થાય છે. કોઇ સમયે પણ કલ્પના કે સ્વપ્નમાં આવી ન શકે તેવા પ્રયત્નો—મંથનો થાય છે. આવા જમાનામાં સમાજના બની શકે તેટલા સભ્યોએ જૂદી જૂદી દિશાઓમાં તૈયાર થઇ રહેવાની જરૂર છે. યુરોપ, અમેરિકામાં અનેક ધર્મપરિષદો ભરાય છે. આપણા જૈનિયો પણ હવે પૂર છુટથી તે દેશોમાં પ્રવાસ કરે છે. ધારો કે, બર્લીન કે વિયેનામાં એક સર્વધર્મપરિષદ ભરાયું હોય. ત્યાં આગળ, મરહુમ શ્રી૦ **વીરચંદ ગાંધી** કે મરહુમ મી૦ ગોવીંદજી મેપાણી જેવા ધર્મઅભ્યાસવાળા જૈન ગૃહસ્થો હાજર હોય અને કોઈ પાશ્ચાત્ય વિદ્વાન જૈન કે જૈનાગમ સંબંધી વિચારો બતાવતા હોય, અને તેમાં જૈન દ્રષ્ટિએ ઘણું પ્રતિકૂળ હોય. આવા પ્રસંગે, હાજર રહેલા જૈન ગૃહસ્થોને આગમ સંબંધીનું જ્ઞાન હોય તો તેના રદીઆઓ આપી શકે કે નહીં ?

વળી, ધારો કે, એક જૈન ગૃહસ્થ ચિકાગો કે લંડનની યુનિવર્સિટીની એકાદ કોલેજમાં જઇ ચઢે, અને ત્યાં મી૦ બર્થના Religions of India નામક પુસ્તકમાંથી આચારાંગાદિ સૂત્રોપર વિવેચન ચાલતું હોય; અને આચારાંગને **જગતના સૌથી કંટાળા ભરેલા** સાહિત્ય તરીકે ઓળખાવાતું હોય, તો જો તે જૈન ગૃહસ્થને **આગમનું** જ્ઞાન હોય, તો તે વખતે તે ભૂલ ભાગી, આચારાંગાદિનો ચમત્કાર ન બતાવી શકે ?

હમણાં, વિલાયતમાં " Encyclopædia of Religions " એક કંપની તરફથી તૈયાર કરવામાં આવે છે. આ એક જગતના સર્વ ધર્મોના અનેક વિષયો સંબંધીનો કોષ છે. આ કોષ-સંગ્રહમાં જૈન ધર્મ સંબધમાં વિષય લખવા માટે પ્રો૦ હર્મન જેકોબીને રોકવામાં આવ્યા છે. ધારો કે, તેવું લખવા માટે જૈન ગૃહસ્થ વિદ્વાનને આમંત્રણ આપવામાં આવે, અને " જૈનાગમ સંબધમાં અત્યાર સુધી પશ્ચિમ ભણીના લેખકોએ કરેલી ભૂલો " સંબંધી વિવેચન લખવાનું તેને કહેવામાં આવે તો શું તે જૈન ગૃહસ્થે એમ કહેવું કે "અમો જૈન ગૃહસ્થોને જૈનાગમ વાંચવાનું બંધ છે એટલે મને આગમનું કાંઈ જ્ઞાન નથી. એટલે મારાથી લખવાની આવડત નથી ? "

અમોએ આ ચિત્ર દોર્યું છે તેને માટે કોઈ એવી દલીલ કરે કે, આવા પ્રસંગો આવી મળશે એવી કોને ખબર છે? અને આવી મળશે ત્યારે જોઈ લેવાશે, તો તેને માટે અમે એટલું જ કહેવા માંગીએ છીએ કે, આવા પ્રસંગો હાલના જમાનામાં હમેશાં ઉભા થવાનાજ. આજથી સો વર્ષ ઉપર કોઇને કલ્પના હશે કે, જૈનના આવશ્યક સૂત્ર ઉપર એક યુરોપીયન વિદ્વાન નૉરવેસ્વીડનના રાજકર્ત્તાના પ્રમુખપણા નીચે એક નિબંધ વાંચશે? આજથી સો વર્ષ પહેલાં કોને ખબર હતી કે, ભગવતીસૂત્રનું ભાષાંતર જર્મન ભાષામાં થશે? આજથી સો વર્ષ પહેલાં કોને કલ્પના હતી કે, જૈનના સૂત્રોના તરજુમાઓ જર્મન ઇટૅલીયન અને ઇગ્લીશ કે રશીન ભાષાશાસ્ત્રીઓ કરશે? આજથી ૫૦ વર્ષ ઉપર કોને સ્વપ્ન હતું કે, માગધીભાષાનો કોષ તૈયાર કરવાનું બીડું એક પાશ્ચાત્ય વિદ્વાન ઝડપશે? આજથી ૨૫ વર્ષ ઉપર કોને ભ્રાંતિ પણ હતી કે, લંડનમાં ઇગ્લીશમેનો જૈનસાહિત્યસભા ઉભી કરી તેના આત્મા અને કર્મના સંબંધોની ચર્ચા કરશે? અરે, આજે પણ કોને ખ્યાલ હશે કે, એક પાશ્ચાત્ય વિદ્વાન જુની ગુજરાતી-અપભ્રંશ-મારવાડી ગુજરાતી ભાષાનો અથંગ અભ્યાસ કરી રહ્યો છે?

આ બધું કેવળ અશક્ય જેવું આજથી ૧૦૦ વર્ષ ઉપર હતું તે આજે સાક્ષાત્ શક્ય થયેલું અનુભવાય છે. આવા સંજોગો બદલાયેલા છે. આવા બદલાયેલા સંજોગોમાં જે ધર્મો પોતાનું અસ્તિત્વ કાયમ રાખવા માગતા હોય તેણે પોતાની જેટલી વ્યક્તિઓને up-to-date અત્ર ક્ષણ પર્યંતના જ્ઞાનથી વિભૂષિત થઈ શકે તેટલી કર્યા વિના છુટકોજ નથી.

બદલાયેલા સંજોગોથી કહો કે, પંચમકાળના પ્રભાવથી કહો, પણ આટલું તો સ્પષ્ટ નજરે દેખાય તેવું છે કે પશ્ચિમ ભણીની ભાષાઓથી મુનિરાજો કરતાં ગૃહસ્થ વિદ્વાનો વિશેષ જ્ઞાત છે એટલે પશ્ચિમ ભણીના વિદ્વાનોના જૈન ધર્મના વિચારો પ્રત્યેના હુમલાઓનુ રક્ષણ ગૃહસ્થ વર્ગદ્વારા કર્યા શિવાય છુટકોજ નથી, અને આમ છે તો આગમનું વાંચન ગૃહસ્થને ઘટે નહીં એવું પરંપરાનું બંધન વિસ્તૃત કર્યા વિના બીજો ઉપાય પણ નથી.

આ સંબંધમાં એટલી બધી દલીલો છે કે, જે કરવા માટે પાનાઓના પાના ભરાય તોય પૂર્ણ થાય તેમ નથી. ટુંકમાં અમે એટલુંજ કહેવા માંગીએ છીએ કે, જેમ માણસોએ પોતાના નિર્વાહ-અસ્તિત્વને માટે જીવતોડ (Struggle for existince) કરવાની છે તેમ પોતાના દરેક વ્યવહાર-પછી તે ધર્મ સંબંધી હો કે અર્થશાસ્ત્ર સંબંધી હો કે ગમે તે હો-ને માટે જીવ તોડ મેહેનત કરવાની છે. આ સમય સ્પર્ધાનો છે. જે સ્પર્ધામાં જયવંત થશે તેનું જીવન ટકી શકશે એટલું સૂત્ર ધ્યાનમાં રાખી પોતાના સમાજમાંથી વધારેમાં વધારે જેટલા સભ્યો તૈયાર થઇ શકે તેને તૈયાર થવા દો-કોઇને પણ બંધનો-જે બંધનો ભલે એકવાર મહા કલ્યાણકારી હોય-થી અટકાવો નહીં. જો આમ થવા પામશે તોજ આપણે-આપણો ધર્મ-જગતના મહાન્ ધર્મોની હરોળમાં રહેવા પામી શું-પામશે.-એટલું સ્મરણમાં રહે કે, આપણે એક નાની વાત બરાબર પચાવીશું, તો આપણા આ મુંઝવણ ભર્યા સવાલનો નિવેડો આવી જશે. આ નાની વાત આ છે: એક નીતિશાસ્ત્રના લખાણથી જો નીતિની છાપ જગત્ ઉપર પડી શકે છે એવું આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ, તો જે સર્વજ્ઞ ભગવાનના અમૃત વચનોની અસર અમૃત જ ઉપજાવવાની છે. તેના પ્રકાશનથી પ્રતિકૂળ ફળ આવવાનો વિચાર કે કલ્પના કરવી એ પણ શ્રી ભગવાનની

વાણીના અનંત પરાક્રમો નહીં સમજવારૂપ આપણી મૂઢતાજ ગણાય.

અમે આ પ્રકારે અત્યારના જમાનાના બદલાયેલા સંજોગો જોઈ નેજ આગમ પ્રકાશનનું કામ હાથ ધર્યું છે. અમે એમ માનીએ છીએ કે, અમે જે યત્કીંચિત્ મેહેનત કરવા પ્રેરાયા છીએ તેમાં અમારી તે જિનેશ્વરો પ્રત્યેની ભક્તિ છે. અમારી ભક્તિ એવી છે કે, તે કૃપાળુ પુરૂષોના વચનામૃતો, વિપરીત રીતે અમારા તરૂણો પશ્ચિમ ભણીના લેખકોથી ન સમજે, એટલુંજ નહીં; પણ અમારા તરૂણો તે પ્રભુના વચનો યથાયોગ્ય રીતે જગત્ આગળ મૂકી શકે તે માટે અમારાથી બની શકે તેટલો સરળ માર્ગ કરી દેવો. અમારી ભક્તિનો આ પ્રકાર અમને પ્રિય લાગેછે.

આ પ્રસંગપરત્વેની અમારી દલીલોને આટલેથીજ પતાવી છેવટે એટલુંજ વિનવીએ છીએ કે, "ગૃહસ્થથી આગમનું વાંચન થાય નહીં." એવી માનીનતાને દ્રઢપણે વળગી રહેવામાં શ્રી જિનપ્રભુના શાસનને લાભ છે કે, તે માનીનતામાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવથી બદલાએલા સંજોગો જોઇ, અવકાશ આપવામાં લાભ છે તેનો વિચાર કરી જોશો, અને જો એમ ખાત્રી થાય કે તેવો અવકાશ આપવામાં લાભ છે તો અમારો ઉત્સાહ વધારવાને માટે આપનાથી બને તેટલું કરશો.

આ ચર્ચાપરથી જૈનસમાજ જોઇ શકશે કે, જો શ્રી પ્રભુના મુખ વચનરૂપ આગમોનું પ્રકાશન જૈનશૈલીપૂર્વક હવે આપણે જગત્ સન્મુખ નહીં મૂકીએ, તો પશ્ચિમ ભણીના વિદ્વાનોથી જૈન સંબંધી લખાતા લખાણોથી જૈનશાસનની હેલના થતી નહીં અટકે. આવી હેલના થતી અટકાવવાનો એક ઉપાય આગમ પ્રકાશન કરવાનો છે અને બીજો ઉપાય "આગમનું વાંચન ગૃહસ્થથી પણ થઈ શકે." એવી વિસ્તૃત માનીનતા કરવાનો છે. અને આવી વિસ્તૃત માનીનતા કરવામાં આપણે એટલા માટે વાજબી ગણાઈશું કે, ચૈત્યવાસીઓના પ્રસંગોથી આગમ વાંચનના સંબંધમાં નિયમો, ઘડાયા હતા અને હવે ચૈત્યવાસીઓનો પ્રસંગ સર્વથા ગયો છે.

આ કાર્ય કરવાનો વિચાર કરવામાં અમારી મુખ્ય લાગણી જૈનશાસનની હેલના થતી અટકાવવા સંબંધીનીજ છે.

જૈનશાસનની થતી હેલના અટકાવવા માટે, તેમજ જૈન પ્રજા પ્રત્યે દીલસોજી ધરાવનાર અસાધારણ પુરૂષોના ઠપકાઓથી જૈન પ્રજાને મુક્ત કરવાના અનેક ઉપાયોમાંનો એક ઉપાય, ગૃહસ્થને આગમના વાંચનનો પ્રતિબંધ હવે બદલાયલો સંજોગોમાં ન જોઇએ તે હોઇ અમે આવા અભિપ્રાય પર આવ્યા છીએ.

શ્રીમંત ગાયકવાડ સરકાર સર સયાજીરાવ મહારાજ જૈન પ્રજા પ્રત્યે પૂર્ણ દીલસોજી ધરાવનાર પુરૂષ છે. તેઓને આપણા ધર્મ અને આપણા સિદ્ધાંતો પ્રત્યે બહુ પ્રેમ છે. છતાં આપણી ઉપેક્ષાઓ માટે તેઓ બહુ ખેદ ધરાવે છે. તે નામદારે જૈન પ્રજા જોગ લખેલા એક સંદેશાનો નીચેનો ભાગ આપણને દિલસોજી પૂર્વક ઠપકો આપનારો છે. નામદાર મહારાજા સાહેબ લખે છે કેઃ—

But I am sorry to miss in your programme any provision for research work in your history and sacred books. The history and tenets of your creed are hardly known to non-Jains beyond the narrow circle of a few oriental scholars. It was believed for centuries by all outsiders that Jainism was an offshoot of Buddhism and its study was neglected on account of this belief. And who dispelled this misunderstanding? Not the members of your community. A German scholar was required to announce to the world that Jainism was independent of Buddhism and was able to prove that your 23rd Tirthankara was not a mythological personage and that he lived as early as 700 B. C. I do not hereby mean to say that there are not learned men among you. I know full well that there are a good many who are well—versed in all the details of your abstruse philosophy and subtle intricacies of logic. But the critical and historical faculty and a wide acquiantance with the progress of science and modern thought is apt to be sadly wanting in all our priests and people. The age of blind belind belief is gone; and the world is not going to believe in anything on mere authority, however old it may be. You shall have have to establish by the concrete evidence of Science and sound reasoning that your religion antedates the Vedas, if it is to be accepted by the world of scholar-ship.

" પરંતુ તમારા કાર્યક્રમમાં તમારા ઇતિહાસ અને તમારા પવિત્ર સૂત્રો (Sacred Books) ની શોધ ખોળ માટે કાંઈ જોગવાઈ નથી રાખવામાં આવી એ જોઈ મને ખેદ થાય છે. થોડાક પાશ્ચાત્ય વિદ્વાનોની એક નાનકડી મંડળી શિવાય, અન્ય જૈનેતરોને તમારી જાતિના ઇતિહાસ અને સિદ્ધાંતો ભાગ્યેજ જાણુવામાં છે. ઘણુા સૈકાઓ થયાં બહારનાં બધાં લોકો એમ માનતાં હતાં કે, જૈન ધર્મ એ બાૈદ્ધ ધર્મની એક શાખા છે. અને આવી માનીતા શિવાય બીજાં કોઈપણુ કારણુથી તેના (જૈનધર્મનો) અભ્યાસ તરફ બેદરકારી બતાવવામાં નહોતી આવી. અને આવી ગેરસમજુતી કોણે દૂર કરી? **તમારી કોમના સભ્યો એ નહી!** બાૈદ્ધધર્મથી જૈનધર્મ એક જૂદો અને સ્વતંત્રધર્મ છે એવું જગત્ સન્મુખ જાહેર કરવાને એક જર્મન વિદ્વાનની જરૂર પડી. અને તે (જર્મન સ્કૅાલર મી. જેકોબી) એમ સાબીત કરવાને શક્તિવાન થયો કે, તમારા ૨૩મા તીર્થંકર એક દંતકથા રૂપ વર્ણવેલા પુરૂષ નહોતા, પરંતુ તેઓ ઇ. સ. ની પૂર્વે ૭૦૦ વર્ષે એક વિદ્યમાનતા ધરાવનાર પુરૂષ હતા. આ ઉપરથી હું એમ કહેવા માંગતો નથી કે, તમારામાં વિદ્વાન પુરૂષો નથી. હું જાણું છું કે તમારા ગૂઢ તત્ત્વજ્ઞાનની અને ન્યાયની ગુંચવણુ ભરી બારીકીઓની દરેક હકીકત જાણુનારા ઘણુા પુરૂષો છે; પણુ આપણા બધાં ધર્મ ગુરૂઓમાં

અને લોકોમાં, ટીકાત્મક અને ઐતિહાસિક જ્ઞાનને અને વિદ્યાની પ્રગતિ અને આધુનિક વિચારને ખેદ ઉપજાવે તેટલો અપરિચય છે. અંધશ્રદ્ધાનો જમાનો હવે જતો રહ્યો છે. દુનિયા માત્ર શાસ્ત્ર ઉપરજ ગમે તેવું માને તેમ નથી. જો વિદ્યાવાન્ જગતને મનાવવું હાયતો વિદ્યા (Sceince) ના પ્રત્યક્ષ પ્રમાણુથી અને સંગીન દલીલથી તમારે સિદ્ધ કરવું પડશે કે, તમારો ધર્મ વેદ કરતાં પ્રાચીન છે."

નામદાર ગાયકવાડ સરકારના આ હિતરૂપ ઠપકાથી આપણે કેટલું બધું શીખવાનું છે. નામદાર ગાયકવાડ કહે છે તે પ્રમાણે થવા માટે શું એટલું જરૂરનું નથી કે, વિદ્યા (Science) અને આધુનિક વિચાર (Modern thonght)થી સહવાસી એવા ગૃહસ્થ વર્ગને આગમનું વાંચન પ્રતિબંધિત ગણવું ન જોઇએ? અને જો પ્રતિબંધિત ગણીએ તો આપણને હજુ જૈનતર સૃષ્ટિથી ઘણું સહન કરવું પડશે?

---

## આગમને ભરમ ખુલ્લો થઇ જતાં માહાત્મ્ય ઘટવાનો સંભવ છે કે વધવાનો?– જૈન ઇતિહાસ લખવાનું સૌથી બળવાન સાધન આગમજ છે.

---

સ્થિતિચુસ્ત જૈનપ્રજાને અને અમારી સાહસ પ્રકૃતિ માટે પ્રશંસાભાવ ધરાવતાં છતાં કેટલાક મિત્રોને એવો ખ્યાલ છે કે, આગમપ્રકાશન થવાથી આગમને માટે જૈન પ્રજામાં જે તેને માટે ભરમ છે, અને ખરી રીતે આગમને લઇને જૈન પ્રજાનું ધર્મજીવન ટકી રહ્યું છે તે ખુલ્લો થઈ જશે, અને તેથી તેનું માહાત્મ્ય ઘટી જશે. માહાત્મ્ય ઘટી જવાનો ભય રાખનારા મનુષ્યો બે પ્રકારનાં છે. એક પ્રકારનાં મનુષ્યો એવા છે કે, જેઓ એમ માને છે કે, આગમનું જ્ઞાન એટલું બધું સૂક્ષ્મ છે કે, તે વાંચવાને ઉત્તમોત્તમ અને બળવાન શ્રાવક હોય છતાં તે પાત્ર હોઈ ન શકે. આથી ઉલટું, બીજા પ્રકારનાં મનુષ્યો એવાં છે કે, જેઓ એમ માને છે કે, આગમની રચના એવા પ્રકારની છે કે, વર્તમાનમાં જો તેનું વાંચન શ્રવણ સંપૂર્ણ છુટથી થાય તો તરૂણ જમાનો તેથી અશ્રદ્ધાળુ બને તેમ છે. ભૂગોળ, ખગોળ, નરકસ્વર્ગના સ્વરૂપો અને બીજી કથાઓનો પ્રકાર આગમને વિષે એવા પ્રકારનો, આ બીજા પ્રકારના વર્ગના સભ્યો માને છે કે, જરૂર તરૂણ જમાનાને જૈન ધર્મ ઉપર ઓઘશ્રદ્ધા છે તે પણ ઓછી કરી નાંખશે. આ રીતે બે સામસામી દિશાવાળા મનુષ્યો છે કે, જે આગમપ્રકાશનથી ભરમ ખુલ્લો થઈ માહાત્મ્ય ઘટી જવાનું માને છે.

આ સંબંધમાં કંઇક ખુલાસાની અપેક્ષા રહે છે. જ્યાં સુધી અમારૂં અવલોકન પ્હોંચે છે ત્યાં સુધી આગમની વસ્તુસ્થિતિ એવા પ્રકારની છે કે, તેને વિષે દ્રવ્યાનુયોગ (Metaphysics) ગણિતાનુયોગ (Mathemetics), ચરણાનુયોગ (આચાર-વિષયક વિભાગ) અને ધર્મકથાનુયોગ (જેની અંદર ઐતિહાસિક અને સામાજિક વાર્તાઓના બોધ સાથે જ્ઞાન ગોઠવ્યું છે તે) એ ચાર ધર્મશાસ્ત્રના વિભાગો એક બીજા મિશ્ર થઇને કહેવાયાં છે કે, ધર્મના સિદ્ધાંતો (Principles) જેવી રીતે, હમણાની પદ્ધતિના ભૂમિતિ કે તેવાં વિજ્ઞાનવિષયક (Sceintific) શાસ્ત્રોના સિદ્ધાંતો પોતાના સ્વતંત્ર સ્વરૂપમાં બ્હાર પડે છે તેવા સ્વતંત્ર સ્વરૂપમાં ન દેખાય; એટલે કે માત્ર બોધઅર્થે કરેલી ધર્મકથાનુયોગની વાતો પણ સિદ્ધાંતો (Principles) ની સાથે ભેળવેલી છે કે,

ઉપલક દૃષ્ટિને એમ લાગી આવે કે, તે વાંચીને તરુણ જમાનો અશ્રધાળુ બની જાય, અને જે ભરમપૂર્વક આગમનું માહાત્મ્ય અત્યાર સુધી જળવાયું છે તે જળવાય નહીં.

જેઓની ઉપલક દૃષ્ટિ નથી, પણ ઐતિહાસકિ અનુભવદૃષ્ટિ અને પૃથક્કરણ દૃષ્ટિ (An anlylical eye) છે તેઓને કદાપિ પણ આમ ન લાગતાં, એમજ અનુભવ થાય કે, સિદ્ધાંતો (Principles) અને ધર્મવાર્તાઓના મિશ્રણ પૂર્વક લખાએલા શાસ્ત્રો, ખીલવણી પામેલા મનના વિદ્વાનોની નજર આગળ મૂકવામાં આવતાં, તેઓ એ ચારે અનુયોગને જૂદા પાડી પ્રત્યેકને સ્વતંત્ર આકારમાં મૂકી, પ્રત્યેક અનુયોગનું અદ્‌ભુત માહાત્મ્ય તેના ખરા સ્વરૂપમાં જગતને બતાવી શકશે.

વેદમાન્ય શ્રીમદ્‌ભાગવતનો દાખલો લઇએ. શ્રીમદ્‌ભાગવતની અંદર શ્રીકૃષ્ણ મહારાજની લીલા વગેરેનો પ્રસંગ છે. એ પ્રસંગ એટલીબધી માનસિક કલ્પનાઓ અને વિષયક-કલ્પનાઓથી ભરપુર છે કે, ઘણા માણસોને અને તેમાં પણ નવા જમાનાના માણસોને શ્રીકૃષ્ણનો પ્રસંગ કલ્પિત લાગે છે. એટલુંજ નહીં પણ તેઓમાંના કેટલાક એવા પ્રકારે માને છે કે, એ કથારચના નીતિનું ધોરણ હલકું કરનારી છે. આ વાતનો અનુભવ ઘણાઓને હોવાનો સંભવ છે. આવી સ્થિતિ છતાં શ્રીકૃષ્ણનું ખરૂં માહાત્મ્ય–અર્થાત્ તે પુરૂષ થયા હતા અને તે એક ઉત્તમોત્તમ પુરૂષ હતા–કોઈ જૂના વિચારના વિદ્વાનો બતાવી શક્યા નહોતા. તેનું ખરૂં માહાત્મ્ય બતાવનાર નવા જમાનાના અગ્રેસર વિદ્વાનોજ છે. બંગાળના મી૰ સિંહ નામના એક સમર્થ વિદ્વાને શ્રીમદ્ ભાગવતને કેવા સ્વરૂપમાં સમજવા યોગ્ય છે અને શ્રીકૃષ્ણ એ કેવા પ્રકારે હતા તેનું જે સ્ફુટન કર્યું છે તે એવું ઉત્તમ છે કે, બંગાળા કે જેની અંદર એક વખત શ્રીકૃષ્ણને એક કલ્પિત પાત્ર માનવામાં આવતું હતું તેને બદલે આજે ઐતિહાસિકપાત્ર તરીકે માની તેનું માહાત્મ્ય ગાવામાં આવે છે. પ્રખ્યાત લેખક બાબુ બંકિમચંદ્રે શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર એવું ઐતિહાસિક દૃષ્ટિએ લખ્યું છે કે, આજે બંકિમચંદ્રની દૃષ્ટિએજ શ્રીકૃષ્ણને એક અનુકરણીય ઉત્તમોત્તમ ઐતિહાસિક પુરૂષ માનવામાં આવે છે.

આ રીતે કેળવાયેલા વિદ્વાનો પાસે વાર્તાના મિશ્રણ સાથે લખાએલ તત્ત્વજ્ઞાન મૂકાતાં તેમની અશ્રદ્ધા થઈ ભરમ ખુલ્લો થતાં માહાત્મ્ય ઘટી જતું નથી. એથી ઉલટું એ વિદ્વાનો પોતાની સમર્થ શક્તિવડે, પૃથક્કરણ કરી વિચારો અને સિદ્ધાંતો (Tenets and Principles) જુદા પાડી તેને સ્વતંત્ર સ્વરૂપમાં મૂકી, જગતને ખરૂં ભાન કરાવે છે.

બાબુ બંકિમચંદ્ર અને મી૰ સિંહના પ્રયત્નો જોઇને, જેઓ એવો ભય રાખે છે કે, આગમપ્રકાશનથી ભરમ ખુલો થશે તેને ખાત્રી થવી જોઇએ કે, જૈનાગમ વિદ્વાનો પાસે મૂકાતાં અત્યારે જે શ્રદ્ધાપૂર્વક માહાત્મ્ય છે તેના કરતાં પરીક્ષાપૂર્વક માહાત્મ્ય વધ્યા વિના નહીં રહે.

પૃથ્વી ગોળ છે એવો અત્યારના ખગોળનો સિદ્ધાંત સાબીત થઈ ચૂકેલો હોઈ, બીજા ધર્મોની ખગોળોની પેઠે, જિનાગમમાં દર્શાવેલ ખગોળાદિના સ્વરૂપો અસંભવિત માની, તરૂણ જમાનો અશ્રદ્ધાળુ બનશે, એવી એવી બીજી કેટલીક દલીલો કરવામાં આવે છે. આના સંબંધમાં જણાવવાનું કે, વર્તમાન ખગોળવિદ્યા કરતાં પ્રાચીન ગ્રીક ખગોળવિદ્યા બહુજ જુદી પડે છે. છતાં પ્રાચીન ગ્રીક ખગોળવિદ્યાનો જે શાસ્ત્રીય અભ્યાસ વિશ્વવિદ્યાલયો

(યુનિવર્સિટી)માં કરાવવામાં આવે છે તેથી પ્રાચીન ગ્રીક ખગોળવિદ્યાના સંબંધમાં લોકોને નઠારી અસર થતી નથી. પરંતુ એથી ઉલટું, એ અભ્યાસથી તરુણો એવા સુંદર વિચાર ઉપર જતાં શીખ્યાં છે કે, ઘણા જુના સમયમાં પણ ગ્રીકો ખગોળજેવા વિષયમાં કેટલા આગળ વધવાને પરિશ્રમિત હતા. બીજા શબ્દોમાં કહીએ તો પ્રાચીન ગ્રીક ખગોળવિદ્યાની પ્રગતિ ( Progress ) જોઇને તેઓ ચકિત થઈ જાય છે. આ ખુલાસાઓમાં અન્યત્ર જિનાગમ સંબંધમાં પ્રોફેસર વેબરે જર્મન ભાષામાં જે નિબંધ લખ્યાનું કહેવામાં આવ્યું છે, અને જે નિબંધમાં કેટલેક સ્થળે જૈનોની વિરૂદ્ધ લખ્યાનું જણાવવામાં આવ્યું છે, છતાં જે નિબંધ બહુ વિદ્વતા ભરેલો ગણી તેનો ઉત્તર આપનાર અસારની જૈનસમાજમાં કોઇકજ હોય એમ કહેવામાં આવ્યું છે એ નિબંધમાં પ્રો. વેબરે **જૈન ખગોળ** વિદ્યાના સંબંધમાં કહ્યું છે કે "આવા પ્રકારનો વિશેષ પુરાવો મેળવવા આપણે હવે "ખગોળવિદ્યા અને જ્યોતિષ સંબંધી વિચારીશું. **આ શાસ્ત્ર-જૈનખગોળશાસ્ત્ર-ગ્રીક ખગોળવિદ્યાની પ્રમાણભૂત છાયાથી પ્રાચીન છે બલ્કે ઓછામાં ઓછી રીતે કહીએ તો સર્વ બાબતમાં ગ્રીકવિદ્યાથી સ્વતંત્ર છે."**

જૈનની ખગોળ આદિ વિદ્યાઓ, વર્તમાન વિદ્વાનો પાસે મૂકાતાં તેના પૂર્વના પરિશ્રમનો ચમત્કાર દૃષ્ટિગોચર થવાનો પ્રસંગ આ રીતે, આગમપ્રકાશનથી થશે.

જૈનોનું સૂક્ષ્મ જંતુશાસ્ત્ર ( Biology ) વગેરે શાસ્ત્રોક્ત વિદ્યાઓ પ્રકાશ પામી વર્તમાન વિદ્વાનો તેનું માહાત્મ્ય ગાતાં શીખશે.

આ સઘળા લાભો ઉપરાંત જે મોટામાં મોટો લાભ થશે તે જૈન ઈતિહાસ લખવાનું મુખ્યમાં મુખ્ય સાધન જિનાગમ તે વર્તમાન ઇતિહાસકારોના હાથમાં મૂકાવાથી જૈનઇતિહાસ તેના ખરા સ્વરૂપમાં મૂકાઇ શકશે. જિનાગમ કે જે અર્ધ માગધી ભાષામાં લખાએલા છે તેના ગુજરાતના અદ્વિતીય અભ્યાસી સાક્ષર શિરોમણી શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જિનાગમને જૈન ઇતિહાસ લખવાનું મુખ્ય સાધન માને છે. તેઓના અમારા ઉપરના નીચેના પત્રથી તે વાત જણાશેઃ—

અમદાવાદ,
તા. ૯ મી સપ્ટેમ્બર, ૧૯૧૩.

**રા. રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા.**
શ્રીજિનાગમ પ્રકાશક સભાના માનદ કાર્યભારી,
માણેકચોક.

જૈનસાહિત્યમાં પ્રાધાન્યતા ભોગવતા ૪૫ આગમ સંસ્કૃત ટીકા અને ગુજરાતી અનુવાદ સાથે છપાવવાની તમારી યોજના આદરને પાત્ર છે.

બીજા ધર્મોની પેઠે, જૈન ધર્મમાં પણ અનેક વિભાગ અને પેટા વિભાગ છે તે તરફ દૃષ્ટિ ન જતાં આગમની મૂળ શુદ્ધિ અપક્ષપાતની દૃષ્ટિથી જાળવવાની કેટલી આવશ્યકતા છે તે આવાં કામ માથે લેનારની જાણબહાર ન હોવું જોઇએ. અનુવાદમાં એવી તટસ્થતા તેથી પણ વધારે અગત્ય ધરાવે છે.

જૈનધર્મનો સર્વમાન્ય ઇતિહાસ રચવાની સામગ્રી જૈનસાહિત્ય છે. માટે તે સમગ્ર વિશ્વાસ પાત્ર રૂપમાં બહાર પડવાની બહુ જરૂર છે. **પિસ્તાળીશ આગમ એ**

ઇતિહાસની ઈમારતનો મૂળ પાયો છે. તે જોતાં તમે જે કામ આરંભવા ધારો છો તે બહુ મહત્વનું છે. તમારા મહારંભમાં હું તમને ધર્મલાભ ઇચ્છું છું.

**લી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

શ્રીયુત કેશવલાલભાઇ જેવા સમર્થ વિદ્વાન જે આગમને જૈન ઇતિહાસની ઇમારતના મૂળ પાયારૂપ ગણે છે તે તદન સત્ય છે તેના પુરાવા તરીકે એક દાખલો ફરીથી **પ્રોફેસર વેબર** સાહેબના તેજ જર્મન નિબંધમાંથી લઇએ. આરબ લોકોના સંબંધમાં જિનાગમ શું પ્રકાશ પાડે છે તે બતાવતાં વેબર સાહેબ લખે છે કે,

"વળી, આપણે વિદેશીય એટલે અનાર્ય લોકો કે જેનો ઉલ્લેખ વારંવાર અંગો અને ઉપાંગોમાં કરવામાં આવ્યો છે તેના સંબંધમાં બોલવું જોઇએ. આનો ઉલ્લેખ મર્યાદીત ખાત્રી સાથે આપણને ઇસ્વીસનના બીજા સૈકાથી ચોથા સૈકા સુધીના કાળનું ભાન કરાવે છે. *આ કાળ પ્રાચીનતમ હોઇ તેમાંજ અનાર્ય લોકોનો ઉલ્લેખ હોઇ શકે.* જ્યારે પ્રચલિત ગ્રંથો પાછલા વખતના વખતે હોય. ઉપરોક્ત લોકોની કરેલી યાદીમાં આરબ લોકોનું નામ **આરવ** એ નામથી આપેલું માલમ પડે છે. **આ નામ હિંદમાં બીજે ક્યાંય માલુમ પડતુ હોય એવું હજુ સુધી શોધાયું નથી."**

આ રીતે, જૈન માર્ગ, પોતાનોજ ઇતિહાસ લખવામાં જિનાગમની મદદ મેળવી શકે એટલુંજ નથી, પણ આખા હિંદના પ્રાચિન ઇતિહાસ લખવામાં એક જબરૂં સાધન થઇ પડી, રાષ્ટ્રીય ઇતિહાસકારોને પણ આભાર નીચે મૂકે તેવાં સાધન પુરાંપાડી શકે તેમ છે.

Imperial Gazetteer (શહેનશાહી ગેઝીટીયર) ના ૧૯૦૭ ના પહેલા પુસ્તસ્તકમાં જૈન માર્ગનો ઈતિહાસ લખાવામાટે જૈન સાહિત્યના **ભાષાંતરોની** અને શોધખોળોની બહુ જરૂર છે એમ જણાવતાં નીચે પ્રમાણે ટીકા કરી છે:

"It is only in recent years that the vast and intricate literature of Jainism has been partially explored, and there is still much to be done in the way of *translation* and investigation before the History of the Order can be written. This ignorance of the real nature of its teachings is perpaps one cause of the contempt which the Order has excited among some western scholars."

"છેલાં થોડાંજ વર્ષોથયાં પુષ્કળ અને સૂક્ષ્મ એવું જૈન ધર્મનું સાહિત્ય થોડુંક શોધાયું છે અને તે માર્ગનો ઇતિહાસ લખાવા પૂર્વે હજુ **ભાષાંતરરૂપે** અને શોધ ખોળરૂપે ઘણું કરવાનું છે. તેના (જૈન ધર્મના) શિક્ષણના ખરા રહસ્યની અજ્ઞાનતા કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોથી તે ધર્મનો તિરસ્કાર થયો છે. તે કદાચ્ કારણ છે."

શહેનશાહી ગેઝીટીયરે જે વિચારો બતાવ્યા છે તે જ પ્રકારના વિચારો અમોએ ગૃહસ્થોને આગમના વાંચનની બદલાયલા સંજોગોમાં જરૂર છે તે માટે કરેલી ચર્ચામાં બતાવેલા જોવામાં આવશે.

જિનાગમનું પ્રકાશન થયા બાદ તેનું પૃથક્કરણ શાસ્ત્ર (Analytical science) અને ટીકાત્મક અભ્યાસ "(Critical study)થી ભવિષ્યમાં લાભ થઇ જૈન માર્ગનું

મહાત્મ્ય વધવાનો સંભવ છે. અહીં જો એમ કહેવામાં આવે કે ભવિષ્યની વાતને આધારે શામાટે અત્યારે બાળ જીવોમાં અશ્રદ્ધા ઉત્પન્ન થવાનો ભય ખેડવો પડે, તો તેને માટે અમે કહેવા રજા લઈએ છીએ કે તેવો ભય ખેડવો પડશે તેવી બીક રાખવાની કાંઇ જરૂર નથી એ નીચેના પ્રમાણોથી જણાશેઃ—

જૈન સૂત્રોની અંદર તો સૂક્ષ્મ તત્વજ્ઞાન અને સૂક્ષ્મ વિજ્ઞાનવિદ્યા ધર્મકથાનુયોગના મિશ્રણ સાથે છે, પરંતુ ક્રીશ્ચીઅન ધર્મનું ધર્મશાસ્ત્ર બાઈબલ કે જેની અંદર, તે જે સમયે લખાયું તે વખતના લોકોની નીતિઓની વ્યાખ્યા પ્રમાણે નીતિની કથાઓના પ્રસંગો અને નીતિના કેટલાંક વચનો છે; છતાં તેના માનનારાઓની અશ્રદ્ધા થતી નથી. જો તત્વજ્ઞાનીઓને તેને માટે સમાલોચના કરવાનું કહેવામાં આવે તો તેઓને ભાગ્યેજ તેવિદ્યાવિષયક (Scientific) ગ્રંથ તરીકે ગણે; એટલુંજ નહીં પણ અત્યારની કેળવણી પામેલાઓને તો વખતે એટલે સુધી લાગી આવે કે તેવો ગ્રંથ અત્યારની વિદ્યાથી સંસ્કારિત થયેલ કોઈ પણ સાધારણ લેખક પણ લખી શકે. આમ લાગે તેવું છતાં અત્યારે બાઈબલની શ્રદ્ધામાં રહેનારા માણસોની સંખ્યા કેટલી છે ? દુનિયાની વસતીનો લગભગ અરધોઅરધ ભાગ એટલે કે ૬૦ કરોડ મનુષ્યો છે. અત્યારના સંસ્કારો વાળા માણસોને ગમે તેમ લાગે છતાં એ બાઇબલની ઓધ શ્રદ્ધામાં રહેનાર કેવા કેવા પુરૂષો થયા છે ? ઇંગ્લંડનો મરહુમ પ્રધાન મી. ગ્લેડસ્ટન બાઈબલનો ભક્ત હતો; ઇંગ્લંડનો રાજકવિ લૉર્ડ ટેનીસન પણ તેજ વર્ગનો માણસ હતો. અને તેવા અસંખ્ય વિદ્વાનો તેને માનનાર હતા અને છે.

આનું કારણ શું ? જે ગ્રંથ એક સામાન્ય લેખકની કલમથી લખાઇ શકાવા યોગ્ય છે તેને આવા મોટા વિદ્વાનો કેમ ભક્તિપૂર્વક માનતાં ? અને માને છે ? માત્ર તે વચનોની સાદી અને સરળ ભાષાથી કાંઇ ઓઘ શ્રદ્ધા ઓછી થતી નથી. વારસારૂપે જન્મેલી ઓઘ શ્રદ્ધાથી તેને તે વિદ્વાનો એક પવિત્ર ગ્રંથ તરીકે માનતાં અને માને છે.

આથી પણ આશ્ચર્ય ઉપજાવનારી બીના છે. રાઇસ ડેવીસ નામનો બૌધમાર્ગના શાસ્ત્રનો સમર્થ અભ્યાસી બૌધ ધર્મના સિદ્ધાંતના ઉંડા જ્ઞાન છતાં બાઇબલનો ભક્ત હતો. વેદશાસ્ત્રના અભ્યાસી અને આપણા જૈનસૂત્રોના અંગ્રેજીમાં તરજુમો કરવાની શ્રેણી ( Sacred Books of the East ) નો અધિપતિ પ્રોફેસર મેક્સમૂલર અને અત્યારે વિદ્યમાન પ્રોફેસર હર્મન જેકોબી જૈનશાસ્ત્રોના અભ્યાસી છતાં બાઇબલની ઓધ શ્રદ્ધા તળે છે.

આ શું બતાવે છે ? પોતે જે પુરૂષને વિષે ઓઘ શ્રદ્ધા જન્મથી કરેલી છે અથવા જે ઓઘશ્રદ્ધા વારસારૂપે ઉતરેલી છે તે ઓઘ શ્રદ્ધા મનુષ્યોમાં એવી ગાઢ થઇ જાય છે કે, મનુષ્યો ભાગ્યેજ તેનાથી સ્વતંત્ર થાય છે. એ ઓઘ શ્રદ્ધાળુ મનુષ્યો પછી તે પુરૂષની ગ્રંથકૃતિ એક સામાન્ય વિદ્વાન લખી શકે તેવી છે કે ગંભીર તત્વજ્ઞાનવાળી છે તેનો વિચાર ન કરતાં, માત્ર પોતાની ઓઘ શ્રદ્ધા ઉપર જીવે છે.

ક્રીશ્ચીઅન ધર્મના પુસ્તક માટેજ આમ છે એમ નથી. બધાં ધર્મોને માટે આમજ છે. બૌદ્ધ ધર્મના પુસ્તકોની રચના અને ધર્મ વાર્તાઓના પ્રસંગો લગભગ જૈનિયોનોને મળતાં છે, છતાં બૌદ્ધધર્મીઓ કાં પોતાનાં શાસ્ત્રોથી અશ્રદ્ધાળુ નથી થતાં ?

કુરાનને માટે દાખલો લ્યો. તો પણ આવોજ અનુભવ થશે.

**શ્રીમદ્** ભાગવત જેવાં માત્ર કલ્પનાની મૂર્તિરૂપ લાગતાં પુસ્તકો વાંચીને લોકો કેમ અશ્રદ્ધાળુ થવાને બદલે **બંકિમચંદ્ર** અને બાબુ સિંહ જેવા પુરૂષો ઉત્પન્ન કરે છે કે જેઓ શ્રીમદ્ ભાગવતનું ખરૂં સ્વરૂપ સમજાવી જગતને ચકિત કરી દે છે ?

પોતપોતાના ધર્મોવાળા આવા પુસ્તકોમાં શ્રદ્ધાથી રહે છે એટલુંજ નહીં, પરંતુ બીજાં દર્શનો અને ધર્મોવાળાં, પ્રાચીન ગ્રંથોની સાદી અને કલ્પનાઓ ભરેલી રચના લાગે છતાં તેના જે મૂળ પુરૂષો તેના પ્રત્યે મોટાં માન અને શ્રદ્ધાથી જુએ છે. જુઓ. આજે યુરોપ અમેરિકામાં એકલા **બાઇબલના** પ્રણેતા પુરૂષ **જીસસ** ક્રાઇસ્ટનેજ એકલા મહાત્મા તરીકે સ્વીકારતાં નથી. ત્યાંના લોકો, **શ્રીમહાવીર સ્વામી, બુદ્ધ મહારાજ, ક્રાઇસ્ટ, મહમદ પેગમ્બર, જરથોસ્થ, શ્રીકૃષ્ણ** આદિ પુરૂષોને અસાધારણ પુરૂષો તરીકે ઓળખી તેમને માન આપે છે. જો આ પુરૂષોની ગ્રંથકૃતિઓની ઉપલક રચનાજ જોઇ હોત તો કદાપિ તેઓને તેવા અસાધારણ પુરૂષો તરીકે માનત નહીં. તેઓના હૃદયો જોઇ તેમને અસાધારણ પુરૂષો માન્યાં છે, અને માને છે.

આ ઉપરથી, સૂત્રોની બાહ્ય રચનાઓ જેઓને સાદી લાગતી હોય અને તેથી તેનો ભરમ છે તેમ કાયમ રહેવા દેવો જોઇએ એમ જેઓ માનતાં હોય તેઓ જોઇ શકશે કે, તેઓનો ભય માત્ર એક કલ્પનારૂપે છે. એ ભગવાનના વચનોનું આંતર્સ્વરૂપ એવુંજ ઘટે છે કે, જે કોઈ દહાડો અશ્રદ્ધાળુ ન બનાવે, પણ પરમ ભક્ત બનાવે; એમ અમારી તો પાકી પ્રતીતિ છે.

અમે ઉપર **બાઇબલ** સંબંધી હકીકત દોરી છે તેથી અમને ખોટા સ્વરૂપમાં સમજવામાં નહીં આવે એમ અમે માનીએ છીએ. અમારો અભિપ્રાય **બાઇબલને** સર્વથી વિશેષ ઉપકારક છે એમ મનાવવાનો નથી. પરંતુ અમારૂં કહેવાનું રહસ્ય એમ છે કે, **બાઇબલ** એ સામાન્ય નીતિનું અને દંતકથાનું પુસ્તક લાગે તેવું છે છતાં સ્વધર્મની બોધ શ્રદ્ધાથી જેઓ તેને માનનારાઓ છે તેઓ તેની સાદી રચના જોઇનેજ અશ્રદ્ધાળુ થઈ જતાં નથી ત્યારે જૈનસૂત્રો તો વિજ્ઞાન વિદ્યા ( Science ), તત્વજ્ઞાન ( Philosophy) અને નીતિ ( Morality )થી ભરપુર છે, તેની બાહ્ય પદ્ધતિથી માહાત્મ્ય ઘટવાનો મુદ્દલજ સંભવ નથી.

આ રીતે આગમ પ્રકાશનથી બાળજીવોની દૃષ્ટિમાંથી માહાત્મ્ય ઘટવાનો ભય રાખવો અસ્થાને છે એમ જોવામાં આવશે. જ્યારે આગમો વિદ્વાનો પાસે મૂકાશે ત્યારે ઉપર વર્ણવેલા લાભો થવાનો સારી પેઠે સંભવ છે.

## આગમપ્રકાશનનો અધીરજપૂર્વક આગ્રહ શા માટે ?

કેટલાક તરફથી અમને એમ કહેવામાં આવ્યું છે કે, આગમપ્રકાશનને અંગે લોકમત હજુ જોઇએ તેટલો તૈયાર નથી ? છતાં તમને તેનો આગ્રહ શા માટે છે ? અમે કહીએ છીએ કે અમારો તે સંબંધીનો આગ્રહ તો છે, પરંતુ તે ઉપલક દષ્ટિએ અવલોકનારને અધીરજવાળો આગ્રહ લાગે તેવો પણ છે. અમારો આગ્રહ શા માટે છે તેનો જોકે અમોએ અમારી તા. ૧-૮-૧૩ ની યાદીમાં ખ્યાલ આપ્યો હતો, પરંતુ તેથી જોઇએ તેટલી સ્પષ્ટતા સમાજના મન ઉપર થઇ હોય એવું અમને દેખાયું નહીં. અમારી ઉક્ત યાદીમાં અમોએ કહ્યું હતું કે " અત્યાર સુધી જિનાગમનું શુદ્ધ પ્રકાશન બે કારણોથી યથાયોગ્ય પ્રગતિ પામ્યું નહોતું. એક તો આપણામાં વિદ્યાવિષયક ખીલવણી બહુ ઓછી હતી, અને બીજું આપણામાં રૂઢિબંદ્ધ એવા સંસ્કારો ઉતરી આવ્યા હતા કે, આગમ પ્રકાશન થાય નહીં. વિદ્યાવિષયક ખીલવણીના કારણે આ રૂઢિબદ્ધ સંસ્કારો આપણામાંથી ઘણા ઓછા થયા છે, પરંતુ સર્વથા તે ગયા નથી. જે ગતિપૂર્વક વિદ્યાવિષયક ખીલવણી દેશમાં થતી ચાલી છે તે ગતિપૂર્વક ચાલુ રહે તો ઓછામાં ઓછા પચીશ વર્ષ આ રૂઢિબદ્ધ સંસ્કારો સર્વથા જવાને જોઇએ. આ પ્રકારે ૨૫ વર્ષ સુધી રાહ જોતાં, આવા કાર્યની સામે એક મોટો ભય આવી ઉભો રહે તેમ છે. ધર્મચુસ્ત વર્ગની એક એવી ફર્યાદ ચાલુ થઈ છે કે, પશ્ચિમ ભણીની કેળવણીથી તરણ જમાનો નિવૃત્તિ માર્ગ કરતાં પ્રવૃત્તિ માર્ગે વિશેષ વધ્યો જાય છે. જે ગતિએ તે વધ્યો જતો માનવામાં આવે છે તે ગતિની ગણત્રી ધ્યાનમાં લેતાં, પચીશ વર્ષ પછી હમણાં કરતાં બહુપણે પ્રવૃત્તિ માર્ગે શું ચઢી ન જાય ? અને ચઢી જાય તો રૂઢિબંદ્ધ સંસ્કારો સર્વથા જાય ત્યાં આ નવો ભય આ મહાન્ કામની સામે આવીને ઉભો રહેવા શું સંભવ નથી ? આ દષ્ટિ લેતાં, અત્યારનો સમયજ આ કાર્યને અંગે સર્વથી સારો છે, કારણ કે પશ્ચિમ ભણીની કેળવણી પામેલો વર્ગ હજુ નિવૃત્તિ અને પ્રવૃત્તિ માર્ગના સંસ્કારોની મધ્ય સ્થિતિમાં છે. "

જે દેશ, સમાજ કે ધર્મ, પોતાની ભવિષ્યની સ્થિતિનો ઓછામાં ઓછા એક જમાના પહેલાં-અગાઉ, ખ્યાલ-માપ કરી શકે તેવા સંતાનો ઉત્પન્ન કરતાં નથી, તે દેશ, સમાજ કે ધર્મ પોતાના ભવિષ્યનું હિત સાચવવામાં અવશ્ય બેનસીબ રહે છે. દરેક દેશે, દરેક સમાજે અને દરેક ધર્મે પોતાને વિષે એવા સંતાનો ઉત્પન્ન થયેલા ઇચ્છવા જોઇએ કે જે અગાઉથી પોતાના ભવિષ્યના હિતાહિતની સ્થિતિનો ખ્યાલ કરી લઇ તે પ્રકારનાં સાધનો તૈયાર કરાવી શકે.

કોઇ પણ વિચક્ષણ જૈનને લાગવું જોઇએ કે, આપણી જૈન સમાજ અને ધર્મને વિષે એવાં સંતાનો બહુજ અલ્પ જોવામાં આવે છે કે જે જૈન સમાજ અને ધર્મની ઓછામાં ઓછી એક જમાના પછીની સ્થિતિનો ખ્યાલ-વિચાર-માપ અત્યારે કરી લઈ તે પ્રકારે તૈયારી કરી લેવા માટે સમાજને અગમચેતી આપતા હોય. અમે અમારી ઉક્ત યાદીમાંથી જે ભાગ ઉપર ટાંક્યો છે તે સંબંધમાં પુખ્તપણે વિચાર કરનારી થોડીક સંખ્યા આપણામાં હોય તો ભલે એમ આ પ્રસંગ માટે બહાર આવેલા વિચારો પરથી અમને અનુભવ થયો છે. આપણી સમાજમાં જેઓ પોતાને અગ્રેસરો તરીકે ઓળખાવે

છે, અને સમાજ તેમ ઓળખે છે, તેઓમાંના કેટલાકોના વિચારો અમારી પાસે આવ્યા છે, તે જોઇને અમને એમજ થાય છે કે અમારી સમાજને જે અગ્રેસરોથી દોરાવાનું સર્જિત થયું છે તેઓ વીશમી શદીમાં છતાં ચૌદમી સદીના વિચારોવાળા હોઈ અમને તે સમયના વિચારપ્રવાહમાં ચલાવવા મથે છે. આવી સ્થિતિ હોઇ, અમારા ભવિષ્યના હિતાહિતની અગમચેતી કરાવે એવા સંતાનોની અમારી સમાજમાં ક્યાંથી આશા રાખી શકીએ ?

જેઓને સમગ્ર હિંદની પરિસ્થિતિ જોવાની ટેવ હશે તેઓને જોવામાં આવ્યું હશે કે દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી કેળવાયલા વર્ગમાં એવો વિચાર બળવાનપણે વર્ત્તી રહ્યો છે કે બીજી બધી બાબતોનો ખ્યાલ બાજુપર મૂકી, દેશના તરૂણોને એવી કેળવણી આપો કે જેથી દેશની આર્થીક આબાદી થાય. વ્યવહારને અંગે આ વિચાર વર્તે છે એટલુંજ નથી પણ પરમાર્થને અંગે પણ આજ પ્રકારનો વિચારપ્રવાહ થઇ રહ્યો છે. પરમાર્થ, ધર્માદા, પરોપકાર આદિ અર્થે જેઓ પોતાનું દ્રવ્ય વાપરવા માંગે છે તેઓ પણ દેશની આબાદી થાય તેવા પ્રકારે યોજનાઓ કરાવે છે. મરહુમ **જમશેદજી તાતા, ડૉકટર રાશવિહારી ઘોષ**, આદિ પુરૂષોએ જે બાદશાહી સખાવતો કરી છે તે પણ આ દિશામાંજ કરી છે, અને આવીજ દિશામાં,' પરમાર્થ અર્થે જેઓ દ્રવ્ય વાપરવા માંગે છે તેઓને વાપરવાની સલાહ આપવામાં આવે છે. ટુંકમાં કહેવાનો હેતુ એવો છે કે અત્યારે સર્વત્ર એવી બુમ (cry) છે કે જેથી માનવ જાતિનું " વ્યવહારૂ ભલું " (practical good) થાય તે રસ્તે ધર્માદા થવો જોઇએ. આગમ પ્રકાશનને માટે રકમ કાઢીઆપનાર ગૃહસ્થ મી૦ **પુંજાભાઇ હીરાચંદને** પણ આ જાતની અનેક સ્થળોથી ભલામણો થઈ હતી.

" વ્યવહારૂ ભલું " (practical good) કરવાની અત્યારે જે બુમ છે તે બે કારણોથી દિનપ્રતિદિન વધતીજ જવાની. એક તો હીંદની આર્થીક સ્થિતિની નબળાઇ અને બીજું અત્યારની કેળવણીથી ધર્માદાની વિચારાયેલી પદ્ધતિ. અત્યારની ધર્માદાની એ પદ્ધતિ છે કે જેથી માનવ જાતને વ્યવહારમાં લાભ થઇ શકે તે ધર્માદા યોગ્ય છે. આ બે કારણોથી " વ્યવહારૂ ભલું " કરવાના સંસ્કારો એટલી હદ સુધી વધવા પામવાનો અત્યારથીજ એવો સંભવ દેખાય છે કે, જેમાં પ્રત્યક્ષ ' વ્યવહારૂ ભલું ' નહીં દેખાય એવા ધર્મકાર્યોને અંગે થતાં ધર્માદા ખર્ચને ઉગતી પ્રજા માત્ર દ્રવ્યનો ગેરવ્યય (mere waste of money) તરીકેજ ગણશે.

અમે એમ કહ્યું કે જેનાથી પ્રત્યક્ષ હિત નહીં દેખાય એવા ધર્માદા ખર્ચને માત્ર દ્રવ્યનો ગેરવ્યય ગણશે એવી હદ સુધી ' વ્યવહારૂ ભલા ' (practical good) ના સંસ્કારો ભવિષ્યમાં પહોંચશે. શા માટે ભવિષ્યમાં ? અત્યારે પણ તેવા સંસ્કારો ક્યારનાય ઉત્પન્ન થઇ ચૂક્યા છે. અત્યારે થોડીક સંખ્યા કેળવણી પામેલા માણસોની છે; જ્યારે બીજા પ્રકારની એવી સંખ્યા છે કે આવા કાર્ય પાછળ થતાં ખર્ચને માટે અમને કહે છે કે આવા કાર્ય કરવામાં " થોડુંક ભલું " (little good) છે. એવા કામ પાછળ ખર્ચ કરવું જોઇએ કે જેથી " વ્યવહારૂ હિત " (practical good) એવું જોઈએ કે જેથી " વધારે ભલા " (greater good) નો નિયમ સચવાય. અર્થાત્

અત્યારે એવા કેળવણી પામેલા માણસો મળી આવે છે કે જેઓ સાહિત્યવિષયક આદિ ધર્મ વૃત્તિઓમાં " થોડુંક ભલું " જુએ છે અને જેમાં માનવ જાતને પ્રત્યક્ષ લાભ થાય તેવા કાર્યને વિશેષે ઇચ્છે છે. આ બીજા વર્ગના માણસો કરતાં જેઓ આવા પ્રકારના કાર્યને માત્ર દ્રવ્યનો ગેરવ્યય ગણે છે એવાં માણસોની સંખ્યા થોડી છે.

આ સંખ્યા થોડી છતાં તે હમેશાં વધતી જવાની, કેમકે પશ્ચિમ ભણીના દેશોમાં બુદ્ધિ ગ્રહણ કરે તેજ પ્રકારમાં સમાજનો વ્યવહાર હોય તેને ધર્મતરીકે ઓળખવામાં આવે છે. આવા પ્રકારના વાદને Rationalism કહેવામાં આવે છે. યુરોપ અને અમેરિકાની અંદર એવી અનેક સંસ્થાઓ ઉત્પન્ન થઈ છે કે જે માત્ર ધર્મ તેને કહે છે કે જે બુદ્ધિને ગ્રાહ્ય થઇ શકે. આ વિચારની ત્યાં એટલી બધી અસર થવા પામી છે કે ક્રિશ્ચીઅન આદિ કરોડો મનુષ્યોની સંખ્યા ધરાવતા ધર્મો ભયમાં પડયા છે કે આ નવો વાદ, તેના ( ક્રિશ્ચીઅન આદિ ધર્મોના ) પાયા હચમચાવી મૂકશે–ડામાડોળ કરી નાંખશે. આ નવા Rationalism વાદની હવા આપણા દેશમાં કયારની આવી પહોંચી છે. આપણા દેશના ઘણા કેળવાયેલા તરૂણો એ વાદને માન આપવા લાગ્યા છે, જ્યારે ધર્મવાદોને માત્ર ખ્યાલીવાદો ( Sentimentalism) તરીકે ઓળખે છે.

અત્યારે " વ્યવહારૂ ભલા " ( practical good ) ના સંસ્કારો છે તે જ્યારે Ralionalism વાદના સહવાસી થઈ વર્ધમાન થવા માંડશે ત્યારે આપણા દેશમાં એવા ઘણા કેળવાએલા તરૂણો નીકળશે કે જે ધર્મસાહિત્યવિષયક ધર્માદા ખર્ચોને " માત્ર દ્રવ્યનો ગેરવ્યય " ગણવાના. અત્યારે જે સ્વરૂપ આ વિચારનું જણાય છે તે એક જમાના પછી વધીને કેટલું જશે તે, જેઓ " જગત્ વિચારોના અવલોકન કરનારાઓ " છે તે કહી શકે તેમ છે.

આ અમોએ આલખેલું ચિત્ર નજરમાં રાખવાની ભલામણ કરી હવે એક બીજું ચિત્ર આલેખીએ છીએ. આપણા દેશમાં કેળવણી પામેલો વર્ગ ( Educated class ) બહુધા એવો વિચાર ધરાવતો થયો છે કે વિચાર શૂન્ય દુરાગ્રહી વિચારો ન જોઇએ. ખુદ નામદાર ગાયકવાડ સરકારે આવા ભાવમાં એક જૈન પરિષદને લખ્યું હતું. આજ્ઞામૂલક ધર્મ વિચારો ન જોઇએ એવી ભાવના દિન પ્રતિદિન વધતી જાય છે; અને તે વધતી જવાની. આજ્ઞામૂલક વિચારો ન જોઇએ એથી આજ્ઞામૂલક ધર્મપરરૂચી ઓછી થવાની એ વાત બાજુએ મૂકી અત્યારે અમારે તે પ્રસંગ એટલા માટે દોરવવો પડયો છે કે, દુરાગ્રહી ( Dogmatic ) વિચારોને નહીં સ્વીકારનારો આ કેળવાએલો વર્ગ, "આગમ પ્રકાશન થાય નહીં", અથવા " ગૃહસ્થોથી આગમનું માત્ર શ્રવણ થઇ શકે, વાંચન થઇ ન શકે " એવા વિચારો સ્વીકારવાની ના પાડે છે. આવા વિચારો ધરાવનાર વર્ગ એક જમાના (ત્રીશ વર્ષ ) પછી ઘણો મોટો વધી જવાનો એ નિઃસંશય વાત છે.

અત્યારના સંજોગો જોતાં એટલું તો તરત અનુભવમાં આવી શકે એવું છે કે આપણે પશ્ચિમ તરફની કેળવણી લીધા વિના હવે છૂટકો રહેલો નથી. આજે જે પ્રમાણમાં એ કેળવણી છે તે પ્રમાણ કરતાં એક જમાના પછી તે કેળવણી ઘણી વધવાના દરેક સંભવ છે.

આ વાત પણ સત્ય છે કે આપણા આધેડો અને વૃદ્ધોની જગોએ ત્રીશ વર્ષે (એક જમાનો-Generation) પછી તરૂણો આવશે. એ તરૂણોના હાથમાં સમાજ અને ધર્મ અને બીજી તમામ પ્રવૃત્તિઓનો અધિકાર જશે.

અમને એમ કહેવામાં આવે છે કે, કેળવણીના પ્રતાપે દુરાગ્રહી (Dogmatic) વિચારો ઓછા થતા હોઇ, જ્યાંસુધી મોટી સંખ્યા દુરાગ્રહી (Dogmatic) વિચારોથી પ્રતિકૂળ વિચારો ધરાવનારી થાય ત્યાં સુધી આગમ પ્રકાશનનો વિચાર કરવાની અધીરજ કરવી નહીં. અમને વળી એમ કહેવામાં આવે છે કે અત્યારે આજ્ઞામૂલક વિચારોના શ્રદ્ધાળુઓ "આગમ પ્રકાશન થાય નહીં, શ્રાવકોથી આગમનું વાંચન ન થઈ શકે-શ્રવણ માત્ર થઈ શકે." એવા વિચારો ધરાવતા હોઈ, આગમપ્રકાશનની તરફેણમાં થતાં નથી; પણ જ્યારે આવા વિચારો ધરાવનારાઓ આધેડો અને વૃદ્ધોની જગોએ તરૂણો આવશે ત્યારે આગમપ્રકાશનની બધાં તરફેણજ કરવાના; અને સરળતાથી આગમ પ્રકાશનનું કામ થઇ શકશે. માટે આવો વખત આવે ત્યાં સુધી ઢીલ કરવી.

આમ કહેનારાઓને અમે એમ એમ જણાવવા માંગીએ છીએ કે એ વાત ખરી છે કે કેળવણીના કારણે "આગમ પ્રકાશન થાય નહીં, ગૃહસ્થોથી આગમનું વાંચન ન હોય-શ્રવણ માત્ર હોય" એવા દુરાગ્રહી (Dogmatic) વિચારો જતાં રહેશે; પણ તેવા વિચારો જતાં રહે ત્યાં સ્થિતિ કેવા પ્રકારની આવીને ઉભી રહેશે? અમે એમ કહીએ છીએ કે સ્થિતિ એવા પ્રકારની આવીને ઉભી રહેશે કે અમારા તરૂણોને આગમ પ્રકાશનને અંગે પ્રયત્ન કરવાનીજ બુદ્ધિ નહીં થાય; કેમકે અમારા તરૂણો એવા સંસ્કારવાળા દિવસે દિવસે વધતા જ જવાના કે જેઓ (૧) દેશની આર્થિક નબળાઇના કારણથી (૨) વ્યવહાર ભલું (practical good) કરવાના અભિપ્રાયથી અને (૩) બુદ્ધિગમ્યવાદ (Rationalism)ના વિચારોની અસરથી ધર્મોને માત્ર ખ્યાલી વાદો (Sentimentalism) માની ધર્મ સાહિત્યને પ્રકટ કરવા માટેના ખર્ચને "માત્ર દ્રવ્યનો નિરર્થક વ્યય" ગણવાના અભિપ્રાયવાળા થશે. આવા અભિપ્રાય ધરાવનાર તરૂણો-કે જે તરૂણોના હાથમાં એક જમાના (ત્રીસ વર્ષ) પછી આધેડો અને વૃદ્ધોનો સર્વ વહીવટ અવશ્ય જવાનો-તરફથી એવી આશા ક્યાંથી રાખી શકાય કે, તેઓ ધર્મસાહિત્ય (આ સ્થળે આગમ સાહિત્યના) પ્રકાશનની દરકાર કરશે?

ભવિષ્યની સ્થિતિ અમને આવા પ્રકારની લાગતી હોઈ, અમે આ દિશામાં પ્રયત્ન કરવાનો સમય અત્યારનો અનુકૂળ છે એમ માન્યું છે, કારણકે પશ્ચિમ ભણીની કેળવણીથી ઉપજતા સંસ્કારો હજુ પોતાની મર્યાદિત હદમાં છે. અત્યારે પશ્ચિમ ભણીની કેળવણી લીધેલો વર્ગ હજુ ધર્મના વિચારોમાં સારી પેઠે શ્રદ્ધાળુ હોઇ Rationalism ની અસર તળે થોડોજ મૂકાયો છે.

બીજી તરફથી આપણો રૂઢીબદ્ધ સમાજ (Conservative Society) પોતાનું બળ બતાવવા પ્રયત્ન કરે છે, છતાં તેમાં કુદરતી શિથિલતા આવી ગયેલી હોઇ, આવાં પ્રયત્નોને આડે આવી શકે એવા સંજોગો બહુ ઓછા થઈ ગયા છે. આ કારણથી પણ અમને આ સમય અનુકૂળ લાગે છે.

આ સમય અનુકૂળ લાગવાનું ત્રીજું કારણ અમને એ લાગે છે કે, વ્યવહાર સ્થિતિ ( practical situation ) આવાં પ્રયત્નની તરફેણમાં છે. રૂઢીબદ્ધ સમાજ પોતાની પ્રતિકૂળતાં ગમે તેવી રીતે વાચામાં દાખવે, પણ આટલું તો ખરૂં છું કે; શુદ્ધ, સરળ દેશભાષામાં આગમો તૈયાર થાય તો અમારી સમાજને તે આગમો લીધાં વિના છુટકો નથી; કારણ કે રૂચિવાન્ સાધુઓ અને ગૃહસ્થો શુદ્ધ અને દેશ ભાષામાં તૈયાર થયેલાં ધર્મ સાહિત્યનાં જિજ્ઞાસુઓ હજુ આપણે વિષે વિદ્યમાન છે. અમે સંપૂર્ણપણે માનીએ છીએ કે આવા ધર્મસાહિત્યના જિજ્ઞાસુઓ અત્યારે જે સંખ્યામાં મળે તેમ છે તે સંખ્યામાં એક જમાના પછી મળવાનો બહુ ઓછો સંભવ છે. આ સ્થિતિને અમે વ્યવહાર સ્થિતિ ( practical situation ) કહીએ છીએ.

ઉપર દોરેલી હકીકત પછી અમારો આગમપ્રકાશનનો આગ્રહ અધીરજ વાળો નહીં લાગતો વખતસરનો ( timely ) લાગશે એમ અમે આશા રાખીએ છીએ.

આ ઉપરથી દર્શાવેલાં કારણો ઉપરાંત હજુ અમારી પાસે એક વિશેષ બળવાન કારણ છે. જેઓએ પાશ્ચાત્ય કેળવણીના આરંભથી તે અત્યાર સુધીના સમયનો ઇતિહાસ વિચાર્યો હશે તેઓના અનુભવમાં આવ્યું હશે કે જે સંખ્યામાં પ્રથમ મુનિરાજો ઉત્પન્ન થતા હતા, અથવા ગૃહસ્થો દીક્ષિત થતા હતા, તેટલા હાલમાં થતા નથી બીજું એ અનુભવમાં આવ્યું હશે કે સંપૂર્ણ પાશ્ચાત્ય કેળવણી લીધેલ મનુષ્યોમાંથી એક પણ મનુષ્ય દીક્ષિત થયા નથી. આ બે વાત ધ્યાનમાં રહે તો જણાતું જોઇએ કે એક જમાના પછી દીક્ષા લેનારાઓની સંખ્યા ઓછી થશે, અને કેળવણી પ્રાપ્ત વર્ગમાંથી દીક્ષા લેનારાની તો આશા જ લગભગ નહીં જેવી છે.

વસ્તુતઃ સ્થિતિ આવી હોવાનો સંભવ હોઇ, અમે એમ માનીએ છીએ કે, આગમને જોવા સમજાવાવાળા મુનિરાજો અત્યારે છે તેવા એક જમાના પછી મળવાનો બહુ ઓછો સંભવ છે. આમ હોઈ,આગમ પ્રકાશનને અત્યારે વિદ્યમાન મુનિરાજોના જ્ઞાનની જે સહાયતા મળે તેમ છે, તે ભવિષ્યમાં મળવાનો ઓછો સંભવ છે. ધી ઑમ્બે ક્રૉનીકલે પણ અત્યારે વિદ્યમાન મુનિરાજોની સંસ્થાનો લાભ લેવાની અમને સલાહ આપી છે તે અમને કેવળ યોગ્ય લાગે છે. વળી જ્યારે વસ્તુ સાધ્ય ( practical view ) લઇએ છીએ ત્યારે પણ અમને એમ લાગે છે કે, આગમના જાણનાર અને તેના પ્રકાશનને ઉત્તેજન આપનાર તરીકે અત્યારે જેટલા મુનિરાજો નીકળશે તેટલા એક જમાના પછી નહીં નીકળે. કારણ પશ્ચિમની કેળવણી તેવા મુનિરાજો ઉત્પન્ન કરવા દે એજ સંશયાત્મક છે એમ અમે ઉપર બતાવ્યુ છે.

અમારી સન્મુખ આવા સંજોગો ઉભાં રહેતાં અમે આ સાહસ ઉપાડવાના પ્રયત્ન તરફ દોરાયા છીએ; એટલે કે અમે માનીએ છીએ કે આગમનો ઉદ્ધાર કરવા માટે જેવો આ સમય અનુકૂળ છે તેવો અનુકૂળ સમય ભવિષ્યમાં નહીં રહે. એવી વસ્તુ સ્થિતિ ( practical situation ) અમને લાગતાં અમે આ કાર્યને અંગે આગ્રહ રાખીએ છીએ. અમારા જે મિત્રો અમને "ખ્યાલી ભલું" (Sentimental good) કરવા કરતાં "વ્યવહાર ભલું" (practical good) કરવાને પ્રયત્ન શીલ થયેલા જોવા ઇચ્છે છે તેઓને અમે માનપૂર્વક જણાવીએ છીએકે, અમને એવી પ્રતીતિ છે કે મનુષ્યજાતને "વ્યવહાર ભલું"

કરવાને માટે ઈંતેજાર રહેવાનું જે તમે અમે ઇચ્છીએ છીએ તે "વ્યવહારૂ ભલું" શીખડાવનાર આ શાસ્ત્રો હોઇનેજ અમે તેના પ્રત્યે પ્રેરાયા છીએ. આ શાસ્ત્રોએ જે દયાનો સિદ્ધાંત આપણામાં જન્માવ્યો છે તે દયાનો સિદ્ધાંત બરાબર સમજાવનાર શાસ્ત્રો જગત માં હૈયાત હશે તોજ "વ્યવહારૂ ભલું" ( practical good ) કરવાની બુદ્ધિ આવશે; જડ-વાદાત્મક (Materalistic ) કે બુદ્ધિવાદત્માક ( Rationalistio ) શાસ્ત્રોથી "વ્યવહારૂ ભલું" કરવાની બુદ્ધિ આ શાસ્ત્રો જેટલી નહીં ઉત્પન્ન થાય એમ અમે અનુભવ પૂર્વક માનીએ છીએ.

"મુંબઈ સમાચાર" પત્રે અમારી આ યોજનાના સંબંધમાં પોતાના તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૩ના અંકમાં પોતાના "જૈન" લેખકદ્વારા એક લંબાણ લેખ લખાવ્યો છે. આ સમય આ કાર્યને અંગે સૌથી વિશેષ અનુકૂળ છે એવી અમારી માનીનતાને અંગે આ પ્રખ્યાત પત્ર નીચે પ્રમાણે વિચારો દર્શાવી, અમારા વિચારોને અનુમોદન આપે છેઃ–

"યોજનાના યોજકોએજ પોતાના વિજ્ઞપ્તિપત્રમાં કબુલ રાખ્યું છે તેમ આ સમય આવી હીલચાલ ઉપાડી લેવાને માટે સૌથી અનુકૂળ છેઃ અને તેને હવે ઢીલમાં નાંખવાથી નુકશાન થવાનો જે સંભવ તેઓ બતાવે છે તે માત્ર આ સૂત્રના ગ્રાહકોને સમજાવવા માટે નો નથી; પણ **કોમની ખરી સ્થિતિનું અવલોકન કરનારો છે. તેઓ તદન વાજબી રીતે** જણાવે છે તેમ આગલા જમાનાના જે રૂઢીબદ્ધ સંસ્કારો આ જાતના કાર્યને અને બીજાં અનેક સુધારક કાર્યને નડતરરૂપ છે તે તદ્દન અદશ્ય થવાને માટે હજુ બીજાં પચીશ કે વધુ વરસ જોઈશે; અને તે તદ્દન અદશ્ય થતાં સુધી દરેક સુધારકે ખીલવણીના કાર્યને અભરાઈએ ચડાવી રાખવું પાલવે તેમ નથી. બીજાં પચીશ વર્ષસુધી રાહ જોવાનું પસંદ કરવામાં આવતાં એક નવા ભયની **જે ગણત્રી તેમણે કરી છે તે કલ્પના કરતાં દીર્ઘદૃષ્ટિને વધારે આભારી છે.** તેઓ જણાવે છે કે 'ધર્મચુસ્ત વર્ગની એક એવી ફર્યાદ ચાલુ થઈ કે પશ્ચિમ ભણીની કેળવણીથી તરૂણ જમાનો નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ માર્ગે વિશેષ વધ્યો જાય છે. જે ગતિએ તે વધ્યો જતો માનવામાં આવે છે તે ગતિની ગણત્રી ધ્યાનમાં લેતાં પચીશ વર્ષ પછી હમણાં કરતાં બહુંપણે પ્રવૃત્તિ માર્ગે શું તે ચડી ન જાય ! અને ચઢી જાય તો રૂઢીબદ્ધ સંસ્કારો સર્વથા જાય ત્યાં આ નવો ભય આ મહાન્ કામની સામે આવીને ઉભો રહેવા શું સંભવ નથી ? **આ ગણત્રી આ કાર્યની નજરે જોતાં તદન વાજબી છે."**

આટલો ભાગ છપાયા બાદ ભવિષ્યની સ્થિતિનું જે ચિત્ર અમે દોર્યું છે, તે ચિત્ર કલ્પનારૂપ નથી પણ વાસ્તવીક છે તેનું સાબીત કરનારો એક વિશેષ પુરાવો મળ્યો છે: યુનીવર્સિટીની અંદર પંડિતોની પરીક્ષા લઈ તેઓને ડીગ્રીઓ આપવાનું કામ યુનીવર્સિટીએ માથે લેવું એવી એક દરખાસ્ત યુનીવર્સિટીની અંદર મુકાઈ છે. તેની વિરૂદ્ધમાં અત્યારના સંસ્કાર પામેલા કેટલાક વિદ્વાનો થયા છે. એવા વિરૂદ્ધ થયા છે કે આજથી સો વર્ષ ઉપર કોઇને કલ્પના પણ ન હોય કે દીકુ સંતાનોને પંડીતોની સંસ્થા એ નિરૂપયોગીજ નહીં પણ હાનીરૂપ લાગે. પુનાની ફેરગ્યુસન કોલેજના પ્રીન્સીપાલ અને સીનીયર રેંગલર ઓન૦ મી. પ્રાંજપે આ દરખાસ્તની વિરૂદ્ધ થતાં નિચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"યુનીવર્સીટીએ જ્યારે જ્યારે જ્ઞાનની નવી નવી શાખાઓ દાખલ કરી ત્યારે ત્યારે તે દાખલ કરવાને માટે ઉદાર શિક્ષણને કારણે દલીલ કરવામાં આવી હતી. મારા અભિપ્રાય પ્રમાણે પંડિતો અને મોલવીઓનું પરંપરાથી ચાલ્યું આવતું શિક્ષણ ઉદાર શિક્ષણ નથી. પંડિતો યુરોપી વિદ્વાનો અને બીજાઓને ઘણા ઉપયોગી હશે, પણ તેમને ઉત્તેજન આપવું તે ઉદાર શિક્ષણને ઉત્તેજન આપવા જેવું નથી. જ્યારે તેઓએ વેપારની ફેકલ્ટી દાખલ કરી ત્યારે તે લોકોપયોગી છે એવી દલીલ કરી ન હતી. પણ વાણિજ્યની ઉચ્ચતર શાખાઓનો અભ્યાસ એ ઉદાર શિક્ષણ છે એવી દલીલ કરી હતી. પરાપૂર્વની શિક્ષણ પદ્ધતિ ભરડવાની શક્તિ ખીલવે છે, અને અસંખ્યવાર યાદદાસ્તીનો અતિશય ઉપયોગ કર્યાની પદ્ધતિ વખોડી કાઢેલી છે. ભરડુદાસો એ કંઇ ખરા કેળવાયલા મનુષ્યો નથી એવું ડા. ભંડારકરેજ કહ્યું છે. હવે જો એમ કહેવામાં આવે કે જીવતાં પંડિતોની યાદદાસ્તીમાં જે જ્ઞાનનો ભંડાર ભરેલો છે તે કીમતી છે, તો નવી પ્રજાને તે ભરડવાની પાછી ફરજ પાડવા કરતાં તે લખી કાઢવાને પંડીતોને ઉત્તેજન આપવું જોઇએ. તેઓને જેટલું ખબર છે તેટલું તેઓ લખી કહાડે તો તેમનું જ્ઞાન ખુટી જશે અને પરાપૂર્વની શિક્ષણપદ્ધતિને ઉત્તેજન આપવાની જરૂર રહેશે નહિ. ઘણા પંડિતો પોતાના છોકરાઓને આધુનિક શિક્ષણ આપે છે માટે તેથી જણાય છે કે પંડિતો પોતાના શિક્ષણની કિમ્મત ઓછી ગણે છે. અને પુરાતન જ્ઞાનના હિમાયતીઓ પણ પોતાનાં બચ્ચાંઓને આધુનિક પદ્ધતિ છોડી જુની પદ્ધતિ ગ્રહણ કરવાનું ઉત્તેજન આપશે નહિ પુરાતન પરાપૂર્વથી ચાલી આવેલું શિક્ષણ અને હાલનું શિક્ષણ એક બીજાને ગોઠતું આવશે નહિ. હાલના વિચારોની કસોટીમાં જુનું શિક્ષણ ટકી શકશે નહિ."

જે વિચારવાળી કેળવણી મી. પ્રાંજપેએ લીધી છે તેજ વિચારની કેળવણી અત્યારે સામાન્યપણે સર્વત્ર લેવાય છે, અને જૈનોના સંતાનો પણ તેજ કેળવણીમાં ઉછરે છે અને ભવિષ્યમાં ઉછરવાના. જે પદ્ધતિની કેળવણીથી મી. પ્રાંજપે અત્યારે સંસ્કૃત જ્ઞાનના ફેલાવા વિરૂદ્ધ થયા છે તેવીજ પદ્ધતિ ઉપર શીક્ષણ લેતો આપણો હાલનો યુવકવર્ગ ભવિષ્યમાં, આપણા ધર્મ વિચારો સંબંધે તેવી વિરૂદ્ધતા દર્શાવે એ શું સંભવીત નથી ? અને તેવો સંભવ ઉભો થવા પામે તો ધર્મસાહીત્યજ્ઞાન તેઓના હાથે ઉદ્ધાર પામે એ શું સંભવીત છે ? આ રીતે અમે અત્યારના વિચારવાતાવરણની અસર ભાવીમાં શું થવા યોગ્ય છે તેના વિચારપૂર્વક આ કાર્ય હાથ ધર્યું છે.

## સંશોધન અને ભાષાંતરોની શુદ્ધિ.

અમને જાણીને સંતોષ થાય છે કે, ગૃહસ્થોને માટે આગમનું વાંચન સર્વથા પ્રતિબંધમાં હોવું એ અત્યારના બદલાયેલા સંજોગોમાં લાભદાયક નથી એવી ઘણા જૈનભાઇઓની માનીનતા હવે થયેલી છે. આમ છતાં તેઓના મનને વિષે એમ રહે છે કે, આગમના સંશોધન અને ભાષાંતરોની શુદ્ધિ બરાબર રહેવી જોઇએ. આ સંબંધમાં અમે જણાવવા આજ્ઞા લઇએ છીએ કે, અમો–અમારામાં–માણસ જાતમાં જેટલી શક્તિઓ–સાધનો હોય તેટલાં કામે લગાડવામાં પછાત નહીં પડીએ. અમારી જવાબદારી (Responsibility)

નો અમને પૂર્ણ ખ્યાલ છે. અમે સારી પેઠે જાણીએ છીએ કે, શ્રી પ્રભુના એક વચનનું પણ અમારી બેદરકારી કે સ્વછંદથી અન્યથા પ્રરૂપણ થયું તો અમારે અનેક કર્મો બાંધવાં પડશે અને તેનું ફળ ભોગવ્યા વિના અન્ય કોઈ ઉપાય નથી. આ સ્થળે એક વાત કહેવાની છે. સંપૂર્ણ તો શ્રી સર્વજ્ઞજ છે. માણસ જાત ભૂલને પાત્ર છે; એટલે સંપૂર્ણતાનો અમને ફાંકો નથી. " સર્વોત્કૃષ્ટ સારૂં " ( greatest good ) કરતાં " વધારે સારૂં " " greater good " ના નિયમને અનુસરી અમારૂં કામ તૈયાર થયેલું જોવાની બુદ્ધિ રાખવા સમાજને વિનંતિ છે. બુદ્ધિની મંદતાથી કોઈ દોષ થવા પામે તો નિંદજો નહીં, પણ સુધારજો. એટલું યાદ રહે કે, બીલકુલ નહીં થાય તેના કરતાં થોડું પણ થશે તો તેટલો લાભ થશે, એક વખત ભૂલ થશે તો બીજીવાર સુધરશે. આ દૃષ્ટિએ જોવાથી આપને નિરાશ નહીં થવું પડે. ભાષાન્તરની શુદ્ધિ માટે અમારી સર્વ શક્તિઓ કામે લગાડવાનું અમે કહ્યું છે છતાં એ દૃષ્ટિ રાખજો કે, જ્ઞાની અને તેમાં પણ સંપૂર્ણ જ્ઞાનીના વચનોનો એવો પ્રભાવ હોય છે કે, તેનો લાભજ મળે છે. એનો એક દાખલો આપીએ. પ્રોફેસર મણીલાલ નભુભાઇએ આચાર્ય ભગવાન્ શ્રીમદ્ હરિભદ્ર સૂરિના 'ષડ્દર્શનસમુચ્ચય' ગ્રંથનું ભાષાંતર કર્યું છે. એ ભાષાન્તરમાં કેટલીક ભૂલો રહેવા પામી છે એ ખરૂં છે, પરંતુ તે વાંચીને ઘણા કેળવાએલા તરૂણ જૈનોને તે ચમત્કારીક પુસ્તક લાગ્યું. તે પુસ્તક યુનિવર્સિટિમાં તત્વજ્ઞાનના તુલનાત્મક અભ્યાસ ( Comparative study of philosophy ) ને લાયક લાગ્યું. આ ઉપરથી સ્વ૦ ભાઈ ગોવીંદજી મેપાણીએ તેનું અંગ્રેજીમાં ભાષાન્તર કરવાનું કામ તેઓ ઇંગ્લંડ ગયા, ત્યારે એક પાશ્ચાત્ય વિદ્વાનને એક હજાર રૂપીઆના લવાજમથી સોંપવાની ગોઠવણ કરી હતી. મી૦ મેપાણીના સ્વર્ગવાસ પછી તેનું શું થયું તે હજુ જાણવામાં જો કે આવ્યું નથી. જો પ્રો. મણીલાલનું ભાષાન્તર ગુજરાતી ભાષામાં ન થયું હોત, તો તરૂણ જૈનોને ઉપયુક્ત ચમત્કાર લાગ્યો તે લાગવાનો કદાપિ પણ પ્રસંગ આવતજ નહીં.

## ભાષાંતરોમાં નિષ્પક્ષપાતતા–સર્વ ગચ્છોએ–સ્થાનકવાસી સુધાંએ નિશ્ચિંત રહેવું.

આગમનાં ભાષાન્તરો કેવળ નિષ્પક્ષપાત અને મધ્યસ્થજ થવાનાં. કોઇ પણ ગચ્છની માનીનતા દૃઢ કરવાની બુદ્ધિએ અથવા કોઈની માનીનતાનું ખંડન કરવાની બુદ્ધિએ ભાષાંતરો નહીંજ થાય. માત્ર સાહિત્યદૃષ્ટિએ ભાષાશાસ્ત્ર ( Science of languages ) અને ભાષાવિવેકશાસ્ત્ર ( Philology ) ના નિયમાનુસારજ ભાષાંતરો થવાના. એટલું પણ સ્મરણમાં રહે કે, સર્વ ગચ્છોને રંજન કરવાની બુદ્ધિએ અર્થોને કૃત્રિમ બનાવવામાં નહીં આવે. ભાષાશાસ્ત્ર અને ભાષાવિવેકશાસ્ત્ર જેમ અર્થ કરવાનું ફરમાવતાં હશે તેજ પ્રમાણે ઘટાવવામાં આવશે. કોઈ પ્રસંગો એવાં હોય કે જ્યાં એક શબ્દના જૂદા જૂદા અર્થો થતાં હોય ત્યાં આગળ જૂદા જૂદા વિદ્વાનોના કરેલા અર્થ અભિપ્રાય સાથે તથા સંસ્કૃત, પ્રાકૃત, પાલીઆદિ કોષોની શાખ સાથે આપવામાં આવશે. કહેવાનો મતલબ કે, માત્ર સાહિત્યદૃષ્ટિ ( Purely literary point of view )થીજ અર્થો ભરાશે. કોઇ ગચ્છને વિના કારણે રંજન કરવાની બુદ્ધિએ કે, કોઈ ગચ્છના ખંડનમંડનની બુદ્ધિએ અર્થો ભરાશે નહીં.

અમારી યોજનામાં **૪૫** આગમો પ્રકટ કરવાની ખબર અપાઇ છે તેથી **સ્થાનક**વાસીભાઇઓ કે જેઓ **૩૨** સૂત્રો માને છે તેઓને વિષે એવો ખ્યાલ થયેલો સંભળાયેલો છે કે, શ્રી **વીત**રાગ મુદ્રાના અવલંબન લેનાર ગચ્છોના પક્ષપાતમાં અને **સ્થાન**કવાસીઓનાં અપક્ષપાતમાં અર્થો થશે. અમારે અહીં આ સંબંધમાં શ્વેતામ્બર સંપ્રદાયના સર્વગચ્છો-**સ્થા**નકવાસી મુધાંને સ્પષ્ટ કહી દેવાનું કે, અમારાં ભાષાંતરો કોઇ પણ ગચ્છના ખંડનમંડન અર્થે નહીં, પણ ભાષાશાસ્ત્ર અને ભાષાવિવેકશાસ્ત્રદ્વારાએ માત્ર સાહિત્ય દષ્ટિએજ થવાના એવી નિશ્ચિંતના રાખવી. અમારા વિચારકોશમાં અમે પક્ષપાતને રાખવાની ઇચ્છાજ સ્વપ્નેય કરી નથી. ટુંકમાં શ્રી વીતરાગમુદ્રાનું અવલંબન લેનાર ગચ્છો કે અવલંબન નહીં લેનાર ગચ્છોને ખોટી રીતે રંજન કરવાની બુદ્ધિએ અર્થો ભરાશે નહીં. સત્યને પક્ષપાત રહેશે. પક્ષપાતનો પક્ષપાત નહીં થવા પામે.

અમારાં સંશોધન અને ભાષાંતરમાં શુદ્ધિ તથા નિષ્પક્ષપાતતા રહી શકશે કે કેમ તેની એકજ કસોટી ( Test ) છે. જેઓ એક મોટી રકમ આ કામ પાછળ ખર્ચે છે છતાં યોજના આગળ ચલાવવાને માટે અને મૂળ મુડીને હાનિ ન પહોંચે તેટલા માટે તૈયાર થયેલાં આગમોનો વિક્રય કરી પાછાં નાણા વસુલ કરવા માંગે છે, એટલે ભાષાંતરમાં જો શુદ્ધિ અને નિષ્પક્ષપાતતા ન રહે તો વેચાણ થઇ નાણાં પાછાં વસુલ કેમ થઇ શકે ? વસ્તુ સાધ્યદષ્ટિ (practical point of view)થી આ વાત વિચારવામાં આવે તો ખાત્રી થવી જોઇએ કે, અમારે શુદ્ધિ તથા નિષ્પક્ષપાતતા માટે સંપૂર્ણ કાળજી રાખ્યા વિના છુટકો નથી.

## જૈન મુનિરાજો અને આગમનું સંશોધન તથા ભાષાંતરનું કાર્ય.

બહુ ઠેકાણેથી એવી સૂચનાઓ થઇ છે કે, આગમ સંશોધવાનું અને આગમનું ભાષાંતર કરાવવાનું કામ મુનિમહારાજો પાસે કરાવવું જોઇએ. અમારા મુનિમહારાજોને અમારી તા. ૧-૮-૧૯૧૩ ની યાદીમાં અમે આવું કાર્ય તેઓશ્રી માથે લે તેને માટે જાહેર રીતે આમંત્રણ કર્યું છે. આપણા મુનિમહારાજોના જૈનધર્મના તત્વજ્ઞાનના અનુભવનો અને જૈન પરિભાષાના સાંકેતિકપણાનો લાભ જેટલો બની શકે તેટલો મેળવવાની અમને પૂર્ણ જિજ્ઞાસા છે; અને તેટલા માટે અમે તેવો પ્રયાસ કર્યા વિના નહીં રહીએ. એટલુંજ નહીં પણ અમે અત્યાર સુધીમાં તેવી કેટલીક ગોઠવણ કરવા શક્તિમાન પણ થયાં છીએ. આમ છતાં અમારે નિડરતાપૂર્વક જૈનસમાજને વિનંતિ કરવી જોઇએ કે જેમ બહારથી ધારવામા આવે છે તેમ જૈન મુનિમહારાજો આગમનું સંશોધન અને ભાષાંતર કરવાનું કામ નિયમિત અને વ્યવસ્થાપૂર્વક કરવાનું માથે લઇને સાંગોપાંગ પાર ઉતારે તેમ છે કે નહીં તે બાબતની સમાજે ખાસ તજવીજ કરવાની જરૂર છે. સંપૂર્ણ સંશોધન અને માગધી સંસ્કૃતનું સંપૂર્ણ શુદ્ધ અનુવાદનું કાર્ય કરી શકે તેવા મુનિરાજોની આપણામાં કેટલી સંખ્યા છે ? જે સંખ્યા હોય તે સંખ્યામાંથી કેટલા મુનિમહારાજો સ્થિતિસુસ્તપણાથી મુક્ત હોઇ આવાં કાર્યને અનુમોદનપૂર્વક હાથ ધરી આગમોને સંશોધન અને ભાષાંતર કરી કાર્ય સાંગોપાગ પૂર્ણ કરે તેમ છે ? એ

આદિ બાબતોની તપાસ કરી પછી આવી સૂચના કરવી યોગ્ય છે કે નહીં તેનો વિચાર કરવા અમે સમાજને આગ્રહપૂર્વક વિનવીએ છીએ. આમ છતાં અમે આ સ્થળે જાહેર કરીએ છીએ કે કોઇ પણ મુનિ મહારાજ ભગવતીજી કે બીજાં ગમે તેસૂત્રના સંશોધનનું અને અનુવાદનું કાર્ય હાથ ધરવા કૃપા કરશે તો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માની તેમ કરાવવા તૈયાર છીએ. તેઓ તરફથી કોઈ પણ સૂત્રનું સંપૂર્ણ શુદ્ધ સંશોધન અને ભાષાંતર કરવાનું માથે લેવામાં આવશે તો અમે દરેક જાતની તેઓશ્રી કહેશે તે સામગ્રીઓ પૂરી પાડીશું અને તૈયાર થયે છપાવી પ્રકટ કરીશું.

## છેવટમાં વિનંતિ.

આ રીતે જુદા જુદા કેટલાક અભિપ્રાયોના સબંધમાં અમે અમારા વિચારો રજુ કર્યા છે. જે પ્રકારના અમારા વિચારો છે તેને અનુસરી આ કાર્ય અમે હાથ કર્યું છે. એ કહેવું આત્મશ્લાઘારૂપ છે કે, આ કાર્ય અમે સમાજના હિતને દ્રષ્ટિમાં રાખીનેજ હાથ ધર્યું છે છતાં કહેવું યોગ્ય છે કે આ મહત્વના કાર્યને અંગે અમારે જે કાંઈ ભોગ આપવો પડશે તે નજરમાં રાખી અમારા પ્રયત્ન તરફ સહાનુભૂતિ રાખવી કે નહીં તે વિચારવાનુ કામ સમાજનું છે.

| | |
|---|---|
| માણેકચોક, | મનસુખલાલ રવજીભાઈ મેહતા. |
| અમદાવાદ ૧-૧૧-૧૯૧૩. | માનદ કાર્યભારી, શ્રી જિનાગમ પ્રકાશક સભા. |

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યો—અમદાવાદ.

# જૈન કાવ્યદોહન

## ભાગ ૧ લો.

સંગ્રહ કર્તા:—મનસુખલાલ રવજીભાઈ મ્હેતા.

પ્રાચીન જૈન કવિઓના ગુજરાતી કાવ્યોનો સંગ્રહ કરી 'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહનની સંપૂર્ણ ઢબે આ જૈન કાવ્યદોહનનો ૧ લો ભાગ તૈયાર કર્યો છે. તેની અંદર શ્રીમાન્ આનંદઘનજી, શ્રીમાન્ દેવચંદ્રજી, શ્રીમાન્ ધર્મમંદિર, શ્રીમાન્ નેમવિજયજી, શ્રી વીરવિજયજી આદિ જૈન પંડિતોનાં કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ગુર્જર જૈન કાવ્યો આ શૈલીએ આજસુધી એક પણ બહાર પડેલ નથી. ગુર્જર ભાષામાં લખાએલું જૈન સાહિત્ય, માત્ર સાહિત્ય સૃષ્ટિની નજરે ચઢાવવાના હેતુથીજ આ પ્રયાસ કર્યો છે.

'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહન જેટલુંજ કદ છે. અર્થાત્ ૯૦૦ પૃષ્ટ નો ગ્રંથ છે.

મૂલ્ય રૂા. ૨-૦-૦. પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:—

શેઠ પુંજાભાઇ હીરાચંદ,

આસ્તોડીઆ

અમદાવાદ.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हॅरल्ड.

# Shri Jain S. Conference Herald.

પુ. ૧૦-અંક ૩.] વીર સંવત ૨૪૪૦. [ માર્ચ. ૧૯૧૪.


विषयानुक्रम.




वार्षिक मूल्य ( पोष्टेज सह ) रू. १-८-०



ઓનરરી તંત્રીઃ—મોહનલાલ દલીચંદ દેશાઈ, બી. એ. એલ્ એલ્. બી.
હાઈકોર્ટ પ્લીડર, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.



પ્રકટ કર્તાઃ—શ્રી જૈન શ્વે૦ કોન્ફરન્સ ઑફિસ તરફથી,
લાલચંદ લક્ષ્મીચંદ શાહ, પાયધોની,—મુંબઈ.

## A Correction.

The heading on page 76 should be read as "Reportory of Jain Epigraphy " It is continued from page 9 of the last year's volume of the Herald.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.

# SHRI JAIN CONFERENCE HERALD.


"सत्साधूनां पुनर्भगवत्तां महाराज ! नश्यन्त्येवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा यतस्तेषां भगवतां प्रनष्टं मोहतिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविक्षेपः, परिणतं संतोषामृतं, व्यपगता दुष्टक्रिया, त्रुटितप्राया भववल्लरी, स्थिरीभूता धर्म-मेघसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमतःपुरं ॥ यतस्तेषां भगवतां संतोषदायिनी धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका, निर्वाणकारणं वि-विदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा, प्रमदातिरेकानिमित्तमनुप्रेक्षा, अनुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेग-घातिनी उपेक्षेति."—श्री सिद्धर्षिः


પુસ્તક ૧૦-અંક ૩ ] વીર સંવત્ ૨૪૪૦. [ માર્ચ. ૧૯૧૪.


## કાઠીઆવાડી-પહાડી.

(પહાડી ગઝલ-'સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ- એ રાહ.)

અમે તો કાઠીયાવાડી પહાડી ભૂમિ- વાસી,
રસિકડું આકરૂં અમ નામ છે રહ્યું પ્રકાશી—અમે.

પહાડી અમારી ભૂમિમાં પહાડી અમારૂં ગામ;
તમ જીવન પહાડી વળી પહાડી મન મસ્તાન.

પ્રચંડ પહાડી શોભાને કુદરત ધારે દાં'ડી;
ગુફા-ગિર-ઝાડીને ગજવે સિંહાદિક ત્રાડી ત્રાડી—અમે.

ઝુંડ ઝઝુમે ઝાડનાં, દૂર્ગ સમાન સુહાય.
વિરલ પક્ષિ-રવ જ્યાં સુણી તિક્ષ્ણ શાંતિ થાય.

બહાર ૠતુ ૠતુનો શો, ગિર અહિંઆ ખીલાવે !
વિચાર-આચાર સદા ઉચ્ચ ઉન્નત ભૂમિ લાવે—અમે.

પહાડી વનસ્પતિ ખાનમાં, અમૃત ઝરણાં પાન;
પરોણાગત અમ પહાડીની નિત્ય ગણાય પ્રમાણ.

ડાઘ ન દિલે અમારા– રે બિરદ ન મૂકનારા.
ભલાઈ કરો તો ભલા ને બુરાઇ કરો તો બુરા–અમે,
ભક્ત ભૂમિ વીર-ભૂમિ આ, આ ભૂમિ સ્વર્ગ સમાન.
પહાડી પ્રાણથી પ્રિય એ--મા માટે અભિમાન,
અશ્વ તેજી માતૃ ભૂમિના ગુણો જગમાં ગજાવે;
અમારી દિવ્ય ભૂમિ તુલ્ય વસુધા કો ન આવે—અમે.
"પરવા એક પ્રભુતણી કાલ થવાનું થાય".
એ સૂત્રે ભવ--સફરમાં અમ નૌકા ઝીપલાય,
રીતિ આ નિભાવો પહાડી, લલિત–ભીતિ નિવારી;
સદા ઉદયસ્થ રહીએ ઇશ ઇચ્છા એ અમારી—અમે.

नंदन.

# HISTORICAL AUTHORITIES AS TO JAGATSETH'S HOUSE.

MARSHMAN'S INDIA.

"Meanwhile the violence and atrocities of the Nawab continued to augment the disgust of his ministers and officers none of whom considered themselves secure from the caprices of his passion. Every day produced some new act of provocation; and in the month of May Meer Jaffer, the paymaster and general of his forces, Raydurlab, the finance minister and the all powerful bankers the Seths, entered into a combination to dethrone him."

"As the plans of the party proceeded, Jagat Seth, the banker assured his friends that there was little, if any, chance of success without the co-operation of Clive, and they invited him to join them, holding out the most magnificient offers for the Company. Clive felt that "there could be neither peace nor security while such a *monster as* the Nawab reigned," and readily entered into their plans notwithstanding the the reluctance of the timid council in Calcutta. A secret

reaty was concluded between the confiderates and Clive, the chief stipulation of which were that he should march with his army to Murshidabad and place Meer Jaffer on the throne, and that Meer Jaffer should make the amplest reparation to the English for all losses, public or private–Ch X. P. p. 297–278.

The Mursidabad bankers (Jagat Seth Mahatab Rao and Maharaja SuroopChand) were thrown (by Meer Cassim) into the Ganges from one of the Castions of the fort of Mongher. One of their–faithful servants the favourite Chooni begged permission to share their fate, and when his request was denied, plunged into the river, determined not to secure them"

Ch. XI. P. 303.

---

2. MACAULAY'S ESSAYS.

"In the meantime his wretched mal-administration, his folly, his dissolute manners, and his love of the lowest Company, had disgusted all classes of his subjects, soldiers, trades Civil functionaries the proud and austentatious Mohomedans, and the timid supple and parsimonious Hindus, a formidable conspiracy was formed against him in which were included Roydurlab, the minister of finance, Meer Jaffer, principal Commander of the troops, and Jagat Seth the richest banker in India. The plot was confided to the English agents and a communication was opened between the malcontents and the Committee at Calcutta.

Essays on Clive—

P. 102 ( Longmans. ) 1856

"The new sovereign was now called upon to fulfil the engagement into which he had entered with his allies. A conference was held at the house of Jagat Seth, the great banker for the purpose of making the necessary arrangement."

P. 105.

---

3. Mill.

"That celebrated family, the "Seths" of Murshidabad who, by marchandise and banking, had acquired the wealth of princes, and often aided him (Nawal Aliverdi) in his trials were admitted *largely* to share in his *councils* and to influence the operations of his Government. Ali Vordi had recommended the same policy to Siraj-Uddowlah and that prince had met with no temptation to depart from it. "Vol 11 ch. V. C. 160 (no 3 Vol.)

(To be continued.)

## REPERTORY OF JAIN BIBLIOGRAPHY.

(Continued from Page of last year's Herald)

### Kadambas of Banavasi.

It is not unreasonable to accept as Mr. Fleet does (Journal Bom. Br. vol IX p. 229 249.) that the Kadambas of Vaijayanti or Banavasi were followers of Jainism. They make in fact numarous gifts to the different Jain sects. But the inscriptions, whenever they bear dates, are not dated according to the years of each reign and do not therefore bear any new elements for the the general chronology of India.

Among the oldest representatives of this dynasty which Mr. Fleet places in the second half of the fifth century after Christ (Ind. Ant. vol VI. p. 22-23) we find:

*Kakusthavarman: the 80th year (of his reign ?) a gift to* Cruta Kirti (no 96).

Mrgecavarman son of Cantivarman and grandson of Kakusthavarman; the 3rd year, of his reign, gift (no 97);-the fourth year, another gift to the cvetapatas and to the Nirgranthas (no. 98);—the 8th year, foundation of a temple at Polacika and new gifts to the Nirgranthas as well as to the Kurcakas and to the Yapaniyas (vo 99).

Raviwarman, son of Mrgecavarman; gifts and the promulgation of an edict in fovor of the Yapaniyas. (no 100);—another gift (no 101);—during the 11th year of his reign, his brother Bhanuvarman makes a new gift (no 102).

Harivarman, son of Ravivarman, the fourth year of his reign, a gift in favor of the Kurcakas and of the temple built at Palacika by Mrgecavarman (no 103);-the fifth year, gift to the sect. Aharisti (no 104).

Devavrman son of Krsnavarman [1]: a gift to the Yapaniyas (vo 105).

At last and without doubt many centuries later en C. 977= 1055 A. D. another Kadamba of Banavasi, Harikesarin, feudatory of the Calukyas of Kalyani makes a gift of land to Bankapura (no 187).

WESTEYN CALUKYAS OF BADAMI.

The kings of the old calukya Dynasty constantly favored Jainism (cf R. G. Bhandarker Early history of the Deccan, second edition, Bombay 1895 p. 59). some inscriptions, unfortunately apocryphal or without dates mention among others:—

Pulikecin I. C. 411 (su) a gift in favor of a temple built by his feudatory Samiyara (no 106, apocryphal).

Kirtivarman [I]. a gift to Prabhachandra (no 107).

Vinayaditya: C. 608=687 A D. a gift (no 111, apocryphal).

Vijayaditya: C. 651=729 A. D. a gift (no 113, apocryphal);- his sister Kunkumamahadevis founds a temple at Gudigere (no 210).

Vikramaditya II. C. 656=734 A. D. restoration of the temples of Pulikere and gifts ( no. 114 apocryphal ).

SENDRAS.

Inscription no 109 (apocryphal) mentions a king of the name of Durgacakti belonging to the family of the Sendras, who makes a gift of land to the Jains at the time of the old of the west Satyacraya ( Pulikecin II ? )

Pratiharas of Kanauj.

Perhaps the founder of this dynasty was Amaraja, who was converted by Bappabhattisuri and who is mentioned by an inscription at Catrunjaya as the ancestor of the Oswal tribe (vo 665 ).

PALLAVAS.

According to inscription no 305 a Pallava king whose name is not mentioned acknowledged Vimalacandra as his guru,

(૨)

ભાવકર્મના સંબંધમાં જે ખુલાસો પ્રશ્નોત્તર ( ગ્રંથ ) માંથી મળ્યો છે તે નીચે ટાંક્યો છે તે ઉપર વિચાર કરી જોશો.

"ભાવકર્મ તે આત્માની અનાદિકાળની પ્રદેશે લાગેલી રાગદ્વેષની અશુદ્ધ પરિણતિ (જાણવી)." દ્રવ્યકર્મ અને કર્મ પુદ્‌ગલાશ્રિત છે અને ભાવકર્મ આત્માશ્રિત છે.

દ્દષ્ટાંત—ચોખાની ( ભરેલી ) કોઠીમાં ચોખા તે દ્રવ્ય, કોઠી તે નોકર્મ અને ચોખાને લાગેલો જે મીણો તે સમાન ભાવકર્મ ચીકાશરૂપ આત્માની અશુદ્ધ પરિણતિ જાણવી.

વળી તે અભવ્ય અનાદિ અનંત ભાંગે અને ભવ્ય આશ્રી અનાદિ તથા સાદિ સાંત ભાંગે આત્મ પ્રવૃત્તિરૂપ હોવાથી છે. તેમાં એમ પણ જણાવ્યું છે કે હર્ષોલ્લાસ તે ભાવકર્મ આશ્રિત છે.

તા. ૬૧-૯-૧૩. —મુનિશ્રી કર્પૂરવિજયજી.

(૩)

પાશ્ચાત્ય દેશીઓનું મથન અને વિવેકપુરઃસર પ્રથક્કરણ કરી પદાર્થાવલોકનનો અભ્યાસ વાંચી હર્ષ થાય છે. જ્યારે આર્યોને વાંચન અને મનન તરફ પણ બેદરકાર જાણી ખેદ થાય છે. અસ્તુ.

૧—'ભાવકર્મ'નું દ્રવ્ય શું ?

ઉત્તર—જે કર્મ પુદ્‌ગલો રસ સહીત આત્મા સાથે સત્તામાં રહ્યા છે, ઉદયમાં આવ્યા નથી, તે કર્મપુદ્‌ગલો ભાવકર્મનું દ્રવ્ય છે. કારણ કે ભાવકર્મ કોને કહેવામાં આવે છે કે જે કર્મ ઉદયમાં આવ્યાં હોય તે ઉદયમાં આવેલાં કર્મને ભાવકર્મ કહેવામાં આવે છે અને તેથી જ જૈનશાસ્ત્રમાં એમ લખેલ છે કે જે તીર્થંકરોના જીવ તીર્થંકર નામકર્મ બાંધી નર્ક અથવા સ્વર્ગમાં રહેલ છે તો તેને દ્રવ્યતીર્થંકર કહેવામાં આવે છે. જ્યારે તે તીર્થંકર તીર્થંકર તરીકેજ જન્મી, દીક્ષા લઈ કેવળ જ્ઞાન પામે છે, ત્યારે બાંધેલ તીર્થંકર નામ ઉદયમાં આવે છે, તેથી તે ભાવતીર્થંકર ત્યારે કહેવાય છે માટે ઉદયમાં નહિ આવેલાં કર્મ દ્રવ્યકર્મ કહેવાય છે અને ઉદયમાં આવેલાં કર્મ ભાવકર્મ કહેવાય છે, તેથી તે દ્રવ્યકર્મ ભાવકર્મનું કારણ છે.

૨—ભાવકર્મ એ જીવ છે કે પુદ્‌ગલ છે ?

ઉત્તર—ભાવકર્મ પુદ્‌ગલ છે, પણ જીવની સાથે હોવાથી એકબીજા એકબીજાથી વિભાવવાળા બને છે.

૩—ભાવકર્મ વિભાવ સ્વભાવ છે તો તે કોનો જીવનો કે પુદ્‌ગલનો ?

ઉત્તર—ઉપલા પ્રશ્નનો જવાબ બીજા પ્રશ્નના ઉત્તરમાં આવી જાય છે.

૪—આત્મા અને પુદ્‌ગલ એ બેની વચ્ચેનો સંબંધ તે ભાવકર્મ છે ?

ઉત્તર—કર્મશબ્દજ આત્મા સાથેના સંબંધને લઈને વાપરવામાં આવે છે, તેથી ઉદયમાં આવેલા કર્મની જે અસર આત્મા ઉપર થાય છે, તે અસરને આત્મા વેદે છે એટલે બેની વચ્ચેના સંબંધનો અનુભવ સ્વને અને પરને જેથી થાય છે તેને ભાવકર્મ કહેવાય. છતાં પહેલા પ્રશ્નના ઉત્તરમાં આ હકિકત સ્પષ્ટ રીતે આવી જાય છે.

શેઠને તથા પ્રેમાભાઇને મારા જરૂર ધર્મલાભ કહેશો. અત્ર શાંતિ છે. નુતન કંઇપણ પાશ્ચાત્ય દેશીના પ્રયાસ અભ્યંતર જણાય તો મને જણાવી વિજ્ઞાત કરશો. એજ.

તા. ક. બીજી રીતે એમ પણ સમજાય છે કે સિદ્ધાવસ્થાએ પહોંચેલ પવિત્રાત્મા એ ભાવકર્મનું દ્રવ્ય છે, કેમકે भूतस्य भाविनो हि यत्कारणं तद् द्रव्यं ભૂત અને ભાવીનું જે કારણ તે પણ દ્રવ્ય કહેવાય છે. ભાવીનું કારણ દ્રવ્ય પહેલાં ઉપર લખાઇ ગએલ છે. ભૂતનું કારણ દ્રવ્ય એટલે ભૂત ભાવનું કારણ સિદ્ધાત્મા દ્રવ્ય કહેવાય છે. દાખલા તરીકે–

जे अइयासिद्धा, जे भविस्सन्तिणागये काले ।
संपइये वट्टमाणा, सव्वेतिविहेण वंदामि ॥

આ ગાથામાં દ્રવ્યતીર્થંકરને નમસ્કાર કરવામાં આવેલ છે. અતીતકાળમાં જે સિદ્ધ થયા તે તીર્થંકર, અનાગતકાળમાં જે તીર્થંકર થવાના છે તે, વર્તમાનકાળમાં જે. તીર્થંકરે જન્મ લીધેલ છે અગર દીક્ષા લીધેલ છે પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલ નથી તે, એમ ત્રણે જાતના તીર્થંકરને દ્રવ્ય તીર્થંકર કહેવામાં આવ્યા છે. ફક્ત કેવળજ્ઞાન પામ્યા પછી જ ભાવ તીર્થંકર કહેવામાં આવે છે. હવે અતીતકાળમાં જે સિદ્ધ થયા તેને દ્રવ્યતીર્થંકર કહેવામાં આવ્યા છે તેથી માનવાને કારણ મળે છે કે જે આત્માએ ભાવતીર્થંકરપણું પૂર્ણ વેદ્યું છે એવું જે પવિત્ર આત્મદ્રવ્ય તે ભાવકર્મનું દ્રવ્યકારણ માન્યું છે. આ ઉપરથી જે આત્માએ નહીં ઉદયમાં આવેલ કર્મ વેદ્યો નથી તે જીવ ભાવકર્મનું દ્રવ્ય અને જે આત્માએ કર્મ વેદી પરિસમાપ્ત કરેલ છે તે જીવ પણ ભાવકર્મનું દ્રવ્ય કહેવાય. ફક્ત જે વખતે જીવ ઉદયમાં આવેલાં કર્મને વેદે છે તે વખતે તે જીવ ભાવકર્મ કહેવાય. આંહી મુખ્યતાએ કારણમાં કાર્યનો ઉપચાર માનવાનો છે.

માંગરોળ, ૧૫-૧૦-૧૩. —મુનિશ્રી ચારિત્રવિજયજી

4

Is Bhav Karma pudgal or ıeul?

—It belongs to a category intermediato Lotwe3n soul and matter. Its substantial cause is soul, but still it is not of the nature of the soul. Bhavkarma is essentially a perverted state of the soul–a state induced by the previously accumulated karmas ripe to give fruit. A condition which is determined by a factor alien to the soul cannot, in truth, be said to be a characteristic of the soul. The deifnition of Bhavkarma may roughly be put thus:—"the activity of the soul which precedes the accumulation of material Karmas bearing affinity to it."

H. Warren.

# ऐतिहासिक माहिती.

ઉદયનંદિસૂરિ ( સૂરિપદ સં. ૧૪૭૮ના અરસામાં. )

જય જુગવર ગુરૂ શ્રી ઉદયનંદિ, નંદઉ સૂરિસર જાં દણિંદ,
જય વદનકમલિ સરસતિ વસઇ, મન ઉવસમ રસ ભરિ ઉલ્લસઇ. ૧
માલદેવનંદન ગોવિંદસાહિં, કીયા ઉચ્છવ પાટણ નયરમાહિ,
શ્રી સોમસુંદરસૂરિસઇં હયિઇ, પદિ થાપિઆ ચડત મનોરથિઇ. ૨
શ્રી મુનિસુંદરસૂરિ ગણધરૂ, ઉવઝાય પદિ થાપિઆ જયકરૂ,
સંઘપતિ ગુણરાજિ કરાવિઉં, પંદ આપણઉં કાજ સારાવિઉં. ૩
તુમ્હ ગુરુ અડિ હું ન સકઉં તવી, ધન ધન તે લખંરાજ સંઘવી,
જેણઇં આરી હવણઇ કરાવીઆ, ઇસ્યિા રવિતકિ રંગ રહાવીઆ. ૪
ગછનાયક શ્રી જયચંદ્રસૂરિ, પદિ થાપિઆ પરમાણંદપૂરિ,
તુમ્હ અંગિ ન દિસઇ એક ખોડિ, તુમ્હે પ્રતપઉ અગણિત વરસ કોડિ. ૫

॥ શ્રી ઉદયનંદિસૂરીશ્વર સ્વાધ્યાયઃ ॥ ૭ ॥

હેમવિમલસૂરિ [ ૧૫૫૦ના અરસામાં. ]

॥ ૬૦ ॥ શ્રી ગુરૂભ્યોનમઃ ॥

પ્રહિ ઉગમિ સરસતિ પાય લાગી, સાકર વાણી વાણી માગી,
તવ મઝ ઝલહલતી વાણી જાગી, હઇઅડઉં હેમવિમલ ગુણરાગી. ૧
હઇઅડઉં હરખિઉં ગુરૂગુણ ગાવા, તિમ તિમ કુમતિ કરઇ ઉદ્રાવા,
જિમ જિમ કઇઅ ઉપાય છંડાવા, તિમ તિમ નવ નવ માંડઇ દાવા. ૨
કુમતિ કુરંડા કાંઠી ફૂટી, હઇઅડઇ ગુરૂ ગુણ હઉઆ અખૂટી,
ચુક લીધી તવ સુમતિ વછૂટી, ખેલઇ ફિરિ ફિરિ પાંપહે છૂટી. ૩
આગઇ ગુરૂ ગુણ જાણુમન મોહઇ, જિમ મલયાચલ ચંદનિ સોહઇ,
દીધી પદવી બહુ વિત વેચી, નાગરવેલિનઇં અમીરસ સીંચી. ૪
ચંદ સૂરિજ મંડલ જિમ સોહઇ, મેરૂ મહીધર જણ મન મોહઇ,
તિમ આચારય દોઇ કરિ દીપઇ, હેમવિમલસૂરિ વાદી છપઇ. ૫
સંઘિ મિલી તું ગચ્છ થાપિઉ, સૂરિ મંત્ર તઇં બિહુંનઇં આપિઉ,
વાદી અવાદ વિધરવુ સૂરૂ, તપગછનાયક લબ્ધિ સંપૂરૂ. ૬
ગ્રહ ગણનાયક ચંદ કહિજઇ, તેઠ્ઠ સૂર સેવંતુ દીસઇ,
લહુડ વડાઇ જે મનિઆણઇ, તે નરનિશ્ચઇ કિંપિ ન જાણઇ. ૭
ચિંતામણી જિમ જમિ હુઇ જાઇનુંકે, તેજિ તપંતું ન રહઇ છાનું,
તિમ શ્રી હેમવિમલસૂરિંદ, તેજિ તપઇ જિમ પુનિમચંદ. ૮
સદિ ગુરૂ કનક ચંપક તનુ સોહઇ, વચન અમીરસ માનસ મોહઇ,

ગચ્છપતિ સંયમ દીધઉં સંઘ મેલી, આગઈ દૂધનઈ સાકર ભેલી. ૯
જિણુ આરેણિ વડી નઇ છતુ, મદન મહાભડ જગત વદીતું,
ગયણુંગણુ જિમ જલહર ગાજઇ, તિમ ગછનાયક ગિરૂઅડિ છાજઇ. ૧૦
દીપઇ સહસ કિરણુ તેજિઇ, પ્રણુમઇ શ્રી સંઘ તુહ્ય પય હજિઇ,
**સુમતિ** સાધુ સૂરિ પાટ દિણુંદ, પ્રતપુ **હેમવિમલસૂરિંદ**. ૧૧
**સુમતિમણિકર** ગુરૂ પાય પસાયા, પામી **હેમવિમલ** ગુરૂરાયા,
તપ જપ સંયમ નિમલ કાયા, ગુણિઅ સુભાવિઈં, જિઅમોહ માયા. ૧૨
જંસાત સાયર શશિ દિવાયર, અચલ મેરૂ મહીધરૂ,
તાં જયુ સહિ ગુરૂ નવુ સુરતરૂ ચંદ્ર ગચ્છિ સૂરિસરૂ,
તવ ભેટિ પામી સીસ નામિ નમઈ પાએ નાગરા
શ્રી **હેમવિમલ** પાયકમલિ, રમઇ અલ જિમ મુનિવરા. ૧૩

ઇતિ સ્વાધ્યાય સમાપ્ત.

—C. D. Dalal.

---

# स्वीकार अने समालोचना.

૧. **રાજકુમારી સુદર્શના યાને સમળી વિહાર**—(માગધી પ્રબંધ પરથી લખનાર પન્યાસજી શ્રી કેશરવિજયજી ગણિ. પ્રકટકર્તા શા. સોગચંદ ભગવાનદાસ. સત્યવિજય પ્રેસ. પૃષ્ઠ ૪૪૯+૧૬ કીંમત ફક્ત આઠ આના.)

આ ગ્રંથ મૂલ માગધીમાં છે. રચનાર શ્રી દેવેન્દ્રસૂરિ છે, તેઓ તપા ગચ્છના સ્થાપક શ્રી જગચ્ચંદ્ર સૂરિના શિષ્ય અને પટ્ટધર (૪૫ મી પાટે) હતા. તેઓએ પાંચ કર્મગ્રંથ વૃત્તિ સાથે, સિદ્ધ પંચાશિકા સૂત્ર વૃત્તિ, ધર્મરત્ન (પ્રકરણ) વૃત્તિ, સુદર્શના ચરિત્ર, ત્રણ ભાષ્ય, સિરિઉસહવદ્ધમાણ પ્રભૃતિ સ્તવાદિ, શ્રાદ્ધદિન કૃત્ય સૂત્ર વૃત્તિ વગેરે અનેક ગ્રંથો લખેલ છે, તે પૈકી માગધી સુદર્શના ચરિત્રનો આ અનુવાદ છે. શ્રી દેવેન્દ્રસૂરિએ સં. ૧૩૦૩ માં ઉજ્જનના મોટા શેઠ જિનચંદ્રના બે પુત્રો નામે વીરધવલ અને ભીમસિંહને જૈન દિક્ષા આપી અને સં. ૧૩૨૩ માં [ક્વચિત્ ૧૩૦૪ માં] **વીરધવલનું વિધાનંદ** સૂરિ નામ આપી ઉપાધ્યાય પદ આપ્યું, અને **ભીમસિંહનું** ધર્મકીર્તિ નામ આપી ઉપાધ્યાય પદ આપ્યું. વિદ્યાનંદે ઉત્તમ વ્યાકરણ બનાવ્યું. શ્રી દેવેન્દ્રસૂરિનું મરણ સં. ૧૨૨૭ માં માલવમાં થયું.

શ્રી દેવેન્દ્રસૂરિના ત્રણ ભાષ્ય, પાંચ કર્મગ્રંથ, ધર્મરત્ની પ્રકરણ, ગુજરાતી ભાષાંતર સાથે છપાઈ ગયાં છે, અને આ ભાષાંતરથી તેમાં એક વધુ ઉમેરો થાય છે. આ ગ્રંથ મૂળ માગધીમાં હોવા છતાં તેનો અનુવાદ શ્રી કેશરવિજયજીએ નિપુણતાથી કર્યો છે તેથી અમને બેશક તેમના માગધી જ્ઞાન માટે ધન્યવાદ આપ્યા વગર ચાલતું નથી.

કથાનુયોગ સામાન્ય જનોને બહુ ઉપયોગી છે અને તેજ માર્ગે કઠિન દ્રવ્યાનુયોગ તત્વજ્ઞાનનો બોધ સરલતાથી સાથે સાથે આપી શકાય છે (જેવી રીતે આમાં સમ્યગ્-

ર્શન, જ્ઞાન, ભાવધર્મ આદિનો બોધ વાર્તાના પ્રસંગ સાથે આપવામાં આવ્યો છે.), તેથી આવા ઉત્તમ આચાર્ય મહાત્મા વિરચિત કથાનુયોગ પુસ્તકોનું ભાષાંતર વધુ વધુ બહાર પડે તે ઇચ્છવા યોગ્ય છે. આમ થયે તે પરથી વર્ત્તમાન શૈલીએ નવલકથાઓ આદિ યોજી શકાશે.

પં. શ્રી કેશરવિજયજી ઘણા શાંત, ભવ્યબોધક અને અધ્યાત્મમાં ગુપ્ત રીતે પણ દૃઢ રીતે આગળ વધી લોકનું કલ્યાણ કેમ થાય તે માટે પ્રગતિ કરનાર ઉત્તમ મુનિરાજ છે. તેમણે તદર્થે યોગશાસ્ત્રનું ભાષાંતર સરળ રીતે કરી આપ્યું છે અને તે ફક્ત આઠ આનાની સ્વલ્પ કીંમતે વેચાય છે, અને આ પણ મોટો ગ્રંથ હોવા છતાં ઘણી અલ્પ કીંમત રખાવી લોકને સરળતાથી ધર્મમાર્ગ પમાડયો છે તે માટે તેમને વિશેષ ધન્યવાદ ઘટે છે. આવા પ્રયત્નો તેમના તરફથી ચાલુજ રહેશે એમ અમે ઇચ્છીએ છીએ.

ગ્રંથમાં મૂળ ગ્રંથકર્ત્તાનો ઇતિહાસ આપવો ઘટે છે, તો તે વાત પર લક્ષ રખાશે. તેજ હેતુએ અમે ઉપર ટુંક ઇતિહાસ આપ્યો છે.

ભાષા સરલ, સ્ફુટ અને ભાવવાહી છે. આ ગ્રંથ મેઘજી હીરજી બુકસેલર પાયધુની મુંબઇ પાસેથી મળી શકશે. અમે દરેક ગૃહસ્થને આ રાખવા ભલામણ કરીશું.

---

**૨. ગોધરાનું મહાજન અને કસાઇને ઘેર ઢોર વેચ્યાનું ભોપાળું:—** આ નામનું એક ચોપાનિયું આવ્યું છે તેમાં ગોધરામાં શ્રાવકો અને વૈશ્નવોથી બનેલું મહાજન બરાબર કામ ન કરતાં કુસંપ થયો હતો અને શ્રાવકોએ એ ત્રણ શખ્સ પર કસાઇને ઢોર વેચ્યાનુ તહોમત આવતાં તે પર ખાસ તપાસ કરી રિપોર્ટ કરવો પડયો હતો અને તેમાં તે શખ્સો નિર્દોષ ઠર્યા હતા. આવાં ચોપાનીઆથી માલૂમ પડે છે કે કુસંપ ઘરેઘર નજીવી બાબત માટે થઇ પડયો છે કે જે કોઈ રીતે ઉન્નતિ થવાની નથી એમ બતાવી આપે છે; છતાં આને વધુ રૂપ આપી આવું ચોપાનીયું ન બહાર પાડયું હત, અને અંદર અંદર સમજી ગયા હત તો વધારે લાજીમ હતું.

**૩. શ્રી વૈરાગ્યશતક, આત્મ નિરીક્ષણ અને ભજનની ધૂન:—** [ કીં ૨ આના પૃ. ૫૮ ડા. જ્યુ. પ્રેસ અમદાવાદ. પ્રકાશક મેઘજી હીરજીની કું. મુંબઇ. ] આમાં પ્રથમના બે ભાષાંતર છે અને તે રા. મણિલાલ નથુભાઇ દોશી બી. એ. એ લખેલ છે. વૈરાગ્ય શતકના મૂળ કર્તા તરીકે અશુદ્ધ નામ નાગે ગુણવિજયજી આપેલ છે ખરી રીતે મૂળ પ્રાકૃત માગધી ભાષામાં છે અને તે પૂર્વાચાર્યોએ કરેલ પ્રાચીન કૃતિ છે, અને તે પર ટીકા સંવત ૧૬૪૭ ના વર્ષમાં ખરતર ગચ્છીય શ્રી જિનચંદ્ર સૂરિના રાજ્યમાં થયેલ શ્રી ગુણવિનય નામે આચાર્યે કરેલ છે. આ ગુણવિનયસૂરિ જયસોમ સૂરના શિષ્ય હતા એમણે દમયંતિ કથાની ટીકા સં. ૧૬૪૬ માં રચી, અને વિચાર રત્નસંગ્રહ સં. ૧૬૫૭ માં રચ્યો એટલે એજ સમય લગભગમાં આ વૃત્તિ રચી હોવી જોઇએ. આ ગ્રંથ ભાવાર્થ અને બાળબોધ સહીત મોટા આકારમાં મૂળ સાથે સદ્ધાનક રા. શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે કરી છપાવેલ હતો, અને તેનીબીજી આવૃત્તિ સં. ૧૯૬૧ માં બહાર પડી હતી. આ પરથી મૂળનું ભાષાંતરજ આમાં આપેલ છે.

મૂળ શ્લોક ૧૦૪ છે. આ પરથી જણાશે કે, આ ભાષાંતર નવું નથી, પણ વાંચવા જેવું છે, બીજો ગ્રંથ નામે આત્મનિરીક્ષણ એક થીઓસોફીસ્ટ સુંદર લેખનો અનુવાદ છે. આ લેખ અવશ્ય દરેક જને વિચારી તે પ્રમાણે આચરવા યોગ્ય છે ભજનની ધુનમાં ૧૩ કાવ્યો આપેલ છે. કેશવકૃતિ તાનસેન ( નાનસેન નહિ ), કબીર, વગેરેનાં જૈનેતરનાં છે અને તે સિવાય મેસર્સ લાલન, શિવજી, અને મુનિશ્રી બુદ્ધિસાગરનાં જૈન કાવ્યો છે. આ સર્વને ભજનનું રૂઢિક નામ આપવું યોગ્ય નથી, એટલું જ નહિ પરંતુ કેટલાંક કાવ્યની નીચે કર્તાનું નામ આપવાની સાથે તેમને અતિશયદર્શક મહાનુભાવ, પંડિત શ્રીયુત ભક્તરાજ આદિ વિશેષણો લગાડવા એ વર્તમાન શિષ્ટ પ્રણાલીને સંગત હોય એમ જણાતું નથી. કિંમત બે આના વધુ પડતી છે.

| | |
|---|---|
| ૪. **પરમાત્માને પગલે.** પૃ. ૫૬ લેખક રા. લાલન | પ્રકાશક મેઘજી હીરજી કં. મુંબઇ ડા. જ્યુ. પ્રેસ-અમદાવાદ. દરેકની કિં. ૨ આના. |
| ૫. **નીતિસૂત્રમાળા.** અનુવાદ. દ્વિવેદિયા. | |

'પરમાત્માને પગલે' એ લેખ ઘણા વિચારને અંતે પ્રાપ્ત થયેલ છે. તેમાં રા. લાલનની વિચારશક્તિ ઠીક દેખાવ આપે છે. આમાં પ્રથમ આત્માની ત્રિપુટી ( બાહ્યાત્મા, અંતરાત્મા, પરમાત્મા ) પ્રસ્તાવનારૂપે સમજાવી શ્રી મહાવીર પરમાત્માનું ચરિત્ર હાથ ધરી તેમાં લેવાનો બોધ ઘણો અસરકારક રીતે સમજાવ્યો છે. તેમાં એક જ નામે માતૃભક્તિનો પરમ ગુણ લઈ તે પરથી નીકળતા બીજા ગુણો સમજાવ્યા છે. આવી રીતે મહાવીર પ્રભુના બીજા ગુણો એમના ચરીત્રમાંથી લઇ જુદા જુદા લેખો પ્રગટ કરવામાં આવશે તો સમાજ પર ઘણો ઉપકાર થશે. આ ગ્રંથનો વિસ્તાર જેમ વધે તેમ સારૂં, એમ વિચારાય છે. આનું પ્રથમ પ્રકટ થવું સ્યા૦ સામાયિકસૂત્રની સાથે થયું હતું. વિશેષમાં પૃ. ૪૬ ની ફુટ નોટમાં '**માતૃરત્ન મદાલસા**' એટલે શું તે, તથા તેની ચાલુ નોટમાં પૃ. ૪૭ માં '**તું આવી મદાલશાના પેટે જન્મજે**' એટલે શું તે સમજી શકાતું નથી.

**નીતિસૂત્રમાળા**—એ મૂળ સ્થાનકવાસી કોમમાં એક યુવાન ગ્રેજ્યુએટ નામે મી. મણિલાલ હા૦ ઉદાણી એમ. એ. એલ્. એલ. બી. કૃત **A Garland of Moral Precepts** નામે અંગ્રેજીમાં છે, તેનું આ ભાષાંતર છે. મૂળમાં સુભાષિતોનો અન્ય ગ્રંથોમાંથી સારો સંગ્રહ કરવામાં આવ્યો છે. ભાષાંતર પણ અનુરૂપ છે.

| | | | |
|---|---|---|---|
| ૬-૧૪ યોનિસ્તવ. | પૃ. ૪. | મૂળ ધર્મઘોષસૂરિકૃત. | નિર્ણયસાગર પ્રેસ પ્રકાશક આત્માનંદ સભા ભાવનગર. |
| ક્ષુલ્લકભવાવલિ | પૃ. ૧૦ | ,, ધર્મશેખરગણિકૃત. | |
| લોકનાલદ્વાત્રિંશિકા | પૃ. ૧૪ | ,, ધર્મઘોષસૂરિકૃત. | |
| સિદ્ધદંડિકાસ્તવ | પૃ. ૮ | ,, દેવેંદ્રસૂરિપાદકૃત. | |
| ભાવપ્રકરણ | પૃ. ૨૦ | ,, વિમલવિજયગણિકૃત. | |
| કાયસ્થિતિ | પૃ. ૨૦ | ,, કુલમંડનસૂરિકૃત. | |
| દેહસ્થિતિસ્તવ | પૃ. ૬ | ,, ધર્મઘોષસૂરિ ,, | |
| લઘ્વલ્પબહુત્વ | પૃ. ૩ | ,, | |
| કાલ સપ્તતિકા | પૃ. ૧૬ | ધર્મઘોષસૂરિપાદકૃત. | |

આ આઠ ઉપપ્રકરણો ઘણાં ઉપયોગી અને કર્મ ગ્રંથના અભ્યાસમાં પ્રબલ સહાયભૂત છે. અને તે પ્રગટ કરી આત્માનંદ સભાએ જૈનધર્મસાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે તે માટે તેને અમે ધન્યવાદ અર્પીશું. આવાં છૂટક છૂટક પ્રકરણો સેંકડો છે તો તે દરેક જેમ બને તેમ છપાવી પ્રગટ કરવા આ સભાને અમે વિનવિશું. આમાં જે જે ગૃહસ્થોએ આર્થિક સહાય આપી છે તેને ઉપકાર ઘટે છે. વળી મુનિશ્રી ચતુરવિજયે ટુંકી સંસ્કૃત પ્રસ્તાવના દરેકને પ્રારંભે આપી પોતાની વિદ્વત્તા અને સહાનુભૂતિ દર્શાવી છે તે માટે તેના પણ ઉપકારતળે સભા તેમજ જૈનસમાજ છે. બીજાં નવિન પ્રકરણોનો રિવ્યુ હવે પછી.

૧૫. <u>વીતરાગ સ્તોત્રમ્</u>—(અનુવાદક મુનિશ્રી કર્પૂરવિજયજી. પ્રસિદ્ધ કર્તા જૈન શ્રેયસ્કર મંડળ મેસાણા. કિંમત લખી નથી.) મૂળ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કૃત છે તે આપવાની સાથે તેનું ભાષાંતર આપવામાં આવ્યું છે, તે યોગ્ય કર્યું છે. આમાં વીશ પ્રકાશ છે અને એકેક પ્રકાશ સમજવા માટે માત્ર ભાષાંતર યોગ્ય ન ગણાય. ભાષાંતર સાથે જે ટુંક વિવેચન આમાં અપાયેલ છે તે વિષયને બહુ સ્ફુટ કરી શકતું નથી તો સવિનય જણાવવાનું કે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે મૂળ અવચૂરિ અને ટીકા સાથે શેઠ દેવચંદ લાલભાઇ તરફથી પ્રસિદ્ધ થયેલ ગ્રંથની આમાં પૂરેપુરી સહાય લેવામાં આવી હત અને ટીકાના ભાષાંતર ઉપરાંત તે પર પણ વિવેચન કરી પ્રકાશ નાંખ્યો હત તો આ ગ્રંથ ઘણો ઉપયોગી થાત. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના શ્લોકોમાં એટલું બધું મહત્ત્વ અને સૂત્રબદ્ધત્વ છે કે તેમના રચેલા ૩૨ શ્લોકપર તો સ્યાદ્વાદ મંજરી એવો ગહન ગ્રંથ શ્રીમલ્લિષેણસૂરિએ કર્યો છે, તો આ મૂળ શ્લોક સમજાવવા માટે પણ તેવા ગ્રંથની જરૂર છે. એકંદરે આટલું ભાષાંતર પણ ઘણું ઉપયોગી છે, અને મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજી પૂર્વ મહાત્માઓની કૃતિઓને ગુજરાતી ભાષામાં સમજાવવાનો જે અથાગ પ્રયાસ કરતા રહે છે તે માટે ધન્યવાદ ઘટે છે, અને પ્રસિદ્ધકારને પણ પ્રસિદ્ધ કરવા માટે શાબાશી ઘટે છે.

૧૬. <u>દેવસીરાઇ પ્રતિક્રમણ સૂત્રમ્</u>—(પ્રગટ કર્તા જૈન શ્રેયસ્કર મંડળ મેસાણા કીંમત લખી નથી.) પ્રતિક્રમણ સૂત્રની ઘણી નકલો થઈ ચુકી છે. ઘણી પ્રતો છપાઇ છે, પરંતુ જેવી જોઇએ તેવી થઈ નથી અને પાઠશાળાઓમાં ચલાવવા માટે જે જે સામગ્રીઓ પૂરી પાડવી જોઇએ તે તે સર્વ સામગ્રીઓ એક પણ પ્રતમાં માલુમ પડતી નથી. અને તેથી એવું પ્રતિક્રમણ સૂત્ર બહાર પાડવાની જરૂર છે કે જેમાં પ્રતિક્રમણનો ઉદ્દેશ હાલમાં ચાલતી પ્રતિક્રમણ વિધિમાં રહેલા દોષો, તે નિવારવાનો ઉપાય, તેમાં આપેલ દરેક સૂત્રના હેતુ, તે સૂત્રમાં રહેલ રહસ્ય એ સૂત્ર પછી બીજું સૂત્ર જે ક્રમમાં મૂકેલ છે તે ક્રમનો હેતુ વગેરે સર્વ બાબતો સમાઇ જાય. પ્રતિક્રમણ સંબંધી વિધવિધ લેખો માસિકપત્રોમાં દેખાવ દે છે કે જેમાં કેટલુંક આવું આવું સમજાવવામાં આવ્યું છે, તેની સહાય પણ તે માટે લેવાની જરૂર છે. વળી આ સૂત્ર હમેશનું આવશ્યક કાર્ય હોવાથી, તેમ જ આ સૂત્ર શેઠ અમરચંદ તલકચંદ અને બાઇ રતન જૈન ધાર્મિક પરીક્ષાઓમાં નિર્ણય થયેલ હોવાથી ઘણા સુરેખ, સુસ્પષ્ટ અને વિસ્તારપૂર્વક પ્રતિક્રમણ સૂત્ર રચાઈ બહાર પાડવાની જરૂર છે. આ અવલોકનાર્થે

પ્રાપ્ત થયેલ પુસ્તક હમેશની ધાટી પ્રમાણે છપાયેલ છે, તેથી ઘણાઓમાં એકના વધારા તરીકે આ પુસ્તકને આવકાર આપીએ છીએ. આમાં નોંધવા યોગ્ય જે બીના છે તે દરેક સૂત્રને ગુજરાતી મોટા ટાઇપમાં મૂકવાની, છુટા શબ્દોના અર્થ, પ્રસ્તાવનામાં પ્રતિક્રમણના સામાન્ય હેતુઓ અને છેવટે પ્રતિક્રમણ સંબંધી ઉપયોગી વિષયો અને દ્રવ્ય આવશ્યકપર શાસ્ત્રનાં દ્રષ્ટાંતો આપવાની છે. અમે પ્રસ્તાવનાનાં નીચેનાં વાક્યો મનનીય હોવાથી નીચે મૂકીએ છીએઃ—

"શાળાઓની અંદર ઘણે ભાગે મૂળ પ્રતિક્રમણ મુખપાઠે શીખવવામાં આવે છે. એ તો ખરૂં છે કે દરેક ક્રિયા સમજીને તથા તેના હેતુ લક્ષ્યમાં રાખીને સાધ્ય દ્રષ્ટિપૂર્વક કરવામાં આવે તો તે અપૂર્વ ફળદાયી થાય છે. અન્યથા ધ્યાન રાખ્યા વિના ફેંકેલું તીર જેમ યોગ્ય વસ્તુને વિંધ્યા વિના જ્યાં ત્યાં પડે છે, તેમ ભાવે કરીને શૂન્ય ક્રિયાઓ અલ્પ ફળની આપવાવાળી થાય છે. તેથી પ્રતિક્રમણનાં સૂત્રોનો યથાર્થ અર્થ સમજવામાં આવે અને તે પ્રમાણે ક્રિયા કરતી વખત ઉપયોગ રાખવામાં આવે તો ઉત્તમ ભાવ ઉત્પન્ન થવાથી તે તદ્દહેતુ અથવા અમૃત ક્રિયા સાધ્યને પ્રાપ્ત કરી આપે એ નિસંશય છે."

## पहोंच.

નીચેનાં પુસ્તકો તથા માસિકપત્રો વિગેરેની પહોંચ ઘણા માન સાથે સ્વીકારીએ છીએ આનંદ કાવ્ય મહોદધિ ( મૌક્તિ. ૧. પ્રકાશક શ્રી દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ સંશોધક ઝવેરચંદ સાકરચંદ ઝવેરી. કિં ૧. આનો ) સુમનસંચય. સ્તબક ૧. સંગ્રહ કર્તા વિજ્ઞાનભિક્ષુક દોશી સાકરચંદ મોતીચંદ કસ્ટમ મુખ્ય ધુ. અંજાર કિં. ૧ કોરી. ) સૌભાગ્ય શિક્ષાબિંધ, સ્ત્રીઓનું ખાનગી વાંચન. ( કર્તા નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ. ) જૈનએસોસીએશન ઓફઇંડિયાનો સં. ૧૯૬૯ નો રિપોર્ટ, વગેરે.

આનંદ પુ. ૧૧ અં. ૨–૪, આત્માનંદ પ્રકાશ પુ. ૧૧ અં. ૫-૭, કેળવણી પુ. ૨૧ અં. ૫–૭, ગુજરાતશાળાપત્ર પુ. ૫૩ અં. ૧–૨ જૈનધર્મપ્રકાશ પુ. ૨૯ અં. ૯–૧૧ જૈનહિતેષિ પુ. ૯ અં. ૧૨ પુ. ૧૦ અં. ૧, જૈનહિતેચ્છુ પુ ૧૫ અં. ૧૨ પુ. ૧૬ અં. ૧-૨ Gain gazette the vol 11—12 દિગંબર જૈન પુ. ૭ એ. ૨–૫, પ્રેમબધુ પુ. ૬ અં. ૧–૨, પુષ્ટિ ભક્તિ સુધા પુ. ૪ અં. ૭ બુદ્ધિપ્રકાશ પુ. ૬૧ અં. ૧-૨, શ્રી ભક્ત પુ. ૧. અં. ૪-૫, महाज्योति पु. २ अं. ३; मर्यादा पु. ७ अं २-३, લાઘમેરી મીસેલેની પુ. ૨ અં. ૨, વસંત પુ ૧૨ અં. ૯–૧૧, વાર્તાવારિધિ પુ. ૫ અં. ૬–૧૦, વિવેચક પુ. ૨ અં. ૧–૨ વૈશ્યપત્રિકા પુ. ૧૦ અં. ૩-૬, વન્દે जिनवरम् पु. ५ अं. ८, સત્ય પુ. ૩ અં. ૭ ૮; સાહિત્ય પુ. ૨ અં. ૧-૨, સુન્દરી સુબોધ પુ. ૧૧ અં. ૩-૪, સુદર્શન પુ. ૨૮ અં. ૫, જ્ઞાનસુધા પુ. અં. ૯–૧૨ સિવાય–આર્યપ્રકાશ આર્યસુધારક, જૈન એડવોકેટ, જૈનશાસન, સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ પ્રકાશ. जैनमित्र, કોરોનેશન એડવર ટાઇઝર વિગેરે સાપ્તાહિક પાક્ષિક પત્રો પણ નિયમિત મળે છે.

# સ્ત્રી વાંચન વિભાગ.

સંપાદિકા–નિર્મળા બ્હેન.

## ૧. પ્રસ્તાવ રૂપે બોધ.

આ વિશાળ દુનીઆમાં કોઈ ચીજ નકામી નથી, તો શું **સ્ત્રી** નકામી હોઇ શકે ? દરેક દેશના ડાહ્યા માણસોએ સ્ત્રીને પુરૂષનું 'અડધું અંગ' કહેલું છે અને અભણ પુરૂષો પણ સ્ત્રીને 'ઘર' માને છે, પુરૂષનું 'ઘર' અને પુરૂષનું 'અડધું અંગ' શું નકામા કે ઓછી કિંમતના પદાર્થ તરીકે ગણી શકાય ?

પરન્તુ જે ઘરમાં કચરો જ ભર્યો હોય અને જે અંગ સડેલું કે લકવાથી રહી ગયેલું હોય એવું ઘર અને એવું અંગ નકામું ગણાય તો કાંઈ નવાઇ નહિ.

ખરેખર સ્ત્રી એ પુરૂષનું 'ઘર' છે–કહો કે ઘરનો શણગાર છે અથવા ઘરની 'દેવી' છે. પુરૂષમાં જે કોમળ ગુણોની ખોટ છે તે ખોટ પૂરનાર સ્ત્રી છે, માટે સ્ત્રી એ પુરૂષનું અડધું અંગ છે. ઉંડો વિચાર કરીએ તો ઘરનું, કુટુંબનું, નાતનું, દેશનું–બધાનું સુખ તથા નીતિ તથા સુધારો તથા શાંતિ તથા તનદુરસ્તી એ સર્વનો આધાર ઘણે ભાગે સ્ત્રી ઉપર જ છે.

એટલા માટે સ્ત્રી જાતિને તેમના ખાસ ધર્મ સમજાવવાની ઘણી જરૂર છે. અને એ કારણથી આ માસિકમાં સ્ત્રી જાતિને ઉપયોગી વાંચન વખતો વખત આપવાનો ઠરાવ કર્યો છે.

બ્હેનો ! તમે ૮–૧૦ વર્ષની ઉમરની નાની બાળકી હો, અથવા પરણવાની તૈયારી કરતી કન્યા હો, અથવા માતા હો અથવા કુટુંબમાં ઉપરીપણું ભોગવતા દાદી હો,–ગમે તે સ્થિતિમાં હો–પણ એ દરેક સ્થિતિમાં તમારે તમારા હમણાંના અને ભવિષ્યના ધર્મો જાણી લેવા જોઇએ છે. અજ્ઞાનપણું એ સૌથી મોટું દુઃખ છે. રોગ, ગરીબાઇ, કજીઆ ટંટા એ સર્વ ઘણે ભાગે અજ્ઞાનપણામાંથી જ નીપજે છે; માટે રોગ અને ગરીબાઇ કરતાં પણ અજ્ઞાનપણું વધારે નુકસાનકારક છે. તમારામાંની નાનામાં નાની કન્યાને પણ અજ્ઞાન રહેવું પાલવે નહિ; કારણ કે તે કાંઇ હમેશ કન્યા રહેવાની નથી. પુરૂષ તો હજીએ કુંવારો રહી શકે, પણ કન્યાને તો તેનાં માબાપ બે વરસ વહેલી મોડી પણ પરણાવ્યા વગર નથી જ રહેવાના. ત્યારે પછી જે કન્યા પરણવાનો અર્થ ન જાણતી હોય, જે કન્યા વર અને સાસુસસરા સાથે કેમ ચાલવું તે ન જાણતી હોય, જે કન્યા બાળબચ્ચાંને કેમ જાળવવાં તે ન સમજતી હોય, જે કન્યા દુનીઆના તરેહવાર ઢંગથી છેક જ અજાણી હોય, કહો બ્હેનો તેવી કન્યા પાછળથી ગભરાય કે નહિ ? દુઃખી થાય કે નહિ ? અને દુઃખી માણસ બીજાને સુખી શું કરી શકે ?

એટલા માટે બ્હેનો ! તમે આ માસિકનો સ્ત્રી-વાંચન વિભાગ દર મહિને કાળજીથી વાંચજો. એમાંથી દરેક કન્યા, દરેક વહુ, દરેક માતા અને દરેક વિધવાને કંઇ નહિને કાંઈક તો ખાસ ઉપયોગી જ્ઞાન જરૂર મળશે. દુઃખી બ્હેનોને આમાંથી દીલાસો મળી રહેશે; સુખી બ્હેનોને અનુભવ મળશે અને એ અનુભવથી પોતાના સગાં વ્હાલાં ને સુખી કરતાં આવડશે.

બ્હેનો ! તમે ઝાઝું ભણ્યાં ન હો તેટલા કારણથી નાઉમેદ થશો નહિ. તમારે માટે તો આ લખાણો ઘણીજ સાદી સ્હેલી ભાષામાં લખવાનો વિચાર રાખ્યો છે. જેમ બનશે તેમ સ્હેલા શબ્દો અને આડંબર વગરની ભાષા વડે અને ટુંકાણમાં વધારે જ્ઞાન મળે એવા લેખો આ પત્રમાં આપવા ધાર્યું છે. તમે એનો લાભ લેવામાં આળસ કરશો નહિ. તમારી બ્હેનપણીઓ, બ્હેનો, પુત્રીઓ, માતાઓ અને પડોસણોને એ વંચાવશો તો તમે એમની મોટી સેવા બજાવી ગણાશે. વળી તમારા પોતાના અનુભવો તમે આ માસિકમાં લખી મોકલશો તો તેથી પણ તમારી બીજી ઘણી બ્હેનોને મોટો લાભ થશે. અરસપરસ વિચારો અને અનુભવોની આપ-લે કરવાથી દુનીઆને ઘણો ફાયદો થાય છે.

પ્રિય બ્હેનો ! તમને દેહરાં, અપાસરા, સાધુજી, સાધ્વીજી, શાસ્ત્ર બહુ પ્યારાં લાગે છે; ટુંકામાં તમને ધર્મ ઉપર બહુ પ્રેમ છે. હા. તમને તે છતાં એમાંથી જોઇએ તેવો લાભ મળતો નથી, એનું કારણ શું ? દેહેરાં, અપાસરા, સાધુ, શાસ્ત્રની ભક્તિ અને ઉપાસના દરરોજ કરવા છતા તમારામાં મોટા સદ્દગુણો ખીલવા પામ્યા નથી, અને જે શાન્તિ માટે રાત દિવસ ઝંખના કરો છો તેનું શું કારણ ? એ કારણ શોધો, તમારા પોતાના અંતઃકરણને તેનું કારણ પૂછો. ખરેખર જેઓ અંતઃકરણને ભોમીઓ બનાવે છે તેને સઘળા ખુલાસા મળી રહે છે. પૂછો ત્યારે તે અંતઃકરણને; પૂછો કે દેહેરાં-અપાસરા શા માટે છે અને ત્યાં જઇને શું જોવા-શિખવાનું છે એ બાબત વિચાર કરવાની કાંઈ તસ્દી તેણે લીધી હતી? પૂછો કે સાધુ સાધ્વીના શુદ્ધ આચાર અને તેમની પાસેથી મેળવવાના જ્ઞાન સંબંધી કાંઈ વિચાર કદી કર્યો હતો ? પૂછો કે શાસ્ત્રોના શબ્દો બોલતી કે સાંભળતી વખતે તે શબ્દોમાં છૂપાયલા 'ભાવ'-આશય-ભેદ-રહસ્ય વિચારવાની દરકાર કદી કરી હતી ? ત્યારે હવે તમારા પ્રશ્નનો ખુલાસો ખુલ્લો છે કે, તમને ધર્મ વ્હાલો છે ખરો પણ ધર્મ પર વ્હાલ કેવી રીતે કરવું તે તમે જાણતાં નથી. આવો, આ માસિકનો સ્ત્રી વાંચન વિભાગ દર મહીને વાંચતા રહો, અને તમને તે રીત સંબંધી કાંઇ નહિ ને કાંઈક જાણવાનું જરૂર મળશે; તમારા મગજને અને તમારાં અંતઃકરણને ઘણો ખોરાક તેમાંથી મળશે. તેથી તમારૂં બહારનું અને અંદરનું જીવન સુધરવા પામશે અને તમારાં જીવનમાં એક જાતનો નવો જુસ્સો, ઉત્સાહ, આનંદ, ઉપયોગિતા આવવા પામશે. તમારા વિચારો વિકાસ પામવાથી તમને જીવન નકામું કે બોજારૂપ નહિ પણ અર્થવાળું અને કર્તવ્યરૂપ લાગશે. અને ખરેખર જ્ઞાન-ખરૂં જ્ઞાન એ એકજ એવી વસ્તુ છે કે જે જીવનને અર્થવાળું અને કર્તવ્ય રૂપ બનાવી શકે છે.

જે વખતે દુનીઆ કેળવાયલી નહોતી, જે વખતે લોકો જુગલીઆ જેવા ભોળા ભદ્રિક અને અજ્ઞાન હતા તેવા વખતમાં પણ શ્રીઋષભદેવ તીર્થંકરે બ્રાહ્મી અને સુંદરીને ઘણું જ્ઞાન આપ્યું હતું, જે જ્ઞાન વડે તેઓ સ્ત્રી કેળવણીની માતા તરીકે ગણાવા પામી છે. ત્યાર પછી એક જમાનામાં અને દરેક દેશમાં અનેક સ્ત્રીઓ જ્ઞાન મેળવતી ગઈ છે અને

કેટલીક સ્ત્રીઓએ તો પુરૂષો કરતાં પણ વધારે સારી નામના કરી છે. પરન્તુ, નામના કરો કે ન કરો. એટલું તો ખરૂં જ છે કે ઓછામાં ઓછી બુદ્ધિવાળી સ્ત્રી પણ જરૂર જેટલું જ્ઞાન તો મેળવી શકે તેમ છે અને તે જ્ઞાન વડે પોતાનું શરીર, પોતાના પતિ અને પુત્ર પુત્રીઓ તથા પોતાના પડોશને ઘણો લાભ અને આનંદ આપી શકે, તથા પોતાના અમર આત્માનું હિત પણ સાધી શકે.

એટલા માટે બ્હેનો! તમને મળેલા મનુષ્ય જન્મનું ટુંકું આયુષ્ય યાદ કરીને દરેકે દરેક પળનો સારો ઉપયોગ કરવા તરફ લક્ષ આપો અને જ્ઞાન મેળવવાના જેટલા પ્રસંગ મળે તેટલાનો પુરેપુરો લાભ લેવાની ચીવટ રાખો. જ્ઞાન કાંઇ માત્ર પુસ્તકોમાંથીજ મળે છે એમ નથી. સજ્જનોએ લખેલાં પુસ્તકો અને ઉત્તમ માસિકો ઉપરાંત દેહેરાં, અપાસરા અને સભાઓમાંથી પણ જ્ઞાન મળી શકે છે ( પણ તે લેતાં આવડવું જોઇએ ) અને સારાં નરસા જે જે સ્ત્રી પુરૂષોના સહવાસમાં આવવાનું બને તેમના ગુણ–દોષ ઉપર મોઢેથી ટીકા ન કરતાં પોતાના મનમાં તે ગુણદોષનું શોધન કરવાથી ઘણું જાણપણું વધે છે, એટલુંજ નહિ પણ આપણા ઉપર આવી પડતાં દુઃખોમાંથી પણ (જો આપણને દુઃખનું શાસ્ત્ર વાંચતાં આવડતું હોય તો ) ઘણું જ્ઞાન મળી શકે છે-કહો કે જ્ઞાન કરતાં પણ કિંમતી એવું અનુભવ જ્ઞાન મળી શકે છે. માટે જ વિદ્વાનોએ આ દુનીઆને એક નિરંતર ચાલતી નિશાળ કહી છે, કે જે નિશાળમાં દરેક પળે આપણી સમક્ષ એક નહિ ને એક પાઠ રજુ કરવામાં આવે છે, પરન્તુ તે પાઠ સમજવા, શિખવા, યાદ રાખવા અને બીજે પ્રસંગે કામમાં લેવા એ કામ આપણું પોતાનું છે. બચપણ એ નિશાળની એક ક્લાસ છે, જુવાની એ બીજી ક્લાસ છે, માતાની સ્થિતિ તથા વૃદ્ધાવસ્થા જૂદી જૂદી ક્લાસોજ છે. સગાં સંબંધીઓ, મિત્રો અને દુસ્મનો, સુખો અને સંકટો, હાસ્ય અને આંસુ એ સર્વ આ નિશાળમાં ભણવાનાં પુસ્તકો છે. તે પુસ્તકો શું શિખવવા માટે મુકાયાં છે તે વિચારવા તમે દરકાર નહિ કરો તો પુસ્તકોને નુકસાન કાંઇજ નથી, નુકસાન બધું તમનેજ છે. જે વિદ્યાર્થી પુસ્તકને જોઇને રડે છે કે હસે છે તે ભણી શકતો નથી અને પછી ભીખ માગે છે; જે સ્ત્રી કે પુરૂષ ઉપર કહેલાં પુસ્તકો હાથમાં લઇ રડવામાં કે ખીખા કરવામાં વખત ગુમાવે છે તેમને સદા રડવાનુંજ નસીબમાં લખાયલું છે. ત્યારે બ્હેનો! સુખ દુઃખ અને શત્રુ મિત્ર એ સર્વને તમને જ્ઞાન આપવા માટે નિર્માંયલાં પુસ્તકો જ માનજો અને હસવા-રડવામાં વખત નહિ ગુમાવતાં એ સર્વમાંથી સાર અને અનુભવ ગ્રહણ કરવા ચીવટ રાખજો.

તમે એવાં સારગ્રાહી થશો તો તમારાં ભાઇભાંડુ અને પુત્ર પુત્રીઓને પણ એવાજ સારગ્રાહી, આનંદી, વિચારવાન અને પુષ્ટ બનાવી શકશો અને જો બધી બ્હેનો એવી રીતે પોતાના કુટુંબને સારગ્રાહી આનંદી, વિચારવાન અને પુષ્ટ બનાવે તો આખો દેશ અને આખી દુનીઆ સુખી-સ્વર્ગરૂપ બની શકે. કહો ત્યારે જગતને સ્વર્ગ બનાવી દેવું એ કામ પુરૂષની સત્તાનું નહિ પણ સ્ત્રીની સત્તાનું છે એ વાત ખરી કે નહિ? ત્યારે તમો બ્હેનો શું સ્વર્ગની દેવીઓ તરીકેના માનને લાયક ખરી કે નહિ? ત્યારે તમો બ્હેનો પુરૂષની ઉપકારિણી અને મદદ કરનારી ખરી કે નહિ? તમારૂં જીવન પગરખાંની કીંમતનું નહિ પણ અમૂલ્ય રત્નોથી વધારે કિંમતનું ખરૂં કે નહિ? પ્રિય બ્હેનો! શ્રી પરમાત્માને પ્રાર્થના કરો કે દરેક કન્યા, દરેક પત્ની, દરેક માતા એવા અમૂલ્ય રત્નો કરતાં વધુ કીંમત વાળી કે સ્વર્ગની દેવી તુલ્ય બને!

## ૨. સંપ.

(મનડું મોહ્યું રે મનમોહનજી—એ રાસડાનો રાગ)

સુણજો શિખામણ એક રે, મુજ બેનડીઓ;
રાખી ઘરમાં સુશીલ સ્વભાવ,
સંપ સજો પ્રેમથી, મુજ બેનડીઓ.
સુતરનો એક તાંતણો, તૂટી સહેલ જાય;
બહુ સાથે વણતાં થકાં, હાથી હેડ બંધાય.
બનીએ ન કર્કશા કંકાસથી, મુજ બેનડીઓ.
તેથી વાધે ચિત્તમાં પરિતાપ,
સંપ સજો પ્રેમથી, મુજ બેનડીઓ.
સંપ થકી લક્ષ્મી વધે, સંપે આવે પ્રેમ;
અમૃત વરસે મેઘલા, શાંતિ ને સુખ ક્ષેમ.
રહો સુદંપતિ પ્રમોદમાં, મુજ બેનડીઓ.
કરી ઘર કુટુંબ સુખવાસ,
સંપ સજો પ્રેમથી, મુજ બેનડીઓ.

મોહનલાલ દ. દેશાઇ.

## ૩. મનુષ્યનાં સામાન્ય કર્ત્તવ્યો.

૧ માણસનાં સામાન્ય કર્ત્તવ્યો શું છે? તેનો ધર્મ શું છે? તેને કરવાનાં કામોમા કઇ કઇ બાબતોની અગત્ય છે, અને પોતે કેવી રીતે વર્ત્તવું જોઇએ તેને માટે આ લખાણ લખવાનો ખાસ ઉદ્દેશ છે.

૨ માબાપના ઉપકારો બાળક ઉપર ઘણાજ થાય છે. જો કે તેનો બદલો તો એકે રીતે વાળી શકાય તેમ નથી; તોપણ બાળકોએ માબાપની આજ્ઞામાં રહેવું, માબાપની આજ્ઞા પાળવી, તેજ બાળકોનો ધર્મ છે. બાળક જન્મે છે, ત્યારે તેનામાં એકકે જાતની શક્તિ ખીલેલી હોતી નથી–તે છેક પરાધીનજ હોય છે,

ટગમગ પગ ટકતો નહિ, ખાઇ ન શકતો ખાજ;
ઉઠી ન શકતો આપથી, લેશ હતી નહિ લાજ.
એ અવસર આણી દયા, બાળકને માબાપ,
સુખ આપે દુઃખ વેઠીને, એ ઉપકાર અમાપ.

માટે બાળક ઉમર લાયક થતાં સુધી પરાધીનજ હોય છે. તેનામાં પોતાની મેળે સ્વતંત્રતાથી એક પણ કામ કરવાને શક્તિ હોતી નથી. તેનો બધો આધાર માબાપ ઉપર જ હોય છે; પણ જ્યારે ઉમ્મર લાયક થાય ત્યારે વિદ્યાભ્યાસ કરવા મંડવું જોઇએ.

૩ બાળકોએ ઉમ્મર લાયક થતાં વિદ્યાભ્યાસ કરવોજ જોઇએ. તે તેનું પ્રથમ કર્ત્તવ્ય

છે. વિદ્યાભ્યાસ કરતાં મહેતાજી અને માબાપની શીખામણ માનવી. જે બાળકો શિક્ષક ને માબાપના ખરા આગ્રહ છતાં ભણતાં નથી, નઠારી સોબત કરે છે, પોતાનો કાળ રમત ગમનમાં નકામો ગુમાવે છે, દુર્ગુણી થઇ દુરાચરણ શીખે છે, તે પોતાની પાછલી જીંદગીમાં દુ:ખી હાલતમાં આવી પડે છે. જ્યાં સુધી માબાપ કે વડીલો પાળનાર હોય છે, પૈસા કમાવા પડતા નથી, કોઈ પણ જાતની જંજાળ વળગી નથી, ઘરનો વ્યવહાર કેવી રીતે ચાલે છે તેની બીલકુલ ખબર નથી, ત્યાં સુધી તો અજ્ઞાનાવસ્થામાં મોજ મજાહમાં દિવસો જાય છે. પણ તે બધું જ્યારે એકીસાથે માથે પડશે, ઘરનો વ્યવહાર ચલાવવો પડશે, આખા કુટુંબનું ભરણપોષણ કરવું પડશે, દુનિઆમાં પોતાની આબરૂ સાચવવાનો વખત આવશે, ત્યારે જો મોજમજાહમાં ને દુરાચરણી થઈને પોતાનો વખત ફોકટ ગુમાવ્યો હશે અને વિદ્યાભ્યાસ નહિ કરેલ હોય કે કોઈ જાતનો ધંધો સારી રીતે શીખેલ નહિ હોય તો ત્યારે કેવી સ્થિતિ થશે? તથા પોતાના ગયેલા દિવસો સંભારીને કેટલું દુઃખ થશે? તેનો વિચાર કરવો. માટે દરેક સ્ત્રી અને પુરૂષોને વિદ્યાભ્યાસની ખાસ જરૂર છે.

૪. માણસ માત્રે જેમ બને તેમ દુર્ગુણનો ત્યાગ કરી સદ્‌ગુણનો સંગ્રહ કરવો જોઇએ. કારણકે સદ્‌ગુણએ પોતાનો વ્યવહાર ચલાવવામાં ઉપયોગી થઈ પડે છે. સદ્‌ગુણ માણસ માત્રનું ખરૂં ભૂષણ છે. માટે સદ્‌ગુણ પ્રાપ્ત કરવાને દુર્ગુણથી તો દુરજ રહેવું. દુર્ગુણ એ એ ઉભય લોકમાં હાનિકર્તા છે. અંતે સદ્‌ગુણ એ ઉભય લોકમાં સુખકર્તા છે. માટે સદ્‌ગુણીજ થવા યત્ન કરવો.

૫ વખતને કીંમતી ગણી તેનો સારો લાભ લઇ લેવો. વ્યર્થ નિંદ તેમજ નઠારાં કાર્યમાં વખતને વૃથા ગુમાવી નાખવો નહિ. પણ બને તેટલાં સારાં કાર્યોમાં વખત પસાર કરવો. જે વખત જાય છે તેની દરેકે દરેક પળ કીંમતી ગણવી. કારણકે જે અમૂલ્ય વખત જાય છે તે પછીથી મળતો નથી.

કદી પૂરવ પુન્યથી, સકળ સંપદા પાવે,
પણ સમય સમજજો, ગયો ફરી નહિ આવે.

જો પૂર્વનાં પુન્ય હોવતો, રિદ્ધિ સિદ્ધિ, કુટુંબમ પરિવાર, માબાપ, ભાઇ બહેન, સ્ત્રી મિત્ર પુત્ર પુત્રી વગેરે મળે છે. પણ જે વખત જાય છે તે તો અમૂલ્યજ છે. કારણ કે ગમે તેટલા પૈસા આપીએ તો પણ ગયો સમય પાછો મળતો નથી. માટે જે વખત આવ્યો છે તે જવાનો છે. ને પાછો મળવાનો નથી–એવો વિચાર કરીને શુભ કાર્યો કરી લેવાં ઉત્તમ ને શ્રેયસ્કર છે.

૬ ઘર એ પણ એક નાનું સરખું રાજ્ય છે. રાજ્ય ચલાવવાને માટે જેટલી કળા કૌશલ્યની જરૂર પડે છે, તેટલી ગૃહરૂપી રાજ્ય ચલાવવાને માટે આવકની જરૂર પડે છે. માટે દરેક માણસે પોતાને યોગ્ય ધંધો શીખવો જોઇએજ; કારણકે તે વિના પોતાનો વ્યવહાર ચાલી શકતો નથી. તેમજ વખત પસાર કરવા માટે કંઇક આવકની પણ જરૂર છે. કે જેથી નવરાં બેઠાં નખોદ વાળવાનો વખત આવે નહિ. માટે સર્વે માણસોને ધંધો શીખવાની કે આવકત સંપાદન કરવાની ખાસ અગત્ય છે.

૭ જેમ ઉમર લાયક જતાં જાયએ તેમ ઉદ્યોગી પણ થવું જોઇએ. જુવાનીનો સમય

ખરો ઉપયોગી છે; કારણ કે જે કાર્ય કરવું હોય તે યુવાવસ્થામાંજ થઇ શકે છે. વૃદ્ધાવસ્થા ને બાલ્યાવસ્થા સરખીજ છે. કારણ કે બાળક જેમ પરાધીન હોય છે, તેમજ વૃદ્ધ પણ પરાધીનજ હોય છે. માણસ ઉમર લાયક થતાંજ તેને પોતાનું અને કુટુંબનું પોષણ કરવાનું માથે આવે છે, તેમજ સગાં સંબંધી જનોમાં અને દેશ પરદેશમાં આબરૂ વધારી વ્યવહાર ચલાવવાનો ભાર પણ માથે આવી પડે છે. માટે તે ભાર ઉપાડવાને લાયક થતાં પહેલાંની મહેનત સારી હોય તેમજ પોતે ઉદ્યોગી હોય તોજ આબરૂ સહિત યોગ્ય વ્યવહાર ચલાવી શકે, માટે ઉદ્યોગી થવા સર્વે મનુષ્યોએ લક્ષમાં રાખવું જોઇએ.

૮ તેમજ વિવેકી થવાની પણ તેટલીજ જરૂર છે. ઉદ્યોગ કે દરેક કાર્યમાં વિવેકની જરૂર પડે છે. વિવેક વિનાનું કર્તવ્ય શોભતું નથી. વિવેકશૂન્ય માણસો પશુઓ જેવાંજ છે. માટે માણસ માત્રમાં વિવેકતો અવશ્ય જોઇએજ.

# कोन्फरन्स मिशन.

## १ सुकृत भंडार फंड.

(સંવત ૧૯૭૦ ના પોસ સુદ ૫ થી ફાગણ સુદ ૩, તા. ૧-૧-૧૪ થી ૨૮-૨-૧૪)
વસુલ આવ્યા રૂ. ૨૨૯-૧૦-૦ —ગયા માસ આખરની બાકી રૂ. ૪૯૧-૧૦-૦

**(૧) ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ**—ઉ. ગુજરાત.
સંખલપુર ૩, અંબાલા ૧, મંડાલી ૩ાા, ઇટોદા ૧ાાા, કુકરાણા ૬ા, વાઘેલ પાાા, દેનમાલ ૨ાા, કુવારદ ૭, ધનોરા ૪ાાા, ફુવડ ૯ા, દાંતીસણા ૭ાા, પાડલા ૬ાાા, ખેંભેરા ૨ાા, રણેદ ૪, સંખેશ્વર ૩ાાા, સુજપુર ૧૧, લોલાડા ૩ાા, કુંવર પા=. કુલ રૂ. ૮૯-૬-૦

**(૨) ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ**—મારવાડ તથા પાલણપુર ઇલાકો.
હડાદ ૧૪, લાંબડીઆ ૦ા, મોડા પા, આગીઆ ૧ાા ધાણેરાવ ૧, સાદડી ૧, દેવરલી ૪, ઓડ પાાા, દેલદર ૪ા, ભારજા ૧૫, ભીમાણા ૩ા, વારેરા ૯, શાંતપુર ૪, ખરેડી પાા, વાસડા ૪ાાા, આવલ ૬ા, ડાભેલા ૩, ડીસાતર સરોતર ૨.
કુલ રૂ. ૯૧-૧૨-૦

**(૩) ઉપદેશક મી. અમૃતલાલ વાડીલાલ**—દક્ષિણ.
પેઠ ૩, નેરલા ૧૦, રહીમતપુર ૨૪ાા, રેટરા હર્ણાક્ષ ૧૧. કુલ રૂ. ૪૮-૮-૦

એકંદર કુલ રૂ. ૭૨૧-૪-૦

# ૨ ઉપદેશકોનો પ્રવાસ.

( દરેક ગામના પત્રોમાંથી ટુંક સાર દાખલ કરવામાં આવે છે. )

**ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ.**

**ડોડીવાડા, સાંપાવાડા, મીઠીધારીયલ**—આ ત્રણે ગામોમાં જીવહિંસા ન કરવા સંબંધી ગામ લોકોને ભાષણો આપતાં ઘણા ઠાકરડાઓએ જીવહિંસા ન કરવા તેમજ માંસ ભક્ષણ ન કરવા બાધાઓ લીધી. ( નામ કોન્ફરન્સ ઓફીસમાં છે. )

**આરીઠા**—મુજપુરના શેઠ લહેરચંદ દેવચંદ તથા મુખી વગેરે સમક્ષ ગામ લોકોને ભાષણ આપતાં ઘણા જણે બીડી, હુક્કો ન પીવા નક્કી કર્યું. ઘણા બ્હેનોએ ફટાણાં ન ગાવા પ્રતિજ્ઞાઓ કરી, તેમજ, ત્રણ દિવસ બરાબર પાળવા. નૃપાળે અને તેની ખબર મળે તો તેનો પાંચ રૂપીઆ દંડ લેવાનું પાટીદારોએ નક્કી કર્યું. કોળી લોકોમાં લગ્ન પ્રસંગ હોવાથી બહારગામના આવેલા ઘણા કોળીઓએ જીવ ન મારવા તથા માંસ ભક્ષણ ન કરવા પ્રતિજ્ઞાઓ લીધી.

**વાયેલ**—અહીં પણ આરીઠાની માફક બધી બાબતો પાળવા ઘણા માણસોએ પ્રતિજ્ઞાઓ કરી. ભાષણથી લોકો ઉપર સારી અસર થઇ.

**કુંવારદ**—ગામ લોકોને એકત્ર કરી જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપતાં તમાકુનો ઉપયોગ ન કરવા તેમ ઘણા જણાએ દીકરીના પૈસા ન લેવા સોગન ખાધા તેમજ ભાષણની અસર સારી થતાં ઘણી જાતના કુરીવાજ દૂર કરવા જણાવ્યું.

**મુજપર**—અત્રે ઉપાશ્રયમાં ભાષણ આપતાં ઘણી જૈન બાઇઓએ ફટાણાં ન ગાવા તથા બંગડીઓ ન પહેરવા પ્રતિજ્ઞાઓ લીધી. ગામ લોકોને એકઠા કરી ભાષણો આપતાં ઢેઢ લોકોએ દારૂ ન પીવા સોગન ખાધા. મુસલમાન ભાઇઓને એકત્ર કરી જીવદયા વગેરે ઉપર બોલવાથી ઘણી સારી અસર થઇ હતી. કન્યાવિક્રય ન કરવા પ્રતિજ્ઞા થઈ હતી. કોન્ફરન્સ સંબંધી સારી અસર કરી હતી.

**ભોયણીજી**—વરસગાંઠના પ્રસંગ ઉપર જતાં જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપતાં અન્યદર્શનીનાં પર્વ ન પાળવી તેમજ બીડી હુક્કો વગેરે ન પીવા હજારો જૈન બંધુઓએ બાધા લીધી હતી. સ્ત્રીઓએ ફટાણાં ન ગાવા પ્રતિજ્ઞાઓ કરી હતી. બીજી ઘણી સારી રીતે અસર થવા પામી હતી. આ વખતે દશ હજારથી વધારે માણસો હતાં. કાઠિયાવાડના મોરબી તરફના બંધુઓ ભાષણો આપવા માટે આવવા કહેતા હતા.

**રણોદ**— આ ગામમાં મુસલમાનની વસ્તી હોવાથી તેઓના મિયાં સાહેબ વગેરે રૂબરૂ જીવ હિંસા તથા માંસ ભક્ષણ ન કરવા બાબત ખુલાસાથી કહેવામાં આવતાં સારી અસર થઇ છે.

**સંખેશ્વર**—આ ગામે બે વખત દેરાસરમાં અને બે વખત ગામ વચ્ચે ભાષણો આપતાં કન્યા વિક્રય નહીં કરવાની તથા બીડી તમાકુ ન પીવાની ઘણા માણસોએ બાધા કરી

તેમજ સ્ત્રીઓએ ફટાણાં ન ગાવાની બાધાઓ લીધી.

બોલેરા—આ ગામના મુખી પટેલ વગેરે રૂબરૂ ભાષણ આપતાં સ્ત્રીઓએ ત્રણ દિવસ બરાબર પાળવા ઘણા માણસોએ નક્કી કર્યું. તેમ તમાકુ ન પીવા પ્રતિજ્ઞાઓ થઇ. ફટાણાં ન ગાવાની કેટલીક બાધાઓ થઇ.

ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ.

પોસીના—સંપ, ફટાણાં ન ગાવાં, મૃત્યુ પાછળ ન રડવા કુટવા બાબત, તેમજ કેટલીક અગત્યની બાબત વિષે ભાષણો આપતાં નીચે મુજબ ઠરાવ કર્યા.

૧. મૃત્યુમાં કાણે જતાં કે આવતાં છાજીઆં કરવાં નહીં. ( છાતી કુટવી નહી. )
૨. પાંત્રીશ વર્ષની અંદરના મૃત્યુ પાછળ ૭ માસે સોગ કાઢી નાંખવો, ને બૈરાંને નવમે માસે ખૂણો છોડવો. તેથી મોટી ઉમરનાનો ત્રીજે માસે સોગ કાઢી નાખવો.
૩. મરણ પ્રસંગે શબ પછવાડે કુટતાં, પડતાં આખડતાં જવાનો રીવાજ બંધ કરવામાં આવ્યો.
૪. લગ્ન પ્રસંગે કે હોળીના તેહેવારોમાં ફટાણાં બીલકુલ ગાવાં નહીં.
૫. ચોમાસામાં ચાર લાવવા જંગલમાં જવું નહીં

ઉપર પ્રમાણે ઠરાવો પાળવા બરાબર બંદોબસ્ત કરવા નક્કી કરવામાં આવ્યું.

લાંબડીઆ—આ ગામે પણ ભાષણોની અસરથી પોસીનાના ઠરાવો મુજબ ઠરાવો કરી પાળવા નક્કી કર્યું.

ખેરોજ—ઠાકોરશ્રીનો પત્ર નીચે મુજબઃ—

મારી રૂબરૂ કેટલાક વિષયો ચરચાવતાં મી. પુંજાલાલે જીવ હિંસા તેમજ માંસ ભક્ષણની બાબતમાં સારૂં અસરકારક વિવેચન કરવાથી મને ઘણો જ સંતોષ થયો છે જેથી ખુશી થઇ જણાવુંછું કે મજકુર ગામે આજ દિનથી નવરાત્રીમાં ૯–૧૦ તથા શ્રાવણ માસ પૂરો અને ભાદરવામાં શુક્લ પક્ષમાં જૈન ( શ્વે૦ દી૦ )નાં પર્યુષણ પર્વ હોવાથી તે દિવસોમાં તેમ જ દરેક માસમાં અગીઆરશના દિવસે જીવ હિંસા તથા માંસ ભક્ષણ કરવા પ્રતિજ્ઞા લઇ આપને જાહેર કરૂં છું. આપના તરફથી આવાં ઉત્તમ કાર્ય કરવા મારી ભલામણ છે. તા. ૨૩–૧૨–૧૩. ગામ લોકોને એકત્ર કરી જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપતાં નીચે મુજબ ઠરાવો આપણા જૈન બંધુઓએ કર્યા છે.

૧ એક માસમાં દસ તિથિ—( બીજ, પાંચમ, આઠમ, અગીઆરશ, ચૌદશ ) કોઇએ ઘાસ કાપવા જવું નહીં. ૨ પાડાઓને ઉછેરી મોટા કરી વેચવા નહીં. હળ હાંકવા આપવા તેના કાંધીડાના પૈસા જીવ દયામાં વાપરવા. ૩ મરણ પછવાડેના ઠરાવમાં પોસીનાના ઠરાવ મુજબ ઠરાવ કર્યો છે. ૪ લગ્ન પ્રસંગે કે હોળીમાં ફટાણાં ગાવાં નહીં. ઉપરના ઠરાવો બરાબર પાળવા નક્કી કર્યું.

बीकरणी–मेवाड—कन्या विक्रय, कजोडां नुकसान कारक रीवाज, लग्न प्रसंगे के होलीमां बूरां गीतो, जीवदया वगेरे बाबतो उपर घणी सारी रीते भाषणो आपवामां आवतां नीचे मुजब ठरावो थया.

१ लग्न प्रसंगे के होळीमां बूरा गीतो गावां नहीं. २ दश तिथ तेमज अठाईना दिवसोमां घास वगेरे कापवुं नहीं. ३ धर्म विरुद्धना कुरीवाज बंध करवा. उपरना ठरावोनो पूरो हेवाल पंच महाजनना चोपडामां दाखल कर्योछे.

---

## ३ श्री जैनश्वेताम्बर कोन्फरन्स तरफथी अपाएल शेठ फकीरचंद प्रेमचंद स्कोलर शीपो, (इनामो.)

મર્હુમ શેઠ ફકીરચંદ પ્રેમચંદ તરફથી સને ૧૯૧૩ ની સાલમાં મેટ્રીકમાં પસાર થએલ જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક વિદ્યાર્થીઓ પૈકી એક **અમદાવાદના રહીશ મી. ચંદુલાલ ગીરધરલાલને** સંસ્કૃત વિષયમાં સૌથી વધારે માર્ક મેળવ્યા હોવાથી રૂ. ૪૦ ) ની સ્કોલર શીપ આપવામાં આવેલ છે, અને બીજી સ્કોલરશીપ રૂ. ૪૦ ) ની સુરતના વતની માટેની હોવાથી મી. **મણીલાલ રસીકદાસ કાપડીઆને** ઉંચા નંબરે પાસ થવાથી આપવામાં આવેલ છે. તે સર્વ જૈન બંધુઓને જાહેર કરવામાં આવે છે.

---

## ४श्री धार्मिक हिसाव तपासणीनुं खातुं.

( તપાસનાર-શેઠ ચુનીલાલ નહાનચંદ, ઓનરરી ઓડીટર શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ. )

**(૧) કાઠીઆવાડમાં હાલાર પ્રાંતમાં આવેલા જામનગર શહેર મધ્યે શ્રી ધર્મનાથજી મહારાજના દેરાસરને** લગતો રીપોર્ટઃ—

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી પ્રથમના વહીવટકર્તા શેઠ ઝવેરચંદ કુરજી હસ્તકનો સં. ૧૯૫૧ થી સં. ૧૯૬૮ ના આસો વદી ૩૦ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો. તે જોતાં પ્રથમ સદરહુ સંસ્થાનો વહીવટ ઘણો જ સારી રીતે ચલાવી સંસ્થાને ઘણી જ સારી સ્થિતિમાં લાવી મુકેલી દેખાય છે. પરંતુ પાછળનાં થોડાં વર્ષનો વહીવટ તપાસતાં કંઈક ગુંચવાડ ભરેલો અને તેમાં કેટલીક રકમો ઉપર અમારૂં ધ્યાન ખેંચાવાથી તેના લાગતાવળગતાઓનું તે ઉપર ધ્યાન ખેંચવા છતાં સંતોષપૂર્વક ખુલાસો નહિ મળવાથી તે ઉપર શેઠ ડોસાભાઈ કુરજીનું ધ્યાન ખેંચવાથી તેઓએ વચમાં પડી કેટલીક આચરો વેઠી સંતોષકારક ખુલાસો કરાવી આપ્યો તે માટે તેમને ( શેઠ ડોસાભાઈ કુરજીને ) પૂરેપૂરો ધન્યવાદ ઘટે છે.

સદરહુ સંસ્થાનો વહીવટ પ્રથમના વહીવટકર્તા પાસેથી સંવત ૧૯૬૯ ના પોષ શુદ ૨ થી શેઠ કસ્તુરચંદ કસલચંદ ધર્મીષ્ટ, લાગણીવાળા તેમ જ દાનસ્તા ગૃહસ્થ હોવાથી તેમને સોંપવામાં આવ્યો છે. ત્યારથી તેઓ પોતાની પૂરેપૂરી લાગણીથી વહીવટ ચલાવે છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મજકુર ગામે મધ્યેની એક બે ધાર્મિક સંસ્થાના વહીવટકર્ત્તા ગૃહસ્થોએ પોતાના તાબાની સંસ્થાની મીલકત અનેક રીતનાં બ્હાનાં કાઢી દેખડાવવાની આનાકાની કરી આ ખાતાનો કિંમતી વખત રોકી ખાતાને મહેનતમાં ઉતાર્યું છે, અને હજી વધારે ઉતારે છે; પણ તે વાત જાહેરમાં આવશે ત્યારે તેવા વહીવટકર્ત્તા ગૃહસ્થને માટે આપણી જૈન કોમ કેવી રીતના વિચારો બાંધશે તેનો તેઓ સાહેબો કાંઇ પણ ખ્યાલ કરતા નથી. તેમ છતાં આ સંસ્થાના વહીવટકર્ત્તા ગૃહસ્થે તેઓનો દાખલો નહિ લેતાં હિંમત વાપરી સરળપણે સર્વ મીલકત સાથે પોતાના તાબાની ધાર્મિક સંસ્થાનો હિસાબ પૂરેપૂરો દેખડાવી આપ્યો છે તે માટે તેઓને પૂરેપૂરો ધન્યવાદ ઘટે છે.

સદરહુ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચના પત્ર વહીવટકર્ત્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

**(૨) મુંબઇ મધ્યે શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડના વહીવટને લગતો રીપોર્ટ:—**

સદરહુ સંસ્થાના એકઝીક્યુટરો શેઠ નગીનભાઇ ઘેલાભાઈ ઝવેરી, શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરી, શેઠ ગુલાબચંદ દેવચંદ, શેઠ ફુલચંદ કસ્તુરચંદ, શેઠ કેશરીચંદ રૂપચંદ, શેઠ મંચ્છુભાઇ સાકરચંદના હસ્તકનો સંવત ૧૯૬૪ ના કારતક શુ. ૧ થી સં. ૧૯૬૫ ના આસો વ. ૩૦ સુધીનો વહીવટ અમોએ તપાસ્યો. તે જોતાં મર્હુમ શેઠ દેવચંદ લાલભાઇએ પોતાની મીલકતની વ્યવસ્થા કરવા એક વીલ કરી ઉપર જણાવેલા એકઝીક્યુટરો નીમેલા તેઓએ ( એકઝીક્યુટરોએ સદરહુ સંસ્થા સ્થાપી તેમાં રૂ. ૪૫૦૦૦ ) પીસ્તાળીશ હજાર ભેટ આપી સંસ્થાનું ઘણું જ ઉત્તમ પ્રકારનું બંધારણ કરી તેને કાયદેસર રજીસ્ટર કરાવી તેનું કામ ચાલુ કર્યું છે. તેમાં મરહુમ શેઠ દેવચંદ લાલભાઇના વારસ શેઠ ગુલાબચંદ દેવચંદ તથા તેમનાં દીકરી બાઇ વીજકોર તથા તેમના એકઝીક્યુટરોએ ઉદાર વૃત્તિથી સંસ્થામાં બીજી નાણાંની મ્હોટી રકમો ભેટ આપી હાલમાં આ સંસ્થાનું ફંડ રૂ. ૧૦૫૫૦૦) એકલાખ પાંચહજાર પાંચસો સુધી વધારી સંસ્થાને ઘણી જ સંગીન પાયા ઉપર લાવી મૂકી છે આ સંસ્થા તરફથી જૈન પુસ્તકો શોધાવી, છપાવી તેમ જ લખાવી તેનો ઉદ્ધાર કરવામાં આવે છે. તેથી આપણા જૈન ભાઇઓને મોટા લાભ થવાનો સંભવ છે. તે માટે ઉપર જણાવેલા દરેક ગૃહસ્થોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

સદરહુ સંસ્થાનો હેતુ જૈન પુસ્તકોનો ઉદ્ધાર કરવાનો છે અને તે મુજબ કેટલાંએક પુસ્તકો શોધાવી છપાવવા તથા લખાવવામાં આવે છે તોપણ કેટલેક સ્થળે કિંમતી જૈન ગ્રંથો ઘણા પુરાણા થઈ ગયેલા છે, તેનો ઉદ્ધાર કરવાની ખાસ જરૂર છે. માટે તજવીજ કરી તેવા ગ્રંથો મેળવી તેનો ઉદ્ધાર કરવામાં આવશે ત્યારે જ આ સંસ્થાનો પૂરેપૂરો હેતુ પાર પડેલો ગણાશે, તો આશા રાખીએ છીએ કે લાગતા વળગતા ગૃહસ્થો આ બાબત ઉપર ધ્યાન આપી બનતો પ્રયાસ કરશે.

સદરહુ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે સૂચના કરવા જેવી બાબત દેખાણી તેને લગતું સૂચનાપત્ર અમારી સહી સિક્કા સાથનું વહીવટકર્ત્તા ગૃહસ્થોને આપવામાં આવ્યું છે.

**(૩) ઉ. ગુજરાતમાં મહાલ મેસાણા મધ્યે આવેલા શ્રી સુમતિનાથજી મહારાજના દેરાસરને લગતો રીપોર્ટ:—**

સદરહુ સંસ્થાનો વહીવટ શ્રી સંઘ તરફથી શા. કચરાભાઇ સોકરચંદની વિધવા સ્ત્રી બાઇ મેના ચલાવે છે. તેમની પાસે તપાસણી માટે સદરહુ ચોપડાની માગણી કરતાં સં. ૧૯૬૬ ની પહેલાના ચોપડા મળી નહિ શકવાથી સંવત ૧૯૬૯ ના અશાડ વ. ૧ સુધીનો વહીવટ અમોએ તપાસ્યો, તે જોતાં વહીવટકર્ત્તા બાઇ માણસ હોવાથી વહીવટ જૈન શૈલીને અનુસરી ચાલતો નહિ હોવાથી તેમાં સુધારો વધારો કરવાની જરૂર જણાયાથી કોઇ લાગતાવળગતા અથવા સંઘ મધ્યેના ગૃહસ્થની મદદ લઈ તેમની સલાહ પ્રમાણે વહીવટ કર્ત્તા બાઇને જણાવવામાં આવ્યું છે.

સદરહુ સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટ કર્ત્તા બાઇને આપવામાં આવ્યુ છે.

**(૪) ઉ. ગુજરાતમાં મહાલ મેસાણા મધ્યે આવેલા શ્રી શાંતિનાથજી મહારાજના દેરાસરને લગતો રીપોર્ટઃ—**

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ ભીખાભાઈ ઠાકરશીના હસ્તકનો સં. ૧૯૬૨ થી સં. ૧૯૬૯ ના આસો શુ. ૧ સુધીનો હિસાબ અમોએ તપાસ્યો, તે જોતાં વહીવટને લગતું નામું ઘણી જ સારી રીતે રાખી વહીવટ ચલાવતા જોવામાં આવે છે.

મજકુર સંસ્થાના વહીવટકર્ત્તા પોતે ધર્મિષ્ટ અને લાગણીવાળા હોવાથી પોતાના ઘરના કામનો બોજો ઘણો હોવા છતાં સદરહુ સંસ્થાનો વહીવટ ઘણી સારી રીતે બહુ કાળજીથી ચલાવે છે તેથી તેમને પૂરેપૂરો ધન્યવાદ ઘટે છે.

આ ખાતું તપાસી જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટકર્ત્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

**(૫) ઉ. ગુજરાતમાં મહાલ મેસાણા મધ્યે આવેલા શ્રી શાંતિનાથજી મહારાજના દેરાસરને લગતો રીપોર્ટઃ**

સદરહુ સંસ્થાના સં. ૧૯૬૧ ની પહેલાંના ચોપડા તપાસવાની માગણી કરતાં વહીવટકર્ત્તા જણાવે છે કે સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ બેચરદાસ ગુલાબચંદ છે. પરંતુ તેઓ બહાર ગામ રહેતા હોવાથી સદરહુ સંસ્થાનો વહીવટ ચલાવવાનું સંવત ૧૯૬૧ ની સાલથી અમને સોંપી સંસ્થાને લગતા ચોપડા તેઓએ પોતાને કબજે રાખી રૂ. ૨૫) પચીસ રોકડા અમોને આપી વહીવટને લગતું નામું નવો ચોપડો લાવી તેમાં લખવાનું ફરમાવેલું. તે મુજબ અમોએ સં. ૧૯૬૧ થી નવા ચોપડામાં નામું લખ્યું છે તે પહેલાંના ચોપડા અમારી પાસે નથી. આવી રીતનો ખુલાસો મળવાથી અને મુખ્ય વહીવટકર્ત્તા હાલ અત્રે નહી હોવાથી સં. ૧૯૬૧ ની સાલ પહેલાંનો વહીવટ તપાસવાનું બની શકયું નથી.

સદરહુ સંસ્થાને લગતા વહીવટમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર વહીવટકર્ત્તા ગૃહસ્થને આપવામાં આવ્યું છે.

---

# श्री जैन श्वेतांबर एज्युकेशन बॉर्ड.

તા. ૨૮-૧૨-૧૩ ના રોજ લેવાયેલ

## १ शेठ अमरचंद तलकचंद जैन धार्मिक हरीफाइनी परीक्षानुं परीणाम.

### ધોરણ ૧ લું.

| નંબર. | નામ. | સેન્ટર. | માર્કસ. | ઈનામ. |
|---|---|---|---|---|
| ૧ | માસ્તર સુખલાલ રવજીભાઈ. | ઝીંઝુવાડા | ૬૩ | રૂ. ૨૧. |
| ૨ | મી. કેશવલાલ જીવરામ | મહેસાણા | ૬૨ | ૧૭ |
| ૩ | ,, વેણીચંદ મયાચંદ | ,, | ૫૯ | ૧૫ |
| ૪ | ,, દીપચંદ જીવણ | ભાવનગર | ૫૯ | ૧૧ |
| ૫ | શાહ દેવચંદ ખીમચંદ | ,, | ૫૬ | ૯ |
| ૬ | મી. ઇંદ્રમલ ગંભીરમલ | મહેસાણા | ૫૬ | ૭ |
| ૭ | શાહ કચરાભાઇ માણેકચંદ | ,, | ૫૫ | ૫ |
| ૮ | ,, બબલદાસ ભાઇચંદ | ,, | ૪૫ | |
| ૯ | ,, પરશોત્તમ પ્રેમચંદ | ભાવનગર | ૪૫ | |
| ૧૦ | મહેતા ભોગીલાલ તારાચંદ | અમરેલી | ૩૧ | |
| ૧૧ | શાહ દુલભજી ભાઇચંદ | મોરબી | ૩૯ | |
| ૧૨ | મેતા જેચંદ રાયચંદ | અમરેલી | ૩૮ | |
| ૧૩ | શાહ જાદવજી ગોબર | ભાવનગર | ૩૭ | |
| ૧૪ | ,, રતીલાલ ત્રીભોવનદાસ | ,, | ૩૪ | |

### ધોરણ બીજું अ.

| નંબર. | નામ. | સેન્ટર. | માર્કસ. | ઈનામ. |
|---|---|---|---|---|
| ૧ | શાહ ભગવાનદાસ મીઠાભાઈ | ધીણોજ | ૮૬ | ૨૧ |
| ૨ | ,, સોભાગ્યચંદ મૂલચંદ | ,, | ૮૨ | ૧૫ |
| ૩ | ,, કસ્તુરચંદ ભીખાચંદ. | ,, | ૮૧ | ૯ |
| ૪ | કાપડિયા ત્રીભોવનદાસ છોટાલાલ | સુરત | ૭૬ | ૫ |
| ૫ | શાહ ચુનીલાલ હકમચંદ | અમદાવાદ | ૬૬ | ૪ |
| ૬ | મોદી ચંદુલાલ સારાભાઈ | મુંબઈ | ૬૫ | ૪ |
| ૭ | કાપડિયા મણીલાલ નેમચંદ | સુરત | ૬૩ | ૪ |
| ૮ | શાહ મણીલાલ કાનજી | મહેસાણા | ૬૨ | ૪ |
| ૯ | ,, વાડીલાલ સાંકળચંદ | ,, | ૬૦ | ૪ |
| ૧૦ | ,, અમૃતલાલ ત્રીભોવનદાસ | અમદાવાદ | ૫૯ | ૪ |
| ૧૧ | ,, પોપટલાલ સાંકળચંદ | મહેસાણા | ૫૫ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ,, મોહનલાલ મયાચંદ | સુરત | ૫૧ |
| ૧૩ | ધ્રુવ જયચંદ જગનલાલ | વઢવાણ સીટી | ૫૦ |
| ૧૪ | કોઠારી રતીલાલ અમરચંદ | મુંબાઈ | ૪૮ |
| ૧૫ | મ્હેતા મગનલાલ પોપટલાલ | સુરત | ૪૬ |
| ૧૬ | શાહ દલસુખ ઉજમશી | વઢવાણ સીટી | ૪૨ |
| ૧૭ | મ્હેતા વ્રજલાલ તારાચંદ | અમરેલી | ૩૯ |
| ૧૮ | ,, રતીલાલ નાગરદાસ | ,, | ૩૯ |
| ૧૯ | ,, ગીરધર વીરચંદ | ,, | ૩૮ |
| ૨૦ | મી. મણીલાલ દયાસાગરજી | મહેસાણા | ૩૮ |
| ૨૧ | શાહ દલસુખ મહીજીભાઈ | સુરત | ૩૭ |
| ૨૨ | મ્હેતા ચુનીલાલ સોમચંદ | પાલીતાણા | ૩૭ |
| ૨૩ | દોશી જેચંદ ઝવેરચંદ | અમરેલી | ૩૬ |
| ૨૪ | કોઠારી મથુરદાસ છગનલાલ | રાજકોટ | ૩૫ |
| ૨૫ | શાહ છગનલાલ ગુલાબચંદ | સુરત | ૩૪ |
| ૨૬ | ,, મણીલાલ સોમચંદ | ,, | ૩૩ |
| ૨૭ | ,, માણીલાલ ઉમેદચંદ | મહેસાણા | ૩૩ |
| ૨૮ | કોરડીઆ તલકચંદ વશરામ | અમરેલી | ૩૩ |
| ૨૯ | શેઠ ચુનીલાલ છગનલાલ | પાલીતાણા | ૩૩ |
| ૩૦ | કણીઆ દામજી જેઠાભાઈ | મુંબાઈ | ૩૩ |
| ૩૧ | શાહ ધીરજલાલ હીરાચંદ | વઢવાણ સીટી | ૩૩ |
| ૩૨ | ,, માણેકલાલ કીલાભાઈ | બોરસદ | ૩૩ |
| ૩૩ | ,, ઠાકુ પાલણ | મુંબાઈ | ૩૩ |
| ૩૪ | ,, નગીનચંદ જગજીવનદાસ | સુરત | ૩૩ |
| ૩૫ | ,, હંસરાજ ચાંપશી | મુંબાઈ | ૩૩ |
| ૩૬ | ,, પીરજી ભારમલ | ,, | ૩૩ |

## ધોરણ ૨ જું બ.

| | | | |
|---|---|---|---|
| ૧ | પરેલ સોમાભાઇ હાથીભાઈ | મહેસાણા | ૮૯ |
| ૨ | ,, હાથીભાઈ મથુરભાઈ | ,, | ૭૮ |
| ૩ | દોશી ઓધડદાસ ઉજમશી | વઢવાણ સીટી | ૭૫ |
| ૪ | શાહ જેઠાલાલ ભુદરશી | મહેસાણા | ૭૧ |
| ૫ | ,, નારણદાસ ખીમજી | ,, | ૬૨ |
| ૬ | ,, દામોદર હરખચંદ | લીંચ | ૬૦ |
| ૭ | ,, ગુલાબચંદ લલ્લુભાઈ | મહેસાણા | ૫૮ |
| ૮ | ,, ચુનીલાલ હંસરાજ | મુંબાઈ | ૫૭ |
| ૯ | ,, મનસુખ હરચંદ | ,, | ૫૬ |
| ૧૦ | ,, મુળચંદ રામચંદ | ,, | ૩૭ |
| ૧૧ | ,, કેશવલાલ મોતીચંદ | ,, | ૩૩ |

ધો. ૩ જું.

| | | | |
|---|---|---|---|
| ૧ મી. છત્રરાજ રામજી શાહ | પાલીતાણા | ૫૧ | ૨૫ |
| ૨ ,, મણીલાલ જસવંત | ,, | ૫૦ | ૧૫ |
| ૩ ,, ભગવાનજી ધારશી | અમરેલી | ૩૫ | |

ધો. ૪ થું.

| | | | |
|---|---|---|---|
| ૧ મગનલાલ વર્ધમાન ઝવેરી | વઢવાણ શહેર | ૬૮ | ૩૦ |
| ૨ મી. શાંતિલાલ હરગોવિંદ | મહેસાણા | ૬૭ | ૨૦ |
| ૩ મી. મોહનલાલ નાનચંદજી | રાજકોટ | ૫૫ | ૧૦ |
| ૪ શા. ચંદુલાલ સાકરચંદ | અમદાવાદ | ૫૪ | ૫ |
| ૫ ચુનીલાલ મોહનલાલ દોશી | વઢવાણ શહેર | ૫૧ | ૫ |
| ૬ શા. ગુલાબચંદ વાઘજી | મહેસાણા | ૪૮ | |

ધો. ૫ મું. अ.

| | | | |
|---|---|---|---|
| ૧ મી. કેશવલાલ છવણચંદ | બનારસ | ૫૬ | ૩૦ |
| ૧ મી. લાલચંદ ભગવાન | ,, | ૩૬ | |

ધો. ૫ મું ब.

| | | | |
|---|---|---|---|
| ૧ શાહ ત્રીભોવન દલીચંદ | મહેસાણા | ૯૩ | ૩૦ |

ધો. ૫ મું क.

| | | | |
|---|---|---|---|
| ૧ શાહ મણીલાલ અમીચંદ (ગોધરા) | સુરત | ૬૫ | ૩૦ |

ધો ૫ મું ड.

| | | | |
|---|---|---|---|
| ૧ મી. પ્રભુદાસ દીપચંદ | બનારસ | ૫૩ | ૩૦ |
| ૨ ,, જેઠાલાલ ઝવેરચંદ | લીંચ | ૩૭ | |
| ૩ ,, માવજી દામજી | મુંબઈ | ૩૫ | |

કુલ ૭૭ વિદ્યાર્થીઓ પાસ થયા છે અને ઇનામ રૂ. ૪૭૧ અપાયા છે.

---

# શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

તા. ૨૯-૧૨-૧૩ ના રોજ લેવાયેલ.

## बाई रतन-(शेठ उत्तमचंद केशरीचंदनां पत्नि) जैन स्त्री धार्मिक हरीफाईनी परीक्षानुं परीणाम.

---

અવિવાહિત કન્યાઓનું ધો. ૧ લું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ બેન | અંજવાળી છગનલાલ. | પાલીતાણા. | ૮૦ | રૂ. ૧૫ |
| ૨ ,, | સમુ હીરાચંદ | લીંબડી | ૭૭ | ૮ |
| ૩ ,, | શીવી દલસુખરામ | ધીણોજ | ૭૫ | ૭ |
| ૪ ,, | ચકરી સાંકલચંદ | ,, | ૬૯॥ | ૬ |
| ૫ ,, | ઝવેર મનજી | રાજકોટ | ૬૬ | ૫ |
| ૬ ,, | રાધા ભાઇચંદ | વાંકાનેર | ૬૫ | ૪ |
| ૭ ,, | ગજરી માનચંદ | ધીણોજ | ૬૨ | ૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ,, | સુરજ ખીમચંદ | રાજકોટ | ૬૧ | ૨ |
| ૯ | ,, | મંગુ જેસંગભાઈ | ધીણોજ | ૫૯ | ૨ |
| ૧૦ | ,, | શકરી અંબારામ | ,, | ૫૭ | ૨ |
| ૧૧ | ,, | મણી ચુનીલાલ | લીંચ | ૫૭ | ૨ |
| ૧૨ | ,, | પુરી ઉજમશી | લીંબડી | ૫૬ | ૨ |
| ૧૩ | ,, | ફુલકોર રૂપચંદ | સુરત | ૫૪ | ૨ |
| ૧૪ | ,, | લાભકુંવર ગોદરચંદ | રાજકોટ | ૫૧ | ૨ |
| ૧૫ | ,, | મોતી મગનલાલ | અમદાવાદ | ૫૦ | ૨ |
| ૧૬ | ,, | જીવી નાનચંદ | લીંબડી | ૪૯ | ૧ |
| ૧૭ | ,, | કમળા ડાહ્યાભાઈ | અમદાવાદ | ૪૮ | ૧ |
| ૧૮ | ,, | માણેકલાલ મણીલાલ | ,, | ૪૬ | ૧ |
| ૧૯ | ,, | ચંચળ હરખચંદ | રાજકોટ | ૪૬ | ૧ |
| ૨૦ | ,, | મણી દેવસી | વઢવાણ શહેર | ૪૬ | ૧ |
| ૨૧ | ,, | ગુલાબ ઝવેરચંદ | સુરત | ૪૫ | ૧ |
| ૨૨ | ,, | કંચન ફુલચંદ | અમદાવાદ | ૪૩ | ૧ |
| ૨૩ | ,, | સીતા અમીચંદ | ,, | ૪૩ | ૧ |
| ૨૪ | ,, | ચંપા ભોગીલાલ | રાજકોટ | ૪૨ | ૧ |
| ૨૫ | ,, | માણેક વાડીલાલ | અમદાવાદ | ૪૨ | ૧ |
| ૨૬ | ,, | જાસુદ જેસંગભાઇ | ,, | ૪૧ | ૧ |
| ૨૭ | ,, | કેશરી ત્રીભોવનદાસ | ધીણોજ | ૪૧ | ૧ |
| ૨૮ | ,, | ગુલાબ કાળીદાસ | સુરત | ૪૦ | ૧ |
| ૨૯ | ,, | જીવી મોહનલાલ | લીંબડી | ૪૦ | ૧ |
| ૩૦ | ,, | વીમળા જેસંગભાઇ | અમદાવાદ | ૩૯ | ૧ |
| ૩૧ | ,, | અચરત શવજી | રાજકોટ | ૩૮ | ૧ |
| ૩૨ | ,, | શકરી તારાચંદ | લીંચ | ૩૭ | ૧ |
| ૩૩ | ,, | શાંતા ફતેચંદ | અમદાવાદ | ૩૭ | ૧ |
| ૩૪ | બેન | ચંપા માણેકચંદ | ઝીંઝુવાડા | ૩૫ | ૧ |
| ૩૫ | ,, | માણેક ડાહ્યાભાઇ | અમદાવાદ | ૩૪ | ૧ |
| ૩૬ | ,, | કમળા ડાહ્યાભાઈ | મુંબઈ | ૩૩ | ૧ |

## અવિવાહિત કન્યાઓનું ધો. ૨ જું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન | સમરથ ફુલચંદ | અમદાવાદ | ૬૦ |

## સ્ત્રીઓનું ધો. ૧ લું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન | પુરી મોતીચંદ | લીંબડી | ૬૯ |
| ૨ | ,, | સુરજ ખોડીદાસ | ,, | ૬૫ |
| ૩ | ,, | સુરજ હીરાચંદ | વઢવાણ શહેર | ૬૦ |
| ૪ | ,, | સમુ ઝુમખરામ | લીંચ | ૫૮ |
| ૫ | ,, | શીવલક્ષ્મિ હરલોચન | મુંબઇ | ૫૪ |
| ૬ | ,, | વીજકોરબાઇ જેચંદ | સુરત | ૫૧ |
| ૭ | ,, | બીખી ડાહ્યાભાઇ | ,, | ૫૦ |
| ૮ | ,, | સમરત સાંકલચંદ | ઝીંઝુવાડા | ૪૪ |
| ૯ | ,, | ઝુરી કસ્તુર | વઢવાણ શહેર | ૪૩ |
| ૧૦ | ,, | ગેલી સુખલાલ | લીંબડી | ૪૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ,, શકરી ધરમચંદ | લીંચ | ૪૨ | ૫ |
| ૧૨ | ,, રતન ઝવેરચંદ | સુરત | ૪૧ | ૧ |
| ૧૩ | ,, વિજ્યા ત્રીભોવનદાસ | ધીણોજ | ૪૦ | ૧ |
| ૧૪ | ,, ગુલાબ બાલુભાઈ | સુરત | ૪૦ | ૧ |
| ૧૫ | ,, મણી પોપટલાલ | ઝીંઝુવાડા | ૩૯ | ૧ |
| ૧૬ | ,, શીવકોર નેમચંદ | સુરત | ૩૮ | ૧ |
| ૧૭ | ,, રૂખી ઉત્તમચંદ | મુંબઇ | ૩૫ | ૧ |
| ૧૮ | ,, માણેક માનુકભાઇ | અમદાવાદ | ૩૫ | ૧ |
| ૧૯ | ,, લીલાવતી કેશરીચંદ | સુરત | ૩૫ | ૧ |
| ૨૦ | ,, મોતી પરશોત્તમ | લીંચ | ૩૪ | ૧ |
| ૨૧ | ,, ગુલાબ ડાહ્યાભાઈ | સુરત | ૩૩ | ૧ |
| ૨૨ | ,, પ્રભાવતી ચંદુલાલ | અમદાવાદ | ૩૩ | ૧ |
| ૨૩ | ,, ઘેલી ત્રીભોવન | વઢવાણ શહેર | ૩૩. | ૧ |

### સ્રીઓનું ધો. ૨ જુ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન નેમકોર કસ્તુરચંદ | સુરત | ૮૫ | ૩૧ |
| ૨ | ,, મંગુ બાલાભાઈ | અમદાવાદ | ૭૮ | ૨૫ |
| ૩ | ,, આધિ દલીચંદ | લીંચ | ૭૩ | ૧૭ |
| ૪ | ,, સમજુ મોતીલાલ | અમદાવાદ | ૬૯॥ | ૧૦ |
| ૫ | ,, વીજી વાડીલાલ | ,, | ૫૦ | ૬ |
| ૬ | ,, ચંપા મણીલાલ | મુંબઇ | ૪૭ | ૨ |
| ૭ | ,, નંદી હઠીસંગ | અમદાવાદ | ૪૬ | ૨ |
| ૮ | ,, જાસુદ બાલાભાઈ | ,, | ૪૧॥ | ૨ |
| ૯ | ,, માણેક વાડીલાલ | ,, | ૩૭ | ૨ |
| ૧૦ | ,, મણી જેશીંગભાઈ | ,, | ૩૩ | ૨ |
| ૧૧ | ,, મણી છોટાલાલ | ,, | ૩૩ | ૨ |

### સ્રીઓનું ધો. ૩ જુ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન ચંપા ડાહ્યાભાઇ | અમદાવાદ | ૫૩ | ૨૫ |
| ૧ | ,, ગજરા પ્રેમચંદ | ,, | ૫૧ | ૧૫ |

### સ્રીઓનું ધો. ૪ થું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન ચંચળ હઠીસંગ | અમદાવાદ | ૫૦ | ૨૫ |

### સ્રીઓનું ધો. ૫ મું અ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન જસી કાળીદાસ | અમદાવાદ | ૬૮ | ૩૦ |

### સ્રીઓનું ધો. ૫ મું વ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બેન નવલ ઉત્તમચંદ | સુરત | ૮૩ | ૩૦ |
| ૨ | ,, શકરી મગનલાલ | અમદાવાદ | ૭૪ | ૧૫ |
| ૩ | ,, ચંચળ સાંકળચંદ | ,, | ૭૦ | ૧૫ |
| ૪ | ,, મણી પદમશી | ,, | ૬૨ | ૧૦ |
| ૫ | ,, આધાર જેશીંગ. | ,, | ૫૩ | ૧૦ |

કુલ ૮૦ ઉમેદવાર પાસ થયા છે અને ઈનામના રૂ. ૪૭૭ આપવામાં આવ્યા છે.

# हेरल्ड मासिकना लवाजमनी पहोंच.

( તા ૧-૧૧-૧૩ થી તા. ૩૧-૧૨-૧૩ સુધીમાં જમા. )

( જે નામ સામે રકમ દર્શાવેલ નથી તેમના તરફથી ૧ વર્ષનો રૂ. ૧ા આવેલો સમજવો. )

**તા. ૩૧-૮-૧૨ સુધી.**

૭ાા શેઠ લક્ષ્મીચંદ જીવણની કું. કુરલા

**તા. ૩૧-૧૨-૧૨ સુધી.**

૨ાા શેઠ મેઘજી જગજીવન મુંબઇ
૨ાા ,, અનોપચંદ મલુકચંદ ભરૂચ

**તા. ૩૦-૧૧-૧૩ સુધી.**

શેઠ અમૃતલાલ ચુનીલાલ મુંબઇ

**તા. ૩૧-૧૨-૧૩ સુધી.**

શેઠ હૈદરભાઇ ચુનીલાલ મુંબઇ
,, હેમચંદ સ્વરૂપચંદ ,,
,, હીરાલાલ અમૃતલાલ ,,
,, મોહનલાલ હેમચંદ ,,
,, અમૃતલાલ કેવળદાસ ,,
,, લલ્લુભાઈ નથુભાઇ ,,
,, નાનાભાઇ તલકચંદ માસ્તર મુંબઈ
,, ધુકળચંદ ગણેશમલ ખીરછાક
૧ાા શેઠ ગણેશલાલજી ડાલચંદજી બીકાનેર
૨ાા ,, દેવકરણ ભગવાનજી મુંદ્રા
,, તુળશીદાસ મોનજી કરાણી મુંબઇ
,, અમથાભાઇ પીતાંબરદાસ કાસીંદ્રા

**તા. ૨૮-૨-૧૪ સુધી.**

શેઠ સાંદેશા પુરણચંદ જમ્મુ
,, રોશનલાલ કનૈયાલાલ હાથરસ
,, સૂરજમલજી અગરચંદજી ખાઇરી
,, કનકમલ ઝાંસી
૦ા ,, નાથાભાઈ દેવચંદ સાદલી

**તા. ૩૦-૪-૧૪ સુધી.**

શેઠ લક્ષ્મીચંદ મેત ડોંડાઇચા
,, વરદીચંદજી છોગમલજી રતલામ
,, પનરાજ હનરાજ ગ્વાલીઅર
,, દરીભાઇ રવચંદ તાસગાંવ
,, ચાંદમલજી ઢઢ્ઢા હૈદ્રાબાદ ( દક્ષિણ )

**તા. ૩૦-૬-૧૪ સુધી.**

૦ા શેઠ સાંધાજી ખુબાજી ગંતુર
,, ગુલાબચંદ સાંકળચંદ મેતા
,, જેઠાલાલ ગોવીંદભાઇ ચાંગા
,, બાલચંદજી ગંભીરચંદજી પરભણી
,, રવચંદ સાકરચંદ મંચર
,, પુરશોતમદાસ વીરચંદ તેનીવાંડા
,, મગનલાલ ખેમચંદ આંબેગાંવ
,, કાળુરામ રતનજી નવલીહાલ
,, પુરશોતમદાસ ખેતસી બીજાપુર
,, સોજપાળ મણશી ગદગ
,, કસ્તુરચંદ ઓંકારદાસ ઇંદોર
,, સાકરચંદ તલકચંદ સુરતી મદ્રાસ
,, મંગળજી ધનજી કોતુળ
,, ભીખુભાઇ ફતેચંદ ઉમરાવતી
,, ઓખાભાઇ સાકરચંદ ગઢ
,, શામજીભાઇ હીરજીભાઇ પુર્ણા
,, ભવાનચંદ ફતેચંદ કાગવડ
,, કીલાચંદ સુળચંદ આંબેગાંવ
,, લક્ષ્મીચંદ રવજી ખડકલાટ
,, ચંદ્રભાણ શીવરામ બેલાપુર

**તા. ૩૧-૭-૧૪ સુધી.**

શેઠ ખુશાલચંદ પુંજીરામ હીમતનગર
,, કસ્તુરચંદ મગનલાલ સમૌ
,, પ્રાગજી રાઘવજી ચાલાકુડી
,, વરદીચંદજી દોલાજી પેટલાવદ

**તા. ૩૦-૯-૧૪ સુધી.**

શેઠ વાડીલાલ નથુભાઇ મુંબઇ
શેઠ ઓધડલાલ ઉત્તમચંદ રાજકોટવાળા મુંબઇ

**તા. ૩૧-૧૨-૧૪ સુધી.**

મી. મણીલાલ અમીચંદ ગોધરા
૨ાા શેઠ શીવબકસજી કોચર બીકાનેર

# आ मासिकना जूना अने नवा थनारा ग्राहकोने सूचना.

अमारा तरफथी बहार पाडवामां आवेल " खास पर्युषण अंक " नी कदर घणा सज्जनो तरफथी थई छे, अने नवा ग्राहको थईने आ खास अंकनी मागणी करे छे. आ अंक २४० पृष्ठनो एक मोटो दळदार पुस्तक समान्य छे. तेमां आवेला विध विध उपयोगी विषयो एटला बधा वांचवा विचारवा योग्य छे के जेना विषे अनेक विद्वानोना उत्तम अभिप्रायो अत्यारसुधीमां आवी गया छे. आ खास अंकनी किंमत आठ आना राखवामां आवी छे ते तेना प्रमाणमां घणी जूज छे. छतां नवा थनार ग्राहको पासेथी जूदी किंमत न लेतां अंक आपवामां आवेछे. हवे तेनी घणी थोडी नकलो सिलकमां छे, माटे ग्राहक थई तुरत खास अंक मेळवशो. आ पत्रना उत्तेजन अर्थे, आ पत्रना आधार श्री कोन्फरन्सदेवीने सहाय आपवा अने आरमाने लाभ आपवा अर्थे, दरेक सुज्ञ जैन ग्राहक तरीके नाम लखी मोकलवा अने बीजाने ग्राहक बनाववा तत्पर थशे, एम अमे खात्री राखीए छीए.

विशेष आ वर्षमां घणा घणा नवीन फेरफारो, सारा कागळ, अने वधु वांचन आपी आ पत्रमां करवाना छे, पर्युषण पर्वमां महावीर अंक खास काढवानो छे, चित्रो आपवाना छे, तेथी ते सर्वने पुगी वळवा माटे अमे लवाजम आ वर्षथी १। रुपियाने बदले मात्र ०। वधारी १॥ रुपीयो राख्यो छे तो सर्व ग्राहको ते प्रमाणे मोकलवा कृपा करशे. अमने खात्री छे के आ अमारी नानी सरखी मागणी वधु नथी एम सर्व स्वीकारशे. जेने तेम छतां वांधो होय तो लखी जणावशे.

पायधुनी, मुंबाई. मेनेजर कोन्फरन्स हेरल्ड.

---

# श्री जैन श्वेतांबर कोन्फरन्स सुकृतभंडार फंड

## पूज्य मुनिवरो अने श्रावकोने अपील.

"सुकृत भंडार फंड" नामनी सुप्रसिद्ध योजना आपणी कॉन्फरन्से समस्त हिंदना जैन प्रतिनिधिओनी सम्मतिथी मंजुर करीने तेने लगतुं कामकाज केटलुंक थयां शरु कर्युं छे. प्रत्येक जैन पासेथी दरसाल चार आना उघरावी तेमांथी अर्धो भाग कॉन्फरन्सनिभाव संबंधी काममां वापरवानो अने अर्धो भाग जैनोमां केळवणीनो प्रचार करवाना काममां वापरवानो ठराव थई चूक्यो छे. सदरहु ठरावने अमलमां मूकवा खातर कोन्फरन्स हेरल्ड मासिकद्वारा तेमज कॉन्फरन्सना उपदेशकोद्वारा प्रत्येक प्रांतना जैनभाइओने अपील करवामां आवे छे के, तेओए पोतपोताना गाममांथी 'सुकृत भंडार फंड' उघरावी मोकलवा कृपा करवी. परंतु ते छतां, खेदनी साथे कहेवुं पडे छे के, ए अपील आजसुधी पुरतो आदर पामी नथी. चार आना घणांज थोडां गामोमांथी वसुल थई शक्या छे.

सर्व श्वेताम्बर जैन गृहस्थोए विद्यावृद्धिना काम माटे अत्यंत जरुरी एवुं 'सुकृत भंडार फंड' जेम बने तेम वधारे मोटुं बनाववा माटे मोटी सखावतो करवी जोईए एटलुंज नहि पण प्रत्येक जैने उपर कहेलुं फंड कॉन्फरन्स ऑफीस जोग नियमित रीते दर वर्षे मोकली आपवुं जोइए; वळी कॉन्फरन्सना प्रांतिक सेक्रेटरी साहेबोए तथा दरेक संघ अने नातना आगेवानोए पोतपोना गाम, संघ के नातमांथी ते फंड उघराववा माटे पोतानी सत्ता अने लागवगनो उपयोग करवो जोइए. अने जे जे गाम कॉन्फरन्सना उपदेशक आवी पहोंचे ते ते गामोना अग्रेसरोए ते उपदेशकने सदरहु फंड उघरावी आपवानुं तेमज कॉन्फरन्सना ठरावो अमलमां मूकवाने लगता ते उपदेशकनां प्रयासोने जोइती सगवड करी आपवानुं ध्यानमां लेवुं जोइए.

आ प्रमाणे खरे रस्ते जो आपणे महेनत करीशुं तो 'टीपे टीपे सरोवर भराय' ए कहेवत मुजब दरसाल ओछामां आछा १॥–२ लाख रुपीआ (मात्र चच्चार आनाना फंडमांथीज) मेळवी शकीशुं अने ते वडे हजारो जैनोने केळवणीमां आगळ वधारी शकीशुं.

आपणा मुनिराजो पण पोताना श्रद्धालु जैन भाविको तरफ दया बुद्धि करीने जो तेमने सुखी करवानुं मनपर ले तो ज्यां ज्यां विहार करवाना प्रसंग मळे त्यां त्यां चार आना माटे उपदेश आपता रहेशे केमके तेमनी सलाहनो स्वीकार करवा कोई गाम के कोई व्यक्ति आनाकानी करेज नहि; आ प्रमाणे वगर मुशीबते

जेवा उत्तम काम माटे एकठा थई सेंकडो जैनो

"શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઓફીસનો સંવત ૧૯૬૭-૬૮ ની સાલનો હિસાબી રીપોર્ટ છપાઇ બહાર પડયો છે. જેમને જોવા ઇચ્છા હોય તેમણે મંગાવી લેવો."

## हेरल्ड मासिकना लवाजमनी पहोंच.

(તા. ૧-૧-૧૪ થી તા. ૨૮-૨-૧૪ સુધીમાં જમા.)

**(જે નામ સામે રકમ દર્શાવેલી નથી તેમના તરફથી ૧ વર્ષનો રૂ. ૧ા આવેલો સમજવો.)**

**તા. ૩૧-૧૨-૧૨ સુધી.**

બાા≈ શેઠ ભીમાજી ભગવાનજી ગોથાણુ
રાા ,, નાનચંદ નેમીદાસ ઝંઝીબાર
રાા ,, લક્ષ્મીચંદ મેઘજી ,,
રાા ,, ધીરજલાલ દીપચંદ ,,

**તા. ૩૧-૧૨-૧૩ સુધી.**

શેઠ ધર્મચંદ મગનલાલ મુંબઈ
,, મોતીચંદ વીરચંદ પાટણ
૨)≈ ,, હરખચંદ દીપચંદ પીપરી
૧ાાા≈ ,, ભગોતીજી પનાલાલજી ખાચરોદ
,, વેલજીભાઇ કાનજીભાઇ મુંબઈ.
,, મેઘજીભાઇ ખેતશીભાઈ ,,
,, હરીચંદ ચોબણુભાઇ ,,
,, બાલુભાઇ સાંકળચંદ ,,
,, ફીકાભાઇ પ્રેમચંદરાયચંદ ,,
રા. રા. હીરાચંદ લીલાધર ઝવેરી ,,
શેઠ વેરશીભાઇ પુંજાભાઇ ,,
,, ગોમાજી કેવળચંદજી ,,
,, નગીનચંદ ફુલચંદ ,,
,, મોતીચંદ હરખચંદ ,,
૩ાાા ,, સાકરચંદ દેવચંદ ઝાંઝીબાર

રાા શેઠ મલુકચંદ ચત્રભૂજ ઝાંઝીબાર
૩ાાા રા. રા. સારાભાઇ મગનલાલ મોદી મુંબઈ
૩ાાા ,, રાજકુમારસિંહજી નાહર આજીમગંજ

**તા. ૩૧-૭-૧૪ સુધી.**

શેઠ સાકરચંદ હીરાચંદ તાસગાંવ
બી. એ. ખોના મુંબઈ
બી. પનાલાલ બાફણા મંદસોર

**તા. ૩૧-૧૨-૧૪ સુધી.**

શેઠ છોટાલાલ અંબાલાલ ફીમારી
,, સુંદરજી પ્રેમજી મુંદ્રા
,, ઝવેરચંદ કાળીદાસ રાજકોટ.
,, હેમરાજજી વરદીચંદજી રીંગનોદ
,, છગનલાલ માધવજી મુંબઈ
,, મગનલાલ હરજીવન ,,
૧ાા ,, તારાચંદ જુઠાભાઇ ,,
રાા રાજનગર જ્વેલરીમાર્ટ અમદાવાદ
ધી રાયચંદ લીટરરી સાઇબ્રેરી ,,
૫) શેઠ ભીમજી ગોવીંદજી ઝાંઝીબાર
[illegible]

# Rates for Advertisement.

## જાહેરખબર આપનારાઓને અમુલ્ય તક.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું વાજીંત્ર ગણાતું આ માસિક કે જેનો હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસતી જૈનો જેવી ધનાઢ્ય કોમમાં બહોળો ફેલાવો છે તેમાં જાહેરખબર આપવાના ભાવો નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| | એક પેઈજ | અરધું પેઇજ | પા પેઈજ | ચાર લાઈન |
|---|---|---|---|---|
| એક વર્ષ માટે | ૩૦ | ૨૦ | ૧૨ | ૬ |
| છ માસ માટે | ૨૦ | ૧૨ | ૬ | ૪ |
| ત્રણ માસ માટે | ૧૨ | ૬ | ૪ | ૩ |
| એક અંક માટે | ૫ | ૩ | ૨ | ૧ |

જાહેરખબરો હિંદી, ગુજરાતી યા ઇંગ્રેજી ભાષામાં લેવામાં આવશે. જાહેરખબરના પૈસા અગાઉથી મળ્યા સિવાય જાહેરખબર દાખલ કરવામાં આવશે નહિ. આ માસિકની મારફત હેન્ડબીલ વહેંચાવવાના ભાવો પત્રવ્યવહારથી અગર રૂબરૂ મળવાથી નક્કી થઇ શકશે, તે માટે સઘળો પત્ર વ્યવહાર તથા મનીઓર્ડર વીગેરે નીચેના શીરનામે મોકલવા.

પાયધુની, મુંબઈ નં. ૩ — આસિસ્ટંટ સેક્રેટરી. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

# જૈન કાવ્યદોહન.

## ભાગ ૧ લો.

સંગ્રહ કર્ત્તાઃ—મનસુખલાલ રવજીભાઈ મ્હેતા

પ્રાચીન જૈન કવિઓના ગુજરાતી કાવ્યોનો સંગ્રહ કરી 'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહનની સંપૂર્ણ ઢબે આ જૈન કાવ્યદોહનનો ૧ લો ભાગ તૈયાર કર્યો છે. તેની અંદર શ્રીમાન્ આનંદઘનજી, શ્રીમાન્ દેવચંદ્રજી, શ્રીમાન્ ધર્મમંદિર, શ્રીમાન્ નેમવિજયજી, શ્રી વીરવિજયજી આદિ જૈન પંડિતોનાં કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ગુર્જર જૈન કાવ્યો આ શૈલીએ આજસુધી એક પણ બહાર પડેલ નથી. ગુર્જર ભાષામાં લખાએલું જૈન સાહિત્ય, માત્ર સાહિત્ય સૃષ્ટિની નજરે ચઢાવવાના હેતુથીજ આ પ્રયાસ કર્યો છે.

'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહન જેટલુંજ કદ છે. અર્થાત્ ૯૦૦ પૃષ્ટ નો સંગ્રહ છે.

મૂલ્ય રૂ. ૨-૦-૦. પોસ્ટેજ જૂદું.

મળવાનું ઠેકાણુંઃ—

શેઠ પુંજાભાઈ હીરાચંદ,

માણેકચોક

અમદાવાદ.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हॅरल्ड.

# Shri Jain S. Conference Herald.

પુ. ૧૦-અંક ૪-૫ ] વીર સંવત્ ૨૪૪૦. [ એપ્રીલ-મે. ૧૯૧૪.

## विषयानुक्रम.



वार्षिक मूल्य. (पोष्टेज सह) रू. १-८-०.

ઑનરરી તંત્રીઃ—મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ્ એલ્. બી.
હાઈકોર્ટ પ્લીડર, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

પ્રકટ કર્તાઃ—શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ તરફથી,
લાલચંદ લહેમીચંદ શાહ, પાયધોની,-મુંબઈ.

# બાદશાહી હેરઓઇલ.




આજકાલ બજારમાં મનમોહક રંગીલાં ચટકીલાં નામોથી હજારો જાતનાં તેલો ગ્યાસલેટ જેવા તેલમાંથી બનાવેલાં વેચાય છે. જેથી આજકાલની શોખીન પ્રજા ભભકાથી ઠગાય છે. ને જ્યારે થોડી મુદતમાં વાળ સફેદ થઇ જાય છે ત્યારે પોતાની થયેલ ભુલથી પસ્તાય છે.

બાદશાહી હેર ઓઇલ શુદ્ધ વનસ્પતીના તેલથી બનાવવામાં આવે છે. ને તેનો નમુનો અડધા આનાની ટીકીટ બીડવાથી દરેકને મફત મોકલી આપવામાં આવે છે.—

બાદશાહી હેર ઓઇલ ખરી પડતા વાળને અટકાવી સુંદર, ચળકતા અને ગુચ્છાદાર બનાવે છે. બાદશાહી હેર ઓઇલ કેવળ સુગંધી તેલ નથી પણ તેમાં વાળ, વધારી પુષ્ટી આપનારાં અને મગજને તાજગી આપનાર તત્વો સમાયલાં છે, વકીલ, બેરીસ્ટરો, સોલીસીટરો, વિદ્યાર્થીઓ, અને મગજ સંબંધી કામ કરનારાઓ માટે ઘણુંજ ગુણકારક માલુમ પડ્યું છે.

કીંમત બાટલી ૧ નો રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ખરચ ૦—૪—૦ જુદા.

કીંમત બાટલી ૩ ના રૂ. ૨—૧૦—૦ પોસ્ટેજ ખરચ ૦—૬—૦ જુદા.

તા. ક.

ખરીદતી વખતે નામ તથા સીલબંધ બાકસવાળી બાટલી લેજો.

સોલ એજંટ

સી. સી. મહાજન એન્ડ કું—

શેખમેમણ સ્ટ્રીટ—મુંબાઈ.

श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.
SHRI JAIN CONFERENCE HERALD.

"सत्साधूनां पुनर्भगवतां महाराज ! नश्यन्त्येवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा
तस्तेषां भगवतां प्रनष्टं मोहतिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविशेषः,
रिणतं संतोषामृतं, व्यपगता दुष्टक्रिया, त्रुटितप्राया भववल्लरी, स्थिरीभूता धर्म-
ध्यसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमंतःपुरं ॥ यतस्तेषां भगवतां संतोषदायिनी
धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका, निर्वाणकारणं वि-
विदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा, प्रमदातिरेकानिमित्तमनुप्रेक्षा,
अनुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेग-
घातिनीऽपेक्षेति."—श्री सिद्धर्षिः

સ્તક ૧૦-અંક ૪-૫] વીર સંવત્ ૨૪૪૦. [ એપ્રિલ-મે. ૧૯૧૪.

# रमणिय मलिनता.

જોઉં લતાંગ[1] લલને ! મુખચંદ્ર ચારૂ;
જોઉં, વસી નવ મુખે અહઃ ઉગ્રતા શું ?
ક્યારે દમામભર આસન નાંખી, માર્ગે,
ફેંકે કટાક્ષ પ્રમદે ! અનિમિષ નેત્રે,
ઝીલી શકે તુજ વિભા જન ના કહિ કો;
કેવો પ્રતાપ ! રમણિ ! તુજ આસ્ય કેરો.
ત્હારી ગતિ નકિ નહીં ગજગામિની છે,
ચાલે કરાળ હરિ[2]શી ધપતી મહિલે !
નિર્મું, પ્રમાણુસર એ તુજ ભવ્ય ગાત્રો,
કલ્પું, હશે અલકનો[3] કદિ દેહ આવો ?

રે ! એ પરંતુ કુલજા[4] તણી ભાવના ક્યાં ?
વૃત્તિ મલિન નરી[5] આ તુજ ભામિનિ ![6] ક્યાં ?
સૃષ્ટિ મહીં ઘડી અરે ! અતિ શ્રેષ્ઠ દેહ,
શાને ભર્યા વિભુ અરે ! અતિ દુષ્ટભાવ.
સૃષ્ટાની શીં રહી અહીં વિવેક બુદ્ધિ ?
આવી ભરી મલિનતા અતિ રમ્યતામાં.

ધર્મપુર.
તા. ૩-૧૨-૧૯૧૩ } अमृत.

---

૧. લતાના જેવા અંગવાળી, ૨. કેસરી, ૩ સુવિખ્યાત નવલકથા "સરસ્વતિચંદ્ર" માંની કુમુદની નણંદ. ૪. સારા કુળની સ્ત્રી, ૫. અધીર. ૬. Passionate lady.

## HISTORICAL AUTHORITIES AS TO JAGATSETH'S HOUSE.

( continued from page 76. )

" He ( Meer Cossim ) carried with him, the English prisoners; and kiled by the way the two celebrated Seths (Jagat Seth Mahtab Rao and Maharaja Swarup Chand ) the great Hindu Bankers, whom in the progress of his disputes with the English, he has seized and brought from Murshidabad.". P. 206, Mill.

4. Orme.

" He encouraged the immense opulence of the seats, and admitted them to his most secret councils " War in Hindustan Vol II Bk. IV P. 53.

" None of the Nawab's officers endeavoured to restrain him from his rash and violent resolution; they believed themselves marching to the plunder of one of the most opulent cities in the empire. But seat Mahtab Rao and Roop Chand ( Jagat Seth Mahtab Rao and Maharaja Swarup Chand ) the sons of the banker Jagat Seth, who had succeeded to the wealth and employments of their father, and derived great advantages from the European trade in the province, ventured to represent the English as a colony of inoffensive and useful Merchants and earnestly entreated the Nawab to moderate his resentment against them, their remonstrances were vain; on the 9th of June, the army began their march towards Calcutta. " Bk. VI P. 58

" Accordingly Colonel Clive wrote a letter to the seats at Murshidabad requesting them to act as mediators, but news of the attack upon *Hughly* arriving at the same *time* exasperated the Nawab and all his officers so much that he immediately began his march, and seats were afraid to appear as friends to the English. They however deputed their ablest agent Ranjeet Roy to attend the Nawab and oblige him to correspond with Colonel Clive " 127-28.

"On the 23rd of April an officer named Yar khan Latty by a private message, requested to confer with Mr. Watts in secrecy; the man commanded 2000 horse in the Nawab's service, but received a stipend from the seats to defend them upon any occasion of danger even against the Nawab himself. It is therefore probable that he was now employed by the seats to discover the real intentions of the English towards the Nawab. Mr. Watts sent Omi Chand whom Latty informed that the Nawab would very soon march with the greatest of his forces towards Patna against the Petans and that he intended to temporize with the English until his return to Murshidabad, when he had determined to extirpate them out of his Dominians into which he had sworn that they should never return, that most of his officers held him in utter detestations, and were ready to join the first leader of distinction who should take arms, that the English army might, during his absence, take possession of Muxudabad, and that he, Latty, with his own troops would join them in the attempt when, if they would proclaim him Nawab, he should be supported by Ray Durlab and the seats, he offered in return to enter into any engagement, which the English would stipulate for the advantage of their own affairs.' Mr. Watts approves the schemes and communicated into Colonel Clive, who approving it, likewise, immediately countermanded the detachment which was ready to march in pursuit of M. Law, and wote a very Civil letter to the Nawab," P. P. 148—9.

"The day after the conference between Omi Chand and Latty, Petrus the Armenian, who had been employed between the Nawab and the English in February, came to Mr. Watts with the same proposals from Meer Jaffir as had been made by Latty. Meer Jaffir declared, that self-defence obliged him to arm, being in danger of assasination every time he went to the Durbar, that the Diwan Ray Durlab, the seats and several officers of the first rank in the army whom he named, had engaged to join, if the English would assist in

ધોરણ ૪ થું.

**આગમ સાર** (દેવચન્દ્રજીનું—પ્રકરણ રત્નાકરમાંથી)

**ગુણસ્થાનક ક્રમ.** (જૈન તત્ત્વાદર્શ-પરિચ્છેદ ૭મો.)

અથવા અનોપચંદ મલુકચંદના પ્રશ્નોત્તર રત્ન ચિંતામણિ પ્રશ્ન ૫૨ થી ૫૪ જેમાં આ હકીકત આવી જાય છે.

**શિલોપદેશમાળા**—(જૈન વિદ્યાશાળા વાળી.)

**માને શિખામણ.** (કર્તા ડા. ત્રિભોવનદાસ મોતીચંદ.)

ધોરણ ૫ મું.

નીચેના પાંચ વિભાગમાંથી ગમે તે એક.

અ. તત્ત્વાર્થ સૂત્ર (રાજ્યચંદ્ર ગ્રંથમાળામાંથી)

**આનંદઘનજીની ચોવીશી** (પ્રથમનાં ૧૯ સ્તવનો-શ્રાવક ભીમસિંહ માણેકવાળું બાળબોધ સમજણ સાથે.) અથવા

વ. ચાર કર્મગ્રંથ (પ્રકરણ રત્નાકર ભાગ ૪ થો), ઉપમિતિ ભવપ્રપંચ સંક્ષિપ્ત. (ભીમસિંહ માણેક) અથવા

ક. જ્ઞાનાર્ણવ અને આઠ દૃષ્ટિની સજ્ઝાય અથવા

ડ. યોગબિંદુ, આઠ દૃષ્ટિની સજ્ઝાય અને દેવચંદ્રજી ચોવીશી. અથવા

ઈ. ઉપદેશ પ્રાસાદ ભાગ ૨ થી ૫.

૩ મજકુર પરીક્ષા લીધા પછી આશરે દોઢ મહીને ઇનામ મેળવનાર તથા પાસ થનાર ઉમેદવારોનું લિસ્ટ શ્રી જૈન શ્વેતામ્બર એજ્યુકેશન બોર્ડ તરફથી જાહેર પત્રદ્વારા બહાર પાડવામાં આવશે.

૪ આ પરીક્ષામાં ઉંચે નંબરે આવનાર ઉમેદવારોને તેની લાયકાત પ્રમાણે નીચે મુજબ બાઈ રતન-શેઠ ઉત્તમચંદ કેશરીચંદના પત્નિ જૈન સ્ત્રી ધાર્મિક હરિફાઈની પરીક્ષાનાં ઇનામો મજકુર પરીક્ષા પછી આશરે બે મહીને આપવામાં આવશે.

પ્રથમ બાળ ધોરણ—આઠ ઇનામો રૂ. ૫૮ નાં.

| | | | |
|---|---|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૧૫ | | ૫ મું ઇનામ રૂ. ૫ | |
| ૨ જું ,, ,, | ૮ | ૬ ઠું ,, ,, | ૪ |
| ૩ ,, ,, ,, | ૭ | ૭ મું ,, ,, | ૩ |
| ૪ થું ,, ,, | ૬ | ૮ ,, ,, ,, | ૨ |

બીજું બાળ ધોરણ—સાત ઇનામો રૂ. ૩૮) નાં.

| | | | |
|---|---|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૧૫ | | ૫ મું ઇનામ રૂ. ૩ | |
| ૨ જું ,, ,, | ૭ | ૬ ઠું ,, ,, | ૨ |
| ૩ ,, ,, ,, | ૫ | ૭ મું ,, ,, | ૨ |
| ૪ થું ,, ,, | ૪ | | |

વર્ગ ૧ લો—દશ ઇનામો રૂ. ૯૨) નાં

| | | | |
|---|---|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૨૧ | | ૬ ઠું ઇનામ રૂ. ૭ | |
| ૨ જું ,, ,, | ૧૭ | ૭ મું ,, ,, | ૫ |
| ૩ ,, ,, ,, | ૧૫ | ૮ ,, ,, ,, | ૨ |

૪ થું " " ૧૧ ૯ " " " ૨
૫ મું " " ૯ ૧૦ " " " ૨

વર્ગ ૨ જો—ચાર ઇનામો રૂ.) ૮૩ નાં.

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૩૧ | ૩ જું ઇનામ રૂ. |
| ૩ જું " " ૨૫ | ૪ થું " " ૧ |

વર્ગ ૩ જો—ત્રણ ઇનામો રૂ. ૫૦) નાં.

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૧૦ | ૩ જું ઇનામ રૂ. ૨ |
| ૨ જું " " ૧૫ | |

વર્ગ ૪ થો—ત્રણ ઇનામો રૂ. ૫૦) નાં.

| | |
|---|---|
| ૧ લું ઇનામ રૂ. ૨૫ | ૩ જું ઇનામ રૂ. ૧ |
| ૨ જું " " ૧૫ | |

વર્ગ ૫ મો-પાંચ ઇનામો રૂા. ૧૦૦) નાં.
પાંચ વિભાગમાંના દરેક વિભાગમાં રૂા. ૨૦)

૫ પ્રકીર્ણ સુચના.

૧ પ્રથમના બે ધોરણમાં સવાલો બહુ સાદા પૂછવામાં આવશે અને પરીક્ષકો નરમ રહે તેવી સૂચના કરવામાં આવશે.

૨ સર્વ સવાલપત્રકોના સંબંધમાં અઘરા સવાલો ન પૂછાય તે માટે મોડરેટરોની નિમણુંક બોર્ડ કરશે.

૩ કોઇપણ વિદ્યાર્થી એકી વખતે એકજ ધોરણમાં પરીક્ષા આપી શકશે, પણ તેમાં નિષ્ફળ થશે તો તે ધોરણમાં તે બીજે વરસે બેસી શકશે. પાંચમાં ધોરણમાં એકથી વધારે વિભાગ છે તેથી દરેકમાં જુદે જુદે વરસે પરીક્ષા આપી શકશે, અને પાસ થનારને લાયકાત પ્રમાણે ઇનામ તથા પ્રમાણપત્ર મળશે.

૪ એક તૃતિયાંશ માર્ક મેળવનારનેજ પાસ થયેલ ગણવામાં આવશે પણ ઇનામને લાયક થવા માટે ઓછામાં ઓછા પચાસ ટકા માર્ક મેળવવા જોઇએ.

૫ પાંચમા ધોરણમાં હાલ તુરત ઇનામ નાનાં દેખાય છે પણ જે વિભાગમાં બેસનાર નહી હોય તેનાં ઇનામો અન્ય વિભાગમાંના ઇનામની રકમ અથવા સંખ્યા વધારવા માટે ઉપયોગમાં લેવામાં આવશે.

૬ આ પરીક્ષામાં બેસનાર ઉમેદવારે તા ૩૧-૧૧-૧૯૧૪ સુધીમાં પોતાનું નામ, ઠેકાણું ગામ, ઉમર, જન્મ, તારીખ, જન્મભૂમિ, કયા ધોરણમાં કયા પેટા વિભાગમાં કયે સ્થળે પરીક્ષા આપવી છે તેમજ તેણીની વ્યાવહારીક કેળવણી તેની વિગત નીચેના શીરનામે ચોખ્ખા અક્ષરે લખી મોકલવી.

પાયધુની પોસ્ટ નં, ૩
મુંબઇ.

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ.
મોહનલાલ દલીચંદ દેશાઇ.
ઑનररी सेક्रेटरीओ.
શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

# શીલનો નિર્મળ માહિમા.

**સુરખ્ખી મહાશયો તથા મહાશયા!**

આપણા પરમ પૂજ્ય તરણ તારણ શ્રી......મહારાજ સાહેબે શીલ વિષે કંઇક બોલવા કરેલા ઉપદેશને આદેશરૂપ ગાની પરમ પવિત્ર એ ગચ્છાધિપતિની આજ્ઞા શીરપર ચડાવી હું શીલ સંબંધી બે બોલ બોલવા ઉભી થઇ છું. જે મહાત્માની આવી ફરમાશની કૃપાને હું પાત્ર થઇ છું તે મહાત્માના ગુણગાનની એક નાની સરખી સ્તુતિ પ્રથમ કરી લઈ પછી હું શીલના વિષય ઉપર બોલીશ.

ગઝલ.

ગુરૂદેવા ગુરૂદેવા, કરૂં હું આપની સેવા;
મહેજ્જ્વલ મિષ્ટ જ્ઞાની છો, દયાળુ દેવ દાની છો;
પ્રકાશિત છે સુખાકૃતિ, ઉપર દૈવી દીપે નુર;
વહે નયનો વિષે ગેબી, અમીનું નિત્ય નીર ઝરણું;
તજ્યાં મદ માન ને લોભ, વળી ક્રુર કામ ને ક્રોધ;
સજ્યા સદ્‌ગુણ સૌ શુદ્ધ, ગુરૂજી આપ છો બુદ્ધ;
કરો છો ઉજ્જ્વળાં કાર્યો, સમુહ શિષ્યો તણો તાર્યો;
નમાવી કર્મ શત્રુને, થયા મુનિરાજ વિજેતા;
વિગારોને ઉગારો છો, અતિ પુનિતતાજન્ય;
વિશદ મૂર્તિ અતિ પૂજ્ય, નમું શ્રી આપને સંત;
મૃદુ ને શુદ્ધ છે વાણી, સફળ છે આપની કેણી;
ગુરૂ! તારો મનેઃ—હોંશે, ચહું હું ક્ષુદ્ર પ્રાણી એ.

**બ્રાહ્મી ચંદન બાલિકા ભગવતિ, રાજિમતિ દ્રૌપદી,**
**કૌશલ્યા ચ મૃગાવતિ ચ સુલસા, સીતા સુભદ્રા શિવા.**
**કુંતી શીલવતી નલસ્ય દયિતા, ચૂલા પ્રભાવત્યથા;**
**પદ્માવત્યપિ સુન્દરી પ્રતિ દિને, કુર્વંતુ વો મંગલં.**

શીલ એટલે શું? સામાન્ય અર્થમાં સદાચાર, સદ્‌વર્તન, સારી રીતભાત, ચારિત્ર અને પવિત્ર આચારવિચાર તે શીલ.

વિશેષ અર્થમાં શીલ એટલે બ્રહ્મચર્ય.( બ્રહ્મ=વિદ્યા+ચર્ય=ચાલવું )=વિદ્યા તરફ જવું; વિદ્યાભ્યાસ, કુંવારાપણું, કેમકે વિદ્યાર્થીએ કુંવારા જ રહેવું એવો ડહાપણ ભરેલો રીવાજ પૂર્વે ઋષિ મુનિઓના વખતમાં હતો.

શીલના બે ભાગ-દેશથી અને સર્વથી છે. સર્વથી તે સાધુ મુનિઓ અને ત્યાગીને માટે છે, ને દેશથી શ્રાવક, શ્રાવિકા માટે છે.

સર્વથાશીલ-સાધુઓનું ૪ થું વ્રત બ્રહ્મચર્ય પાળવા વિષે છે. મનુષ્ય, દેવતા કે તિર્યંચ સંબંધી બ્રહ્મચર્ય તોડવું નહિ, તોડાવવું નહિ, ને તોડનાં પ્રત્યે રૂડું જાણવું પણ

નહિ, એમ મન, વચન અને કાયાના યોગથી બ્રહ્મચર્ય પાળવું તેનું નામ સર્વથા બ્રહ્મચર્ય.

એ વ્રત ઉત્તમ રીતે પાળી શકાય તેના ઉપાયો—આ વ્રત સાધુ પુરૂષોને ઉત્તમ રીતે પાળી શકવાનું બને તેટલા માટે તેની નવ વાડો અથવા પાંચ ભાવના તીર્થંકર દેવે કહી છે.

स्त्री पंड पशु मद्वे श्मासन कुड्यांतरोज्झनात्
सराग स्त्री कथा त्यागात् प्राग्रत स्मृतिवर्जनात्
स्त्री रम्यांगेक्षणस्वांग संस्कार परिवर्जनात्
प्रणीतात्यशनत्यागात् ब्रह्मचर्यं तु भावयेत्

એ નવ વાડો વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી તેમજ તેમ કરવાને હું યોગ્ય કે લાયક અધિકારી નથી. બીજાને જાણવા માટે પરસ્ફોટન કરી બતાવવા જેટલું જ બોલવા સિવાય વધારે બોલવાને સાધુ મુનિઓને માટે હું તદ્દન ગેરલાયક-નાલાયક જ છું! એટલે એ વાત એટલેથી પડી મેલીશું.

દેશથી શ્રાવક શ્રાવિકા વગેરેનું ચોથું વ્રત-સર્વથી બ્રહ્મચર્ય એટલે સાધુનું ચોથું વ્રત એ વિષે આપણે ઉપર થોડું ટાંચણ કરી ગયા હવે શ્રાવકના વ્રત વિષે થોડું બોલવું ઠીક પડશે.

આપણા આ આર્ય સંસાર વ્યવહાર અને નીતિની દૃષ્ટિએ અવલોકતાં શ્રાવકોના બાર વ્રતમાં-અથવા બધાં વ્રતોમાં મુખ્ય ચોથું વ્રત છે. સાધુઓનું વ્રત સર્વથી છે ને શ્રાવકોનું દેશથી છે. એટલા માટે તે અપેક્ષાએ શ્રાવકોનું ચોથું વ્રત અણુવ્રત કહેવાય છે. અણુ એટલે ઓછું-અધુરૂં છતાં પણ આપણી અપેક્ષાઓ બીજાં વ્રતો નદીઓ સમાન છે ને ૪ થું વ્રત સમુદ્રવત્ છે. જેમ સમુદ્રમાં એકજ નહિ પણ ગમે તેટલી નદીઓ ભેગી થાય તોપણ સમાઇ જાય છે. તેમજ ૪ થા વ્રતમાં બધા વ્રતોનો સમાસ થાય છે. કહ્યું છે કે—

શિયળ વિણુ સામાયક થોથાં, પોષા પડીકમણું ને પોથાં;
સંજમ જપ તપ ઓથાં, શિયળ નિર્મળ નહિ તો.

એ પ્રમાણે શિયળ વિનાનું સંજમ પણ ઓથાં જેવું છે તો પછી બીજાં વ્રતો તો હિસાબમાં પણ ક્યાંથી જ હોય? માટે એક શિયળવ્રતનો ભંગ થતાં દરેક વ્રતાદિનો ભંગ-નાશ અવશ્યમેવ થાય છે. હિંસા, જુઠ, ચોરી, પરિગ્રહ વગેરેની પ્રતિજ્ઞાનો ભંગ ૪ થા શિયળ વ્રતના ભંગથી થાય છે તેને માટે વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા નથી. કારણ સમજાય તેમ છે કે તે દરેક તેના મોટા ભાગમાં સમાઇ જાય છે.

લગ્ન-પ્રાણીમાત્રને રક્ષણની જરૂર છે. સ્ત્રી જાતનું રક્ષણ પુરૂષે એટલે નબળાનું સબળાએ રક્ષણ કરવું એવો નીતિનો નિયમ છે. મનુષ્ય એ પશુ-પક્ષિઓના જેવા બુદ્ધિહિન નથી. કુદરતે તેને સત્યાસત્ય અને સારાસાર, વિવેકાવિવેકને માટે વિચારશક્તિ આપી છે.

તેથીજ બુદ્ધિશાળી લોકોએ લગ્નનો રિવાજ શોધી કાઢયો છે. જો કે જંગલી લોકોમાં એ લગ્નાવધિનો ચાલ જોવામાં આવે છે ખરો તોપણ તે ચાલ વ્યવસ્થિત રૂપમાં નથી, અને ઘણો અપૂર્ણ જોવામાં આવે છે.

અમેરિકા વગેરે દેશોમાં પરણ્યા પહેલાં–કુમારાવસ્થામાં ગમે તેમ વર્તવા દેવામાં આવે છે છતાં પણ પરણ્યા પછી સખત પતિવ્રત પળાવે છે. આવા અનેક દાખલાઓ આજને કાળે પણ આપી શકાય તેમ છે પરંતુ તે આપણું કામ નથી.

જંગલી લોકોની આ રીતિઓ આપણને સાબિત કરી બતાવે છે કે તેમનામાં સંપૂર્ણ કે વ્યવસ્થિત કુટુંબવ્યવસ્થા નથી. અન્ય ધર્મીઓનાં પણ પુસ્તકો તપાસતાં તે પણ એમજ બતાવે છે કે પ્રાચીન કાળમાં કુટુંબવ્યવસ્થાને છાજે–ઉચિત એવી યોગ્ય લગ્ન વિધિ હિંદમાં પણ નહોતી.

જંગલી સ્થિતિમાંથી જેમ જેમ ઉન્નત સ્થિતિમાં આવતાં જઇએ છીએ તેમ તેમ લગ્નવિધિનું રૂપ વ્યવસ્થા ને સંપૂર્ણતા તરફ જતું જોવામાં આવે છે આપણી આર્યભૂમિ લાંબા કાળથી વિદ્યા, કળા, ધર્મ નીતિમાં આગળ વધી છે તેથી એ ભૂમિમાં કુટુંબવ્યવસ્થા ને યોગ્ય લગ્નવિધિ લાંબા કાળથી ચાલી આવે છે ને એજ પ્રમાણે બીજા સુધારામાં આગળ પડતો ભાગ લેનાર દેશોમાં પણ બન્યું છે. લગ્ન એ એક પવિત્ર ગ્રંથી મનાયેલી છે. પાશ્ચાત્ય દેશની પેઠે લગ્ન એક જાતનો કોન્ટ્રાક્ટ (કરાર) છે એવું આ દેશમાં માનવામાં આવતું નથી. તેમજ ઉચ્ચવર્ણોમાં તો પુનર્વિવાહ માટે કે ડાઇવ્હોર્સ (છુટા છેડા કરનારી) કોર્ટ માટે એ હસ્તી ધરાવતું નથી. લગ્ન એ જીવન પર્યન્ત નભનારી એક પવિત્ર બાબત છે.

ટુંકાણમાં એટલુંજ કે લગ્નની જરૂરીયાત છે તેમ સૌ કોઈ સમજે છે. કુટુંબવ્યવસ્થા માટે લગ્નની જરૂરીયાત ન સ્વીકારવામાં આવે તો પછી શીલ–સ્વદારાસંતોષ કે સ્વપતિ સંતોષ—એ શબ્દોની હસ્તી સંભવે જ નહિ અને પશુ–પક્ષિ જેવા જ મનુષ્યો પણ ગણાય! સ્ત્રી પુરૂષે અન્યોન્ય–અરસ્પરસ મન, વાણી અને ક્રિયાથી સંસારવ્યવહાર, અને ધર્મકાર્ય અને સુખદુઃખના સમભાગી થવા માટે જોડાઇ જવું—અભિન્નભાવ ધારણ કરવો તેનું નામ આપણે લગ્ન કહીશું.

ત્યાગી પુરૂષો સિવાય સંસારમાં રહેનારાઓને માટે કુંવારા રહેવા કરતાં પરણવું એજ ઉચિત ને વધારે ઉત્તમ છે. ધર્મ, નીતિ અને શાસ્ત્રના નિયમ પ્રમાણે અમુક ઉમર સુધી મુખ્યપણે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી, યોગ્ય વયે સમાન રૂપ, ગુણ, વય અને સ્વભાવ ઉપર લક્ષ રાખી પાલનપોષણ કરવાની શક્તિનો વિચાર કરીને પરણવામાં આવે તો કુંવારી જીંદગી કરતાં પરણેલી જીંદગી હંમેશાં સુખદાયી અને આનંદીજ નીવડે અને એવી આનંદી સ્થિતિમાં ધર્મ, અર્થ, કામ અને છેવટે મોક્ષ પણ સાધી શકાય, એટલુંજ નહિ પણ એવા સુખી સંસારથી લાંબુ આયુષ્ય પણ સંતોષ અને આનંદથી ભોગવી શકાય!

સર્વથા બ્રહ્મચર્ય પાળવું તે ઘણુંજ કઠિન ને અતિ મુશ્કેલ છે તેથીજ જે ત્યાગીઓ-મહાત્મા પુરૂષો બ્રહ્મચર્યાવસ્થામાં સંસારથી વિરક્ત રહી ઇન્દ્રિયજેતા રહે છે તેઓ અનેકધા ધન્યવાદને પાત્ર છે, તેમેજ આદર–સત્કારને યોગ્ય છે. આવા ઇન્દ્રિયજેતા મહાત્મા પુરૂષો વિરલજ હોય છે, તેથીજ તેઓ પૂજનિય, વંદનિય કે માન્ય હોય છે.

નહિ, એમ મન, વચન અને કાયાના યોગથી બ્રહ્મચર્ય પાળવું તેનું નામ સર્વથા બ્રહ્મચર્ય.

એ વ્રત ઉત્તમ રીતે પાળી શકાય તેના ઉપાયો—આ વ્રત સાધુ પુરૂષોને ઉત્તમ રીતે પાળી શકવાનું બને તેટલા માટે તેની નવ વાડો અથવા પાંચ ભાવના તીર્થંકર દેવે બતાવી છે.

स्त्री पंड पशु मद्वे श्मासन कुड्यांतरोज्झनात्
सराग स्त्री कथा त्यागात् प्राग्रत स्मृतिवर्जनात्
स्त्री रम्यांगेक्षणस्वांग संस्कार परिवर्जनात्
प्रणीतात्यशनत्यागात् ब्रह्मचर्यं तु भावयेत्

એ નવ વાડો વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી તેમજ તેમ કરવાને હું યોગ્ય કે લાયક અધિકારી નથી. બીજાને જણવા માટે પ્રસ્ફોટન કરી બતાવવા જેટલું જ બોલવા સિવાય વધારે બોલવાને સાધુ મુનિઓને માટે હું તદ્દન બિનલાયક-નાલાયક જ છું! એટલે એ વાત એટલેથી પડી મેલીશું.

દેશથી શ્રાવક શ્રાવિકા વગેરેનું ચોથું વ્રત-સર્વથી બ્રહ્મચર્ય એટલે સાધુનું ચોથું વ્રત એ વિષે આપણે ઉપર થોડું ટાંચણ કરી ગયા હવે શ્રાવકના વ્રત વિષે થોડું બોલવું ઠીક પડશે.

આપણા આ આર્ય સંસાર વ્યવહાર અને નીતિની દષ્ટિએ અવલોકતાં શ્રાવકોના બાર વ્રતમાં-અથવા બધાં વ્રતોમાં મુખ્ય ચોથું વ્રત છે. સાધુઓનું વ્રત સર્વથી છે ને શ્રાવકોનું દેશથી છે. એટલા માટે તે અપેક્ષાએ શ્રાવકોનું ચોથું વ્રત અણુવ્રત કહેવાય છે. અણુ એટલે ઓછું-અધુરૂં છતાં પણ આપણી અપેક્ષાઓ બીજાં વ્રતો નદીઓ સમાન છે ને ૪ થું વ્રત સમુદ્રવત્ છે. જેમ સમુદ્રમાં એકજ નહિ પણ ગમે તેટલી નદીઓ ભેળી થાય તોપણ સમાઇ જાય છે. તેમજ ૪ થા વ્રતમાં બધા વ્રતોનો સમાસ થાય છે. કહ્યું છે કે:—

શિયળ વિણ સામાયક થોથાં, પોષા પડીકમણું ને પોથાં;
સંજમ જપ તપ બોથાં, શિયળ નિર્મળ નહિ તો.

એ પ્રમાણે શિયળ વિનાનું સંજમ પણ બોથાં જેવું છે તો પછી બીજાં વ્રતો તો હિસાબમાં પણ ક્યાંથી જ હોય? માટે એક શિયળવ્રતનો ભંગ થતાં દરેક વ્રતાદિનો ભંગ-નાશ અવશ્યમેવ થાય છે. હિંસા, જૂઠ, ચોરી, પરિગ્રહ વગેરેની પ્રતિજ્ઞાનો ભંગ ૪ થા શિયળ વ્રતના ભંગથી થાય છે તેને માટે વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા નથી. કારણ સમજાય તેમ છે કે તે દરેક તેના મોટા ભાગમાં સમાઇ જાય છે.

લગ્ન-પ્રાણીમાત્રને રક્ષણની જરૂર છે. સ્ત્રી જાતનું રક્ષણ પુરૂષે એટલે નબળાનું સબળાએ રક્ષણ કરવું એવો નીતિનો નિયમ છે. મનુષ્ય એ પશુ-પક્ષિઓના જેવા બુદ્ધિહિન નથી. કુદરતે તેને સત્યાસત્ય અને સારાસાર, વિવેકાવિવેકને માટે વિચારશક્તિ આપી છે.

તેથીજ બુદ્ધિશાળી લોકોએ લગ્નનો રિવાજ શોધી કાઢયો છે. જો કે જંગલી લોકોમાં એ લગ્નાવધિનો ચાલ જોવામાં આવે છે ખરો તોપણ તે ચાલ વ્યવસ્થિત રૂપમાં નથી. અને ઘણો અપૂર્ણ જોવામાં આવે છે.

અમેરિકા વગેરે દેશોમાં પરણ્યા પહેલાં-કુમારાવસ્થામાં ગમે તેમ વર્ત્તવા દેવામાં આવે છે છતાં પણ પરણ્યા પછી સખત પતિવ્રત પળાવે છે. આવા અનેક દાખલાઓ આજને કાળે પણ આપી શકાય તેમ છે. પરંતુ તે આપણું કામ નથી.

જંગલી લોકોની આ રીતિઓ આપણને સાબિત કરી બતાવે છે કે તેમનામાં સંપૂર્ણ કે વ્યવસ્થિત કુટુંબવ્યવસ્થા નથી. અન્ય ધર્મીઓનાં પણ પુસ્તકો તપાસતાં તે પણ એમજ બતાવે છે કે પ્રાચીન કાળમાં કુટુંબવ્યવસ્થાને છાજે-ઉચિત એવી યોગ્ય લગ્ન વિધિ હિંદમાં પણ નહોતી.

જંગલી સ્થિતિમાંથી જેમ જેમ ઉન્નત સ્થિતિમાં આવતાં જઇએ છીએ તેમ તેમ લગ્નવિધિનું રૂપ વ્યવસ્થા ને સંપૂર્ણતા તરફ જતું જોવામાં આવે છે આપણી આર્યભૂમિ લાંબા કાળથી વિદ્યા, કળા, ધર્મ નીતિમાં આગળ વધી છે તેથી એ ભૂમિમાં કુટુંબવ્યવસ્થા ને યોગ્ય લગ્નવિધિ લાંબા કાળથી ચાલી આવે છે ને એજ પ્રમાણે બીજા સુધારામાં આગળ પડતો ભાગ લેનાર દેશોમાં પણ બન્યું છે. લગ્ન એ એક પવિત્ર ગ્રંથી મનાયેલી છે. પાશ્ચાત્ય દેશોની પેઠે લગ્ન એક જાતનો કોન્ટ્રાક્ટ (કરાર) છે, એવું આ દેશમાં માનવામાં આવતું નથી. તેમજ ઉચ્ચવર્ણોમાં તો પુનર્વિવાહ માટે કે ડાઇવ્હોર્સ (છુટા છેડા કરનારી) કોર્ટ માટે એ હસ્તી ધરાવતું નથી. લગ્ન એ જીવન પર્યન્ત નરનારી એક પવિત્ર બાબત છે.

ટુંકાણમાં એટલું જ કે લગ્નની જરૂરીયાત છે તેમ સૌ કોઈ સમજે છે. કુટુંબવ્યવસ્થા માટે લગ્નની જરૂરીયાત ન સ્વીકારવામાં આવે તો પછી શીલ-સ્વદારાસંતોષ કે સ્વપતિ સંતોષ—એ શબ્દોની હસ્તી સંભવે જ નહિ અને પશુ-પક્ષિ જેવા જ મનુષ્યો પણ ગણાય! સ્ત્રી પુરૂષે અન્યોન્ય-અરસપરસ મન, વાણી અને ક્રિયાથી સંસારવ્યવહાર, અને ધર્મકાર્ય અને સુખદુઃખના સમભાગી થવા માટે જોડાઇ જવું—અભિન્નભાવ ધારણ કરવો તેનું નામ આપણે લગ્ન કહીશું.

ત્યાગી પુરૂષો સિવાય સંસારમાં રહેનારાઓને માટે કુંવારા રહેવા કરતાં પરણવું એજ ઉચિત ને વધારે ઉત્તમ છે. ધર્મ, નીતિ અને શાસ્ત્રના નિયમ પ્રમાણે અમુક ઉમર સુધી મુખ્યપણે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી, યોગ્ય વયે સમાન રૂપ, ગુણ, વય અને સ્વભાવ ઉપર લક્ષ રાખી પાલનપોષણ કરવાની શક્તિનો વિચાર કરીને પરણવામાં આવે તો કુંવારી જીંદગી કરતાં પરણેલી જીંદગી હંમેશાં સુખદાયી અને આનંદીજ નીવડે અને એવી આનંદી સ્થિતિમાં ધર્મ, અર્થ, કામ અને છેવટે મોક્ષ પણ સાધી શકાય, એટલુંજ નહિ પણ એવા સુખી સંસારથી લાંબુ આયુષ્ય પણ સંતોષ અને આનંદથી ભોગવી શકાય!

સર્વથા બ્રહ્મચર્ય પાળવું તે ઘણુંજ કઠિન ને અતિ મુશ્કેલ છે તેથીજ જે ત્યાગીઓ-મહાત્મા પુરૂષો બ્રહ્મચર્યાવસ્થામાં સંસારથી વિરક્ત રહી ઇન્દ્રિયજેતા રહે છે તેઓ અનેકધા ધન્યવાદને પાત્ર છે, તેઓજ આદર-સત્કારને યોગ્ય છે. આવા ઇન્દ્રિયજેતા મહાત્મા પુરૂષો વિરલજ હોય છે, તેથીજ તેઓ પૂજનિય, વંદનિય કે માન્ય હોય છે,

પતિએ પતિવ્રત પાળવું ને પતિએ પતિવ્રત પાળવું તેનું નામ શીલ છે. પતિનો તિરસ્કાર કરવો નહિ. "ઘોડે નાર પાધરી ને ઘોડે ડોળું દેશા દે." એ કહેવત જેના ધરમાં અમલમાં મૂકાતી હોય ત્યાં ખરૂં પતિવ્રત કે પતિવ્રત સંભવતું હોય એમ સુજ્ઞ અને સત્પુરૂષો માનતા નથી. સ્ત્રીઓનું યથાયોગ્ય લાલનપાલન કરવું ને તેનું યોગ્ય સન્માન જાળવવું એ જરૂરનું છે. સંસાર એ એક જાતનો રથ છે અને સ્ત્રી પુરૂષ એ બન્ને સંસાર રથનાં ચક્રો છે. જ્યારે નિર્માલ્ય-હલકામાં હલકું ગાડું પણ નમળું-સબળું અથવા નાના મોટા એમ બે જાતનાં ચક્રો-પૈડાંથી ચાલી શકતું નથી તો પછી આ ભવાટવિને ઓળંગાવીને પેલી પાર પહોંચાડનાર માનવદેહનો સંસાર રથ તો નાના મોટા ચક્ર વડે ચાલવો સંભવેજ કેમ? એ તો ભવાટવિને ઓળંગવાને બદલે અધવચ જ ભાંગીને તેનો નાશ થાય; માટે સંસાર રથમાં વહેનાર સ્ત્રી અને પુરૂષ એ ઉભય ચક્રો સરખાં જ જોઇએ (સરખાં એટલે સૌ સૌને સ્થાને યોગ્ય કામ કરી શકનાર જોઇએ.) સ્ત્રીઓની ઉન્નતિ વિના પુરૂષોની ઉન્નતિ નથી. સ્ત્રીઓની આબાદી વિના દેશની એકે રીતે ને એકે કાળમાં આબાદી સંભવતીજ નથી, સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી ને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નથી એ વાક્ય સ્ત્રીઓને તુચ્છ ગણીને તેના હકો છીનવી લેનારને માટે સદ્દગત સાક્ષર શ્રી ગોવર્દ્ધનરામભાઇએ યથોચિત કહેલું છે કે "यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवता" જ્યાં સ્ત્રીઓનું યોગ્ય રીતે લાલનપાલન થાય છે ત્યાંજ દેવતા રમે છે એટલે પ્રસન્ન થાય છે. વળી કાચે તાંતણે ચારણી બાંધી કુવામાંથી પાણી કઢાડનાર અને મહાવીર ભગવાન જેવા નર રત્નોને જન્મ આપનાર પણ સ્ત્રીઓ જ હતી. તેવી સુન્દર સતી સુન્દરીઓથી જ આ વસુમતી '**बहुरत्ना वसुन्धरा**' કહેવાય છે. તો સ્ત્રી જાતિને હંમેશાં ધિક્કારવાથી કે તેની તરફ તુચ્છ નજરે જોવાથી લાભ નથી. કુદરતની કૃતિમાં કોઇ પણ વસ્તુ વા ચીજ નકામી કે તુચ્છ નથી તો પછી માનવદેહધારી, સંસાર રથનો અર્ધો ભાગ ઉપાડી વહેવડાવનાર, તેને તુચ્છ કે નિરૂપયોગી કેમ મનાય? માટે ઘરમાં સ્ત્રીઓનું યથાયોગ્ય માન જાળવવું જ જોઇએ. એથી સ્ત્રી પુરૂષનો અરસ્પરસ પ્રેમભાવ વધે છે ને એ પ્રેમભાવ શીળને સાચવવામાં અખંડ રાખવામાં બહુ ઉપયોગી થાય છે.

એક સ્ત્રી જાત અહીં વર્ણવી શકું નહિ. એ પ્રસંગો આવતાં તેને કેટલીક શિક્ષા તો અહીં પ્રત્યક્ષ જ થઇ જાય છે ને પછી પરમાધામી દેવતાઓ નરકમાં તેને શિક્ષા કરવામાં કાંઈ બાકી રાખતા જ નથી કહ્યું છે કેઃ-

चिन्तातुराणां न सुखं न निद्रा, अर्थातुराणां स्वजनो न बंधुः ।
क्षुधातुराणां न बलं न तेजः कामातुराणां न भयं न लज्जा ॥

એવા પરસ્ત્રીય લોલુપી પુરૂષોને માટે એક ઉદાહરણ કવિ દલપતરામે અન્યોક્તિથી શાર્દૂલમાં કહ્યું છે કેઃ-

રે રે કુંજ કુવા વિષે ઉતરીને, પોકાર તું કાં કરે?
જો આયુષ્ય હશે હવે તુજ તણું, તો તું અહીં ઉગરે!
જે થાશે પરનારીના જ વશમાં, તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળા વિષે જરૂર તે, ઉંડે કુવે નાંખશે!

**દંભ**—પરપુરૂષમાં કે પરસ્ત્રીમાં જેનું ચિત્ત છે તે ધર્મમાં ગમે તે કાર્યો કરે અગર કરતા હોયતો પણ તે માત્ર બાહ્યાડંબર અને દંભજ છે. તેઓનું કલ્યાણ તેથી થતું તો નથી પણ ધર્મ ને નામે ઢોળ-દંભ કરવાથી તેનું પાપ વજ્રલેપ જેવું થાય છે. તેવા દાંભિકોની ધર્મક્રિયા તે સત્ય ધર્મક્રિયા નથી પણ આ જગતને, પોતાના આત્માને અને ખુદ ઈશ્વરને પણ ઠગવાની ક્રિયા રૂપેજ છે. માટે તે દાંભિકોએ ખાસ લક્ષમાં લેવાનું છે કે કદાચ આ અજ્ઞાનમાં—અંધકારમાં અંધ થયેલા જગતનાં પ્રાણીઓ, ઘડીભર તકરારને ખાતર તમારાથી ઠગાશે પણ સર્વજ્ઞ—ઇશ્વર અને કુદરત તો તમારી ગમે તેવી પ્રાપંચિક ઠગ વિદ્યાથી પણ ઠગાનાર નથી. તમે તમારૂં કામ કરશો અને કુદરત કુદરતનું કામ કરશે. કૃત્યને અંગે ફળ તો અવશ્ય હોય છે જ; સારાનું સારૂં અને ખરાબનું ખરાબ ફળ મળવાનુંજ! જેવી કૃતિ તેવી આકૃતિ! પોતાની સ્થિતિ રચનાર આત્મા પોતેજ છે માટે દરેકે તે ખ્યાલમાં રાખીને ધર્મને બ્હાને દંભ કરવાનું કૃત્ય છોડી દેવું.

કેટલાક કહે છે કે આગળ મંત્રનો પ્રભાવ સારો હતો ને હાલ નથી તો તેમણે તેનું કારણ સમજવું જોઇએ કે શીલભંગ એ પણ મંત્રાદિ સિદ્ધિ માટે માણસને નાલાયક બનાવે છે. કહ્યું છે કેઃ—

परान्ने नोदरंदग्धं, करौ दग्धौ प्रतिग्रहात्
परस्त्रीभिर्मनो दग्धं, मंत्रसिद्धिः कथं भवेत् ?

શુદ્ધતા વિના મંત્રની સિદ્ધિ સંભવેજ નહિ.

દાન, શીલ, તપ અને ભાવ-આ ધર્મના ચાર પ્રકારમાં પણ શીલગુણનો સમાવેશ કરેલો છે. અનેક ભવમાં સંચિત કરેલાં પાપ રૂપ તાપને શમાવવાને શીલ સ્વચ્છ શીતળ જળ સમાન છે. આ ગુણના પ્રભાવથી અનેક જીવો મોક્ષ પદને પામ્યાછે, પામેછે અને પામશે. અખંડ આનંદના સ્થાનમાં જવા માટે આ ગુણ અદ્ભુત શક્તિ વાળો છે. એક શીલ વાળી સુન્દરી પોતાના શીલના પ્રભાવથી અનેક જીવોના સંકષ્ટો શમાવ-

વાને સમર્થ થઇ શકે છે તે માટેના અનેક દાખલાઓ આપણા તેમજ અન્યના પણ ધર્મ. શાસ્ત્રોમાં મોજુદછે અને તેવુંજ કહેતા મહાત્મા પુરૂષોને મુખેથી સુધા સમ વાણીનું પાન કરીએ છીએ.

આપણા લોકોમાં આજકાલ સ્વાભાવિક આદત-ટેવ પડી ગઇ છે કે, સારાં સારાં રેશમી વસ્ત્રો અને સુવર્ણના અલંકારો જેવી કિમ્મતી વસ્તુઓને એવી તો સંભાળથી રાખીએ છીએ કે, કોઇની નજર પણ તેના પર ન પડવા દઇએ. આવા પ્રકારના મોહ બાહ્ય અલંકારો પર જેમ આપણી મમતા અને લુબ્ધતા છે. તે કરતાં પણ હજારગણી અધિક આ એક શીલ અલંકારને સંભાળવા માટે રાખવાની છે. આ અમૂલ્ય આભૂષણ પાસે તે સુવર્ણનાં આભૂષણો પત્થર સમાન છે. મનુષ્ય જન્મ પામી, જો આ એકજ સદ્‌ગુણનો સંગ્રહ કર્યો હોય, તો કોઇપણ ધર્મ દૂર નથી એમ માનજો.

સ્ત્રીઓએ પુરૂષ સજ્જનોની એકાન્તથી દૂર રહેવું. વાસના વધારે એવાં નોવેલો વાંચવાં નહિ ને તેવાં ખરાબ નાટક ચેટક પણ જોવાં નહિ. સંગત ઘણી ઉંચી રાખવી. હલકા માણસની સોબત ન કરવી વગેરે બાબતો ધ્યાનમાં રાખવાથી શીલ સારી રીતે પાળી શકાય છે. પતિને ઇશ્વર તુલ્ય અને પત્નિને દેવી તુલ્ય માનવાનું કારણ એજ છે કે તેથી શીલ અખંડિત રહે એવી નિત્ય વૃત્તિ કાયમ રહે છે.

વૈદક વિદ્યા પણ શીલથી બળ, તેજ, ઉત્સાહ, વગેરેના લાભો બતાવી શીલનું રક્ષણ કરવા કહે છે. ધર્મશાસ્ત્રો પણ તેજ ફરમાવે છે ને નીતિનો કાયદો પણ તેજ કહે છે. માટે આપણે ટુંકામાં કહેવાનું કે શીલ પાળવું.

સોળ સતીઓ, સુદર્શન શેઠ, સ્થૂલિભદ્ર વગેરેનાં દષ્ટાંતો તથા ભીષ્મ પિતામહ, હનુમાન, લક્ષ્મણજી, વગેરેનાં દષ્ટાંતો આપ સર્વના જાણવામાં છે. તેથી અહીં વિશેષ પિષ્ટપેષણ કરવાની જરૂર ધારતી નથી.

'વિરતિને પ્રણામ કરીને ઇન્દ્ર સભામાં બેસે' મહાત્મા પુરૂષોનું આ કથન પુનઃ પુનઃ મનન કરવા લાયક છે. દેવેન્દ્ર પણ શીલ ધારીને નમસ્કાર કરીને સિંહાસન પર બિરાજમાન થાય છે. આવા સમર્થ ઇન્દ્રો પણ શીલ ગુણને નમસ્કાર કરે ત્યારે તેમાં કેટલો પ્રભાવ હશે ? તેની કલ્પના કરવી તે પણ મનુષ્યની શક્તિ બહારની વાત છે. રાજ્યમાં કેટલા કિલ્લા છે કે કેટલાં ગામ છે કે કેટલું લશ્કર છે તે જોવા કરતાં દેશમાં શીલવાન સ્ત્રી પુરૂષો કેટલાં છે તે જોવાથી દેશની આબાદી છે ને શુદ્ધ પ્રજાનો ખ્યાલ આવે છે.

કજોડાંથી પણ શીલમાં નુકશાનો થવાનો સંભવ છે માટે રૂપ, ગુણ, વય, વિદ્યા, સ્વભાવ વગેરેમાં કજોડાં ઓછાં થાય એમ જોવાનું કામ મહાજનનું તથા માબાપનું છે.

મને તો એમ લાગે છે કે જેમ જેમ દેશમાં જ્ઞાનનો વધારો થશે તેમ તેમ શીલ પાળનારાઓની સંખ્યામાં વધારો થશે માટે ધર્મના સંસ્કારવાળું સત્યજ્ઞાન ફેલાવો.

ગુરૂકુળ, બોર્ડીંગ વગેરે સંસ્થાને સંપૂર્ણ ઉત્તેજન આપો કે જેથી બ્રહ્મચર્ય પાળનારી પ્રજા સુદૃઢ થઇને આગળ વધે ને આપણે આપણી સમક્ષ જે પરમ પૂજ્ય ગુરૂ મહારાજશ્રીનાં દર્શન કરીએ છીએ તેવા સાધુ રત્નો દેશમાં પેદા થાય. ટુંકામાં અને છેવટમાં એટલું કહીશ કે:—

શીલ સમો સંસારમાં; શિખર ન કોઈ થોક;
શીલવંત સતીઓ તણાં, સુંદર કથા શશોક.

વિષયને પૂર્ણ કરતાં પણ હું મહારાજ સાહેબને વંદન કરવાની એક નાની કવિતા ગાઇ બેસી જઇશ.

મદ ક્રોધ તજી મન શાન્તિ ધરી, તન નિર્મળ ચિત્ત વિશુદ્ધ કરી,
કરૂં વંદન માન દૂરે તજીને, નમું સંત મહંત શ્રી આપ પ્રત્યે;
ભવતારણને ભય વારણને, ગુણ ધારણને મદમારણને,
સુખદાયકને દુઃખદાહકને, નમુ સંત મહંત શ્રી આપ પ્રત્યે.

—નિર્મળા બ્હેન—

---

# दुनियांकी जूठी बाजी

## ( प्रभात. )

इस दुनियांमें दो दिन रहना, आखर है मरजानारे;
साधन करले साधक प्यारे ! दुःख दरियां तरजानाहै.—इस०
फुटा जीवन घटसें आयु, जल छिन छिन घट जाताहै;
पलका जलसे शाश्वत खेती, ज्योतिकी करजानारे.—इस०
जानां है तो क्या गभराना ? हम तुम सब महेमानां है;
पलक समागम कर ले सार्थक, भर पीना भर खानारे;—इस०
पीवें तो अमृतरस पीवें, खावे गुरुगम ज्ञाना रे;
लालच लोभको लात लगाके, धर धरणीधर ध्यानां रे.—इस०
समदृष्टि, सरखा दोउ समजें, मान अरु अपमानां रे;
सुरत तुरतसें घटमंदिरमें, गोविंद ज्योत जगाना रे.—इस०
रातो दिन रसना रस भरके, रटले राम रसीलारे;
मोह ममत के काष्ट खडकके, त्यागकी आग लगानारे.—इस०
भभकेमें क्या भूलारे भ्रमरा ? फूलको है करमानारे;
काहे जलावे जीवन तेरा ? दीपकमें परवानारे !—इस०
ताप तपे जब ग्रीष्मके गहेरे, वसंतका न ठिकानारे!
जूठी माया जूठी काया, जूठमें क्यो भरमानारे ?—इस०

ता. १७-७-२३
रुगनाथपरा, सुरत.

वसन्त.

# जैन संबंधे पत्रादिग्दर्शन.

**શેઠ મનસુખભાઇ ભગુભાઇ**—અમે એક અંકમાં ગતાંકમાં આમનું જીવનચરિત્ર જેટલું પ્રાપ્ત થયું તેટલું આપ્યું હતું. તે સિવાય બીજી જાણવા યોગ્ય બીના પ્રાપ્ત થઈ છે તે ટુંકમાં જણાવીએ છીએઃ—શ્રીમાન્ વિજયનેમિસૂરિ તરફ તેમનો અપ્રતીમ પ્રેમ હતો. એમનું વચન તેઓ કદીપણ અમાન્ય કરતા નહિ, દરવર્ષે દિવાળીના તહેવાર ઉપર કોઈપણ તીર્થની યાત્રા કરવા જવાનો પ્રચાર શરૂ કર્યો હતો છેલ્લી દિવાળીએ કચ્છમાં યાત્રાર્થે ગયા હતા; ભદ્રેશ્વરની યાત્રા કરી ઉના અને દીવની પંચ તીર્થની યાત્રા કરી હતી. કેટલાએક મંદસ્થિતિમાં આવી પડેલા આબરૂદાર ગૃહસ્થોને ખાનગી સહાય આપી તેમની ચાલુ સ્થિતિ કાયમ જળવાઇ રહે તેમ કરી આપ્યું હતું, અને કેટલાકને હાથ આપી લક્ષાધિપતિ બનાવ્યા છે. તેમના સંતાનમાં એક પુત્રી બાળી બ્હેન હતા કે જેના પુત્ર નામે બકુભાઇ -મણિલાલ હાલ ૨૩ વર્ષના છે, તેનું સંવત્ ૧૯૫૦ માં મરણ થતાં શેઠજીએ દીવાળીના શુભ પ્રસંગમાં અન્ય વ્યાવહારિક કાર્યમાં ભાગ લેવા બંધ કરી યાત્રા કરવા જવાનું શરૂ કર્યું હતું; અને એક પુત્ર નામે મી. માણેકલાલ હાલ ૧૮ વર્ષના છે. તેમણે પ્રગટ સખાવત કરી છે તે પૈકી કેટલીક આ પ્રમાણે છે;—અમદાવાદ જીર્ણોદ્ધારમાં એક લાખ એક તાલીશ હજાર પાંચસો છે તેમાં ૨૭૦૦૦ મોઢેરા (મેરીઆ) પાર્શ્વનાથજીના દેરાસરમાં, ૩૭૦૦૦ સંભવનાથજીના ભોંયરામાં, ૬૮૦૦૦ ચિંતામણિ પાર્શ્વનાથના ચૈત્યમાં, ૬૫૦૦ કાળુસંગતી પોળના દેરાસરમાં, ૫૦૦૦ ચંપોળના દેરાસરમાં, ૩૦૦૦ ચોમુખજીના દેરાસરમાં અને ૨૦૦૦ અજિતનાથજીના દેરાસરમાં, કલોલમાં નવા દેરાસરની પ્રતિષ્ઠામાં ૨૫૦૦૦, કુંભારીઆજી તીર્થે ધર્મશાળામાં રૂ. ૧૦૦૦૦, છપ્પનીઆ દુકાળમાં પ્રાણી રક્ષણમાં ૩૫૦૦૦ આડત્રીસના દુકાળમાં ૨૫૦૦૦, શત્રુંજયની રખોપાની ટીપમાં ૧૦૦૦૦, મુંબઇ-અમદાવાદ-ભાવનગર એમ ત્રણ કોન્ફરન્સમાં તેના નિભાવ ફંડમાં એક એક હજાર એટલે કુલ ૩૦૦૦ અમદાવાદ પાંચમી જૈન કોન્ફરન્સમાં-પોતાના નામથી જૈન જ્ઞાનવર્ધકશાળા-જૈન સ્કુલ કાઢવામાં ૫૦૦૦૦, પોતાની માતુશ્રીના નામથી સ્ત્રી વર્ગની શાળા અર્થે ૫૦૦૦૦, પોતાના ભાઇશ્રી જમનાભાઇના પ્રથમ પત્નિના નામે જીર્ણ પુસ્તકોદ્ધારમાં ૫૦૦૦૦-તેજ કોન્ફરન્સના પ્રમુખ બાબુ સાહેબ સિતાબચંદજી નહારે સ્થાપેલ જૈન મદદ ફંડમાં ૨૦૦૦૦, ભાવનગર કોન્ફરન્સના પ્રમુખ થયા ત્યારે ભાવનગર જૈન બોર્ડિંગના નિર્વાહ માટે વીશ હજાર જે પાછળથી વધારી આપેલ ૨૫૦૦૦, કચ્છની યાત્રામાં જુદે જુદે સ્થળે ધર્મશાળા આદિમાં ખર્ચેલ ૮૦૦૦, એમ કુલે ૪૨૯૫૦૦ સખાવત થાય છે. આ સિવાય અમદાવાદમાં દવાખાનું સ્થાપ્યું છે તેમાં વાર્ષિક ખર્ચ આશરે ૧૦૦૦૦ રૂ. નો છે. ઉક્ત જીર્ણપુસ્તકોદ્ધારમાંથી શ્રી વિજયનેમિસૂરિની પ્રેરણા અને સહાયથી અત્યારસુધીમાં નવ ઉત્તમ મૂળ પુસ્તકો છપાયીછે નામે સિદ્ધ હેમચંદ્ર વ્યાકરણ બૃહદ્‌વૃત્તિન્યાસ સહિત, ખંડન ખાદ્ય, પ્રમાલક્ષણ, ભાષા રહસ્ય, સ્યાદ્વાદ રહસ્ય, ન્યાયાલોક, પ્રમાણ મિમાંસા, અનેકાંતજયપતાકા અને હારિભદ્રી અષ્ટક-સટીક, અને આ સિવાય હાલમાં તત્ત્વાર્થવૃત્તિ અને સ્યાદ્વાદ રત્નાકર છપાય છે. તમામ પુસ્તકો નગરે નગરે મુનિ સાધુ સાધ્વી વિદ્વાનો વિગેરેને ભેટ પુસ્તકભંડાર માટે

ભેટ આપવામાં આવે છે. આ બાબતના ખર્ચમાં કાઢેલી રકમ ઉપર આધાર ન રાખતાં જેટલો ખર્ચ થાય તેટલો કરવાને તેઓ ઉત્કંઠિત હતા અને શ્રી વિજયનેમિસૂરિની પ્રેરણા પણ એ કાર્ય પરત્વે સતત્ શરૂ હતી. શેઠજીનું મરણ થતાં તેમના બંધુ શ્રી જમનાભાઇએ આણંદજી કલ્યાણજી પેઢીની રોકાતી ૮૦૦૦૦ ની રકમ મુક્તી આપી હતી, અને કલોલથી બે ગાઉ સેરી ગામમાં પ્રાચીન દેવાલય નીકળ્યાં તેમાંથી મળેલ જિનબિંબો પધરાવવા ૨૫૦૦૦ સુધી આપવા ઇચ્છા જણાવી કામ શરૂ રાખ્યું છે. આ તો હજુ પ્રાથમિક ઉદારતા છે. હજુ શેઠ મનસુખભાઇની યાદગીરી કાયમ રાખવાને અંગે બીજાં પણ કેટલાંક ઉત્તમ કાર્યો થવા સંભવ છે. ઉદારતાને માટે શેઠ જમનાભાઈ સારો દાખલો બેસાડશે એવી ખાત્રી થાય છે. જૈ. ધ. પ્ર.

**છાણીમાં દેરાસરની સાથે જ્ઞાનમંદિર**—મુનિ મહારાજ શ્રી આણંદસાગરજી ગણિના ઉપદેશથી છાણી ગામમાં દેરાસરની પ્રતિષ્ઠા તથા તેની સાથે જ્ઞાનમંદિર થયેલ છે. જાણી હર્ષ થાય છે. આ પર વિવેચન કરતાં મુંબઈ સમાચારના 'જૈન' સંજ્ઞાધારી લેખક લખે છે કે "એકમાં જિનેશ્વરની રમણીય આકૃતિનાં દર્શન કરી તેના ગુણોનું ચિંતવન કરી પવિત્ર સંસ્કારવાળા થઇને આપણે જ્ઞાનમંદિરમાં થોડો કાળ ગાળીએ અને ત્યાં જિનેશ્વરના બોધનું અધ્યયન કરી મનન કરીએ તો આત્મિક ગતિ સુધારવાનો સંભવ પ્રાપ્ત કરી શકાય. હમણાના સંજોગો જોતાં જિનેશ્વર મંદિર અને જ્ઞાનમંદિરો સાથે હસ્તિ ધરાવતાં હોય એ ઘણું ઇચ્છવાજોગ છે અને તે માર્ગે પ્રવૃત્તિ કરવાને જેમ જૈન મુનિઓ તેમ જૈન શ્રીમંતો આકર્ષાય એમ આપણે ઇચ્છીશું...એ નાણાં મેળવવા માટે જૈન શ્રીમંતો ઉપર દબાણ કરવાને બદલે મંદિરોના વસ્ટીઓ ઉપર દબાણ કરવું વધારે યોગ્ય થઈ પડશે.. પડી રહેલાં લાખોનાં ફંડોના એક અંશનો ઉપયોગ જૈન જ્ઞાન મંદિરો સ્થાપન કરવા પાછળ કરવામાં આવે અને તેની સાથે સાથે આધુનિક કેળવણી આપવાની પણ ગોઠવણો ઉમેરતા જવામાં આવે. આ કાર્ય પાર પાડવા માટે જો કોઈ પણ કાંઇ કરી શકે તેવા હોય તો તે જૈન મુનિ મહારાજો જ છે, કારણ કે મોટા ભાગે તેઓના બોધ અને સદુપદેશ જૈનોની ધાર્મિક સખાવતોને એક યા બીજા માર્ગે વધારે પ્રેરી શકે છે"

-મુંબઈ સમાચાર ૧૯-૨-૧૩.

**મુંબઇ ઇલાકામાં જૈન વસ્તી ઘટી જવાનાં કારણ અને તેના ઉપાય**—જૈનોમાં એક માન્યતા એવી છે કે હાલનો પચમઆરો એકવીશ હજાર વર્ષનો પૂરો થતાં આઠ જૈનો રહેશે, અને તે પણ છેલ્લા દિવસે ગત્ થશે; ત્યાર પછી વીશ હજાર વર્ષના છઠ્ઠા આરામાં ભરતક્ષેત્રમાં જૈન ધર્મનું નામ નિશાન નહિ રહે. આ પ્રમાણે પરિણામ આવવામાં અત્યારની સ્થિતિ જોતાં પાંચમો આરો પૂરો થાય ત્યાં સુધી વાટ જોવી પડે તેમ નથી. મુંબઇ ઇલાકામાં સને ૧૯૧૧ ના માર્ચ માસમાં ૪૮૯૯૫૨ જૈનોની વસ્તી હતી કે જે સને ૧૯૦૧ ના કરતાં ૪૪૦૦૦ જેટલી ઓછી છે. અને સને ૧૮૯૧ કરતાં ૬૪૦૦૦ જેટલી ઓછી છે. આમ સેંકડે ૯ ટકાનો ઘટાડો ગંભીર ચિંતા ઉપજાવનારો છે. આ ઇલાકાના વિભાગ જોતાં કર્ણાટકમાં ૧૨૦૦૦, દક્ષિણ મરાઠા પ્રદેશમાં ૧૭૦૦૦, અને ગુજરાતમાં ૧૮૦૦૦ જેટલો ઘટાડો છે. આ ઘટાડાનાં કારણમાં (૧) મુખ્ય દુકાળ, (૨) મરકી અને (૩) નિર્ધનતા છે. આ માટે જૈન શ્રીમંતોએ નિર્ધનતા દૂર કરવાને ખાસ દાનાદિ કરવું

જોઇએ. એક દાહેકા જેટલા અરસામાં જો સેંકડે ૯ ટકા જેટલો ઘટાડો થશે ચાલુ રહે તો પછી થોડા જૈનોની શ્રીમંતાઇ કે તેના મુનિ મહારાજોની દીર્ઘદષ્ટિ તથા અધ્યાત્મ જ્ઞાનની ઉંચી સમજનો લાભ જૈનોને મળે છે એમ માનવું કેમ સંભવિત બને? જૈનો હિંદુ તરીકે ઓળખાવાય છે અને તેથી પુરતી સંખ્યા બહાર આવતી નથી એ દલીલ પર વિચારતાં મુંબઇ ઇલાકામાં તેવું નથી બન્યું એમ વસ્તીગણત્રીનો અમલદાર ભાર મૂકીને કહે છે, તેની સાથે સને ૧૮૯૧ અને ૧૯૦૧ માં જેઓએ પોતાને જૈન તરીકે ઓળખાવ્યા હોય તે ૧૯૧૧ માં હિંદુ તરીકે ઓળખાવે એવો સંભવ જ નથી, બલ્કે આગલા વરસોમાં ગફલતી અને અજ્ઞાનતાને પરિણામે જૈનો હિંદુ તરીકે વધુ ઓળખાયા હોય એમ સંભવે છે. આ રીતે ઘટાડાનાં કારણો તપાસવાની જરૂર છે. (૪) જૈનોની શારિરિક સ્થિતિ વિચારતાં જૈન વિધવાઓની સંખ્યા બીજી કોમ કરતાં ઘણી મોટી છે, અને તે તદુપરાંત (૫) અભણપણું પણ સરખી રીતે જવાબદાર છે. (૬) બાળલગ્નો, વૃદ્ધવિવાહ, સ્ત્રીઓનું અભણપણું, વગેરે વગેરે દરેક સ્થળના આગેવાનો વધુ તુલના કરી શકે, પણ શ્રીમંતાઇના મોજમજાહમાં તેવું થઇ શકતું નથી. તો આગેવાનો તેમજ સાધારણ વ્યક્તિઓએ આ ગંભીર અને ચિંતાજનક સ્થિતિ પર ધ્યાન આપવું જરૂરનું છે.

મુંબઇ સમાચાર. ૨૨-૨-૧૯૧૩.

**જૈનધર્મ ગુજરાતમાં કેટલાં વર્ષ પૂર્વે હતો?**—મી. સીવાવક્ષ હો. ઝાબવાળા અર્વાચીન સાંસારિક સુધારાનો ઇતિહાસ લખતાં પ્રકરણ ૧ લા માં જણાવે છે કેઃ-" સંવત ૮૦૨ કે જ્યારે વનરાજે ગુજરાતનું રાજ્ય સ્થાપિત કર્યું ત્યારથી સંવત ૧૩૬૦ સુધી કે જ્યારે હિંદુઓનો મુસલમાનને હાથે પરાજય થયો. ત્યાર સુધી ધર્મ સંબંધી વિવેચન કરતાં એટલું અવશ્યનું છે કે બે મત ચાલતા હતા-શૈવ અને જૈન.

મુંબઇ સમાચાર. ૨૧-૨-૧૯૧૩.

**પ્રાચીન દેરાસર**—સેરીસા કે જે અમદાવાદથી મહેસાણા જતાં કલોલ સ્ટેશનથી અઢી ગાઉ દૂરનું ગામ છે ત્યાં એક બાવન જિનાલયવાળું દેરાસર નીકળ્યું છે. તે તદ્દન ધૂળમાં દટાયેલ હતું તે ગયા વરસના વરસાદથી ધોવાતાં નજરે પડયું છે. તેમાંથી ૫, ૬, ૭ ફુટ ઉંચા અને પર્યંકાસનસ્થ અને કાર્યોત્સર્ગ મુદ્રાવાળા જિનબિંબો નીકળ્યા છે, તેમાંથી કેટલાક આરસના છે, અને કેટલાક કોઇ વિલક્ષણ મેળવણીના છે. વળી કેટલાક અખંડ છે અને કેટલાક ખંડિત થયેલા અગર કરાયેલા છે. પ્રતિમાના પથ્થરમાં સુંદર સંસ્કૃત લેખ છે કેઃ-" પાર્શ્વનાથ મહાતીર્થે શ્રી નેમિનાથ જિનેશ્વરના બિંબ વસ્તુપાળ તેજપાળે પોતાના મોટા ભાઇના શ્રેય માટે પધરાવ્યા છે, તેની પ્રતિષ્ઠા નાગેન્દ્ર ગચ્છીય શ્રી વિજયસેન સૂરિએ કરાવી છે." આ પથ્થરનો ઉપરનો ભાગ તથા પ્રતિમાજી હજુ શોધવાના રહે છે. જાણીને આનંદ થાય છે કે આમાંથી નિકળેલ જિનબિંબોને એક જુદું ઘર ખરીદ કરી પધરાવેલ છે; અને હવે અંદર તમામ શોધખોળ કરવા માટે તમામ જમીન ખરીદ કરી બધો ખર્ચ શેઠ જમનાભાઇ ભગુભાઇએ પોતા તરફથી કરવા કલોલવાળા અમથી શ્રાવક ગોરધનદાસ માસ્તરને રજા આપી છે.

—જૈનધર્મ પ્રકાશ ફાલ્ગુન ૧૯૬૯.

........—શ્રી હેમચંદ્રસૂરિના શિષ્ય. તેમણે સો ગ્રંથ લખ્યા છે તેથી તેમણે 'પ્રબંધ શતક કર્તાની મહાન પદવી મેળવી છે. તેમના જન્મ અને જાતિનો ઇતિહાસ મળતો નથી. તે દિવસ અને રાત્રિનો મોટો ભાગ વાંચનમનનમાં પસાર કરતા હતા. 'જૈનોમાં નાટકોની ખામી છે.' એવી ચર્ચા થતાં તેમણે રઘુવિલાસ નાટક અને નિર્ભયભીમ વ્યાયોગ રચેલ છે. તે નાટકમાં તેમની પ્રતિભા, ભાષાની પ્રૌઢતા સુંદર માલુમ પડે છે, અને તે વ્યાયોગ જેવી રચના ઇતર સાહિત્યમાં જોઇએ તેવી વિજયી નીવડી નથી. 'જુદા જુદા વર્ગોમાંથી સામાન્ય તથા વિશેષ લક્ષણો તારવી કાઢી તેમાંથી સામાન્ય અને વિશેષ આકૃતિઓ રચી ઉભી કરવી એમાંજ નાટ્યના રચનારની પ્રવીણતા છે.' આ વિદ્વાનોનું કથન ઉક્ત નાટકમાં સર્વ રીતે લાગુ પડે છે. વળી એક વખત અભ્યુદય એ શબ્દ પર વિદ્વાનોમાં ચર્ચા ચાલી, તેમાં આ સૂરિ શ્રીએ ઉહાપોહ કરી વિજય મેળવ્યો હતો. આ શબ્દનું સ્મરણ રાખવા માટે સૂરિએ રાઘવાભ્યુદય, અને યાદવાભ્યુદય નામનાં કાવ્યો રચેલ છે. આ મહાકાવ્યની પ્રશસ્તિમાં એક વિદ્વાને કહ્યું છે કે:—

सूरिणा रामचंद्रेण साहित्याभ्युदयः कृतः ।
सपरीहरपले तस्याभ्युदयाभिधकाव्ययोः ॥

શ્રી રામચંદ્રસૂરિએ સાહિત્યનો ખરેખરો અભ્યુદય કર્યો છે, અને તે તેમના ઉક્ત બે અભ્યુદય કાવ્યમાં વિશેષ દેખાય છે.

આ સિવાય ગુરૂની આજ્ઞા લેઇ વિહારે નિકળતાં તે સંબંધે એક શતક નામે વિહાર શતક લખેલ છે કે જે હાલ ઉપલબ્ધ નથી; અને દ્રવ્યાલંકાર અને નળવિલાસ મહાકાવ્ય —એ બે ગ્રંથો લખ્યા છે. સો પ્રબંધ કર્યા તેમાંથી આ સિવાય બીજાનાં નામ પણ પ્રાપ્ત થતાં નથી.—આત્માનંદ પ્ર૦ માહ ૧૯૬૯.

સાધ્વીક્ષેત્ર—આ સાત ક્ષેત્રમાંનું ચોથું ક્ષેત્ર છે. સાધુગુણ યુક્ત તે સાધ્વી છે. જો કે સ્ત્રી વેદ કેટલાએક, અનુત્તમ કર્મના યોગે પ્રાપ્ત થાય છે, પરન્તુ તે સાધ્વીના આચારથી યુક્ત થાય તો તે ઉચ્ચ દશામાં ગણાય છે. આ ક્ષેત્રજ સ્ત્રી જાતિની ધાર્મિક ઉન્નતિ કરી શકે છે. અજ્ઞાન અને અલ્પમતિ શ્રાવિકાઓને ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવાના મહાન કાર્યમાં સાધ્વીઓએ પ્રવૃત્ત થવાનું છે. અને તેથીજ કહ્યું છે કે:—

प्रवर्तिनीप्रसादेन, प्राप्तधर्म प्रसादिकाः ।
श्राविकाः श्राविकाजन्म सार्थयंति प्रमोदतः ॥

પ્રવર્તિની એટલે સાધ્વીના પ્રસાદ-કૃપાથી ધર્મની પ્રસાદી મેળવી શ્રાવિકાઓ પોતાના જન્મને હર્ષથી સાર્થક કરે છે.

પવિત્ર સાધ્વીઓ સંસારી શ્રાવિકાઓનું વિશ્રામ સ્થાન છે. સધવા કે વિધવા શ્રાવિકા સાધ્વી ક્ષેત્રમાંથી જ્ઞાનાનંદ મેળવી શકશે ત્યારેજ સંઘનો ઉદય થશે. ધાર્મિક શિક્ષણમાં આવશ્યક જ્ઞાનનો બોધ, ક્રિયાચારનો અભ્યાસ, અને ઇષ્ટોપાસનાની પદ્ધતિ શિખવવા યોગ્ય છે! નૈતિક શિક્ષણમાં સદ્વર્તન, સત્યવચન શીલરક્ષણ, પતિભક્તિ અને ગૃહ ધર્મની યોગ્ય શિક્ષા આપવી યોગ્ય છે.

આ૦

**માનસિક વિકાસ**—આ પર કમળનું દષ્ટાંત મનનીય છે. જેમ કમળનું પુષ્પ જળમાં અને કાદવમાં ઉત્પન્ન થયેલું હોવા છતાં ઉપર આવી પોતાની દષ્ટિ સૂર્ય કે ચંદ્ર સંમુખ રાખી સદા વિકસિત રહે છે, તેમ આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી ઉત્પન્ન થયેલું મન જો આત્મજ્ઞાનની પ્રાપ્તિ તરફ ઉર્ધ્વમુખ રહે છે તો તે એકદમ વિકાસ પામે છે. કમળની કર્ણિકા અને પાખંડીઓ જેમ જળના કલ્લોલથી નિર્લેપ રહે છે તેમ આ માનસિક પુષ્પ ખીલેલું હોવાથી નિર્વિકાર રહે છે. આ. પ્ર.

**ભાવપૂજામાં સ્તવન કેવાં બોલવાં?** આ સંબંધે મનનીય લેખ રા. **નેમચંદ ગિરધરલાલ** કાપડીઆના હસ્તનો **જૈન** ધર્મપ્રકાશમાં આવેલ છે તેનો સાર એ છે કે ભાવપૂજા સ્તુતિ સ્તોત્ર સ્તવનાદિથી થાય છે અને તે સ્તોત્રાદિ કેવાં હોવાં જોઇએ તે સંબંધે શ્રીહરિભદ્ર સૂરિ ષોડશકમાં જણાવે છે કે (૧) પ્રભુનાં લક્ષણ લક્ષિત શરીર સંબંધી (૨) ક્રિયા આચાર ચારિત્રાદિક સદ્‌ગુણો સંબંધી (૩) ગુણો સંબંધી વર્ણનવાળાં, (૪) ગંભીર અર્થ ભાવવાળાં (૫) વિચિત્ર વર્ણ યુક્ત અલંકારવાળાં. (૬) પરિણામની વિશુદ્ધિ કરવાવાળાં, (૭) વૈરાગ્ય રસ અને મોક્ષાભિલાષને પોષનારાં (૮) જેમાં પોતે કરેલ પાપ નિવેદન કરવામાં આવેલાં હોય (૯) જે ઉપયોગ સહિત અકામપણે ઉચ્ચારવામાં આવેલાં હોય (૧૦) જેનાં અનેક ઉત્તમ અર્થ થઇ શકતાં હોય અને (૧૧) જે મહામતિમંત પુરુષોએ ગુંથેલાં—રચેલાં હોય એવા સ્તોત્રાદિકવડે પ્રભુની સ્તવના કરવી. શ્રી દેવેંદ્રસૂરિ દેવવંદન ભાષ્યમાં કહે છે કે **गंभीर महुर सद्दं महत्थजुत्तं हवइ थुत्तं** (૧) ગંભીર-ઉંડા આશયવાળા, (૨) મધુર શબ્દધ્વનિવાળાં, (૩) મહદર્થયુક્ત-જેમાં મોટો અર્થ રહેલ છે તેવાં સ્તવન ભાવપૂજામાં પ્રભુ સંમુખ બોલવાં. આ સર્વ આપણે સ્તવન કેવાં, કેવી રીતે બોલવાં એ યથાર્થ સમજાવે છે.

હવે આપણે વર્તમાન ગુજરાતી ભાષામાં રચાયેલ સ્તવન સંબંધે બોલીશું. રચનારે જુદા જુદા આશયથી સ્તવન રચ્યાં છે; પરંતુ તેથી તે દરેક પ્રભુ સમક્ષ ભાવપૂજામાં બોલી શકાય એમ સમજવાનું નથી. આથી સ્તવનમાં રહેલ આશયનો વિચાર કરી તેના પ્રકાર પાડી તે પ્રમાણે બોલવાં તેજ હિતકર છે. મુખ્યતાએ તેના **ચાર** વિભાગ કરી શકીશું (૧) પ્રભુની સ્તુતિ પ્રભુની મહત્તા દર્શાવનારાં જેમકે **યશોવિજયજીની** આખી ચોવીશી, 'પ્રથમ જીનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધીરે કાય,' 'જિનેશ્વર સાહિબારે' વળી 'શ્રી પાર્શ્વ પ્રગટ પ્રભાવી' વગેરે (૨) ઉપદેશ અને આત્મનિંદાયુક્ત પ્રભુ—મહત્તા દર્શક, જેમકે શ્રી આનંદઘન દેવચંદ્ર અને મોહનવિજય વગેરેની ચોવિશીઓ, વળી 'જ્ઞાનાદિક ગુણ સંપદા બાળપણે આપણ સસનેહી' 'સોળમા શ્રી જિનરાજ, ઓળગ સુણો અમતણી લલના વગેરે સ્તવનો ઘણાં છે. આમાંનાં ઘણાં પહેલા અને આ વિભાગમાં આવી શકે તેવાં પણ છે. **આ બંને વિભાગનાં સ્તવનો ખાસ દેરાસરમાં પ્રભુ સમક્ષ બોલવા લાયક હોય છે.** (૩) તીર્થોનું મહાત્મ્યસૂચક, આમાં શત્રુંજયનાં બહુ સ્તવનો પ્રચલિત છે અને (૪) તીથિઓની ઉપયોગિતાસૂચક. તેમાં પાંચમ, આઠમ, અગિયારશ વગેરે તીથિની ઉપયોગિતા દર્શાવનાર સ્તવન પ્રસિદ્ધ છે. આ ત્રીજા અને ચોથા વિભાગનાં સ્તવનો ભાવપૂજા કર્યા પછી પ્રભુ સમક્ષ **બોલી શકાયજ નહિ.** તે સ્વાધ્યાય માટે અને પ્રતિક્રમણ માટે નિર્માયેલ છે અને ત્યારે બોલાય અને ઉપયોગી

થાય છે. બાકી પ્રભુ સમક્ષ " પંચમી તપ તુમે કરોરે હો પ્રાણી' 'હારે મારે ઠામ ધર્મના સાડા પચવીશ દેશજો, ' સુત સિદ્ધારથ ભૂપનોરે ' ' થીરે સિદ્ધાચળ ભેટવા " એકદિન પુંડરિક ગણધરૂરે' 'સિદ્ધાચળગિરિ ભેટયારે ધન્ય ભાગ્ય હમારા ' વગેરે સ્તવન આ ત્રીજા અને ચોથા વિભાગનાં છે તે પ્રભુ પાસે બોલવાં તે અસમંજસ લાગે તેવું છે. જે ઉપદેશ પ્રભુએ આપણને આપ્યો છે, અને જે ઉપદેશ સંપૂર્ણ રીતે પામી જેઓ પારંગત થયા છે તે પ્રભુ સમક્ષ આપણે તે ઉપદેશ રાગ કાઢી આપવા બેસીએ તે કેટલું બધું અયુક્ત છે? તેવી જ રીતે સિદ્ધાચળાદિ તીર્થના મહાત્મ્ય અને તે તીર્થની યાત્રાનાં ફળ બતાવેલ છે તે પ્રભુ સમક્ષ બોલવાના હોય જ નહિ કારણ કે તે તો જાણે જ છે.

સ્તવન, સ્તુ=સ્તુતિ વખાણ કરવાં, મહત્તા-પૂજનિકતા પ્રગટ કરવી એ ધાતુપરથી થયેલ છે તેજ બતાવી આપે છે કે ઉપરનો વિચાર લક્ષમાં લેવાનો છે. દાખલા તરીકે શ્રીભદ્રબાહુ સ્વામિનું ' ઉવસગ્ગહર ' સ્તવન સૂત્રરૂપે છે તે બહુ ઉત્તમ, બોધદાયક છે. તેમાં પ્રભુગુણસ્તુતિ, મહત્વ, નામોચ્ચારણથી પણ થતો લાભ, પ્રભુ જેવા થવાની માગણી, તેમની સેવાથી મોક્ષ માર્ગની પ્રાપ્તિ વગેરે ભાવો દર્શાવવામાં આવ્યા છે. આ ઉપરાંત યોગબિંદુમાં શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી ચૈત્યવંદન અધિકારમાં કહે છે કે:—

> स्थानकालक्रमोपेतं शब्दार्थानुगतं तथा ।
> अन्यासंमोहजनकं, श्रद्धासंवेगसूचकम् ॥
> प्रोल्लसद्भावरोमांचं, वर्धमान शुभाशयम् ।
> अवनामादिसंशुद्धमिष्टं देवादिवंदनम् ॥

દેવવંદન-સ્તવન (૧) યોગ્ય સ્થાન-કાલ જેમાં રાખેલ હોય તેવું (૨) શબ્દ અર્થને યોગ્ય (૩) બીજા સાંભળતાં પ્રીતિ થાય તેવું—બાધા ન ઉપજે-તેવું. (૪) શ્રદ્ધા સંવેગ જેમાં રહેલ છે તેવું, (૫) જેમાં રોમાંચ ખડા થાય તેવા ભાવ ભરેલા હોય તેવું, (૬) જેમાં શુભઆશયની વૃદ્ધિ થાય તેવું (૭) અને વંદનાદિક ક્રિયાએ જે શુદ્ધ હોય તેવું-હોય છે. આમાં વિશેષ જાણવાનું એ છે કે બીજાને પ્રીતિ થાય અગર બાધા ન ઉપજે તેમ એટલે બહુ મોટો રાગ કાઢીને બીજા ગાતા હોય તે ઢાંકી દઇને, તેમજ બીજાના ચિત્તમાં વ્યાક્ષેપ ન થાય તેમ બોલવાનું છે.

હવે સ્તવન બોલતાં ખાસ જરૂરની બાબતોપર આવીએ—૧ સંગીત મધુર વસ્તુ છે, આનંદ કરાવનાર શોક ભૂલાવનાર છે. ચિત્તને એકરૂપ કરે છે અને તેથી ભાવોલ્લાસ થાય છે. રાવણે સંગીતની ધુનમાં મહાન પુન્ય મેળવ્યું; તો મધુર શબ્દથી મન સ્થિર કરી શાંતચિત્તે સ્તવન બોલવું. ૨. રાગ ન આવડતો હોય તો તે જાણ્યા પછી બોલવું. નહિ તો ભાવ ઉત્પન્ન થતો નથી. ૩ મોંઢે કરીને બોલવું. ચોપડીમાંથી વાંચી બોલવાથી ચિત્ત ચોપડીમાંજ રહે છે. પ્રભુપર એક દ્રષ્ટિ રાખી ઉલ્લાસમાન ભાવથી બોલવું. ૪ અર્થ જાણ્યા પછી બોલવું. નહિ તો અર્થનો અનર્થ થાય છે જેમકે એક સ્તોત્રમાં " છે પ્રતિમા મનોહારિણી; દુઃખહરી શ્રી વીરજિણંદની"—તેમાં દુઃખ હરીને બદલે દુઃખ કરી બોલાઇ જવાય:તો અનર્થ કેટલો થાય તે સમજાય તેમ છે. વળી અર્થ ન જાણતાં બોલવાથી અસંબદ્ધતા થાય છે. જેમકે કેટલાક ' જગત ત્રયાધાર કૃપાવતાર'યા ભક્તામરના પ્રથમના બે ત્રણ શ્લોક કહી ચાલ્યા જાય છે; પણ તે શ્લોકો ત્યાર પછી જે મહાન્ ભાવો તે સ્તોત્રમાં દર્શાવેલા છે તે

સાંભળવા પ્રભુની નિમંત્રણા કરવાવાળા છે. એકને પોતાની હકીકત સાંભળવાનું કહી પછી કંઇ કહ્યા વગર ચાલ્યું જવું એ અયુક્ત છે, તેવીજ રીતે આમાં સમજવાનું છે. ૫ બીજા સ્તવન બોલનારનું. ચિત્ત ભાવમાંથી ખસી જાય, ભાવશ્રેણી તૂટી જાય તેવી રીતે મોટા રાગ કાઢી સ્તવન કદી ન બોલવું. આથી દેરાસરમાં ઘોંઘાટ થઇ રહે છે. શાંત ચિત્તે ધીમે ધીમે સારે અંતરાય પાડયા વગર બોલવું.

**કેટલીક આશ્ચર્યકારક ટેવો.** (૧) ઘણા જૈન ધર્મ પ્રચારક મનુષ્યોને દિવસનું કામ કર્યા પછી સાંજે થાક લાગ્યો છે એવું લાગે છે એ માત્ર એક જાતની ટેવજ છે. તો મનને કોઇ પણ કાર્યથી શ્રમિત થઇ જવાની ટેવથી દૂર રાખવું તેજ ઉત્તમ છે. (૨) ઋતુના જરા ફેરફારથી શરીરની તંદુરસ્તીમાં ફેરફાર થઇ જવો-માંદા પડી જવું તે પણ એક ટેવજ છે.-બહુ હેરાન કરનારી ટેવ છે. તો તેવી મનપર અસર ન થાય તેવી ટેવ પાડવી. (૩) પોતાને ન પસંદ પડે તેવો ખોરાક મળે કે તરતજ ઉદાસીનતા દેખાવી, અણગમો થવો એ પણ એક જાતની ટેવ છે. કેટલાકને તેવા ખોરાકથી શરીરમાં રોગ થઇ જતો હોય તેમ લાગે છે. આમાં ખોરાકથી વ્યાધિ નથી પણ ટેવને લઇને લાગે છે તો આ ટેવ દૂર કરવી; અને તેમ થયે ખોરાક જરૂર પચશે. (૪) જ્યારે ઇચ્છાનુસાર કાર્ય નથી થતું એમ લાગે ત્યારે 'ઉશ્કેરાઇ જવું', ખોટું લગાડવું, વિરૂદ્ધતા બતાવવી એ પણ એક જાતની કુટેવ જ છે તેથી આનંદી સ્વભાવનો નાશ થાય છે. તો સંતોષ, ધીરજ રાખવી અને સર્વ કાર્યોમાં પ્રીતિ ઉપજાવવાની વૃત્તિ—ટેવ પાડવી. (૫) સૂર્યોદય થયા પછી પણ બહુ મોડા ઉઠવાની ઘણાને ટેવ હોય છે, તેથી અભ્યાસ વગેરેમાં વૃદ્ધિ થઇ શકતી નથી. આ કુટેવનો ઉપાય એ જ છે કે રાત્રે સુતી વખતે હમેશાં સવારે જે વખતે ઉઠવું હોય તેનો નિર્ણય કરવો અને પછી સૂવું. આથી નિશ્ચિંત વખતે સ્વાભાવિક રીતેજ ઉંઘ ઉડી જશે. (૬) જે સંજોગોમાં ટેવાયલા હોય તે ન મળે ત્યારે ઘણાં માણસો ગભરાઇ જાય છે અને ગમ પડતી નથી. આ નવા સંજોગોને અનુકૂળ થવાની મનને ટેવ નહિ પાડવાનું પરિણામ છે. ગમે તે સંજોગોમાં મનને અનુકૂળ કરવાની ટેવ પાડવી અને મનને તેવું બળવાન બનાવવું. ઉપસંહારમાં પોતાની કુટેવોપર મનુષ્યે કાબુ મેળવવો અને એવી સતત્ ઇચ્છા—શક્તિ રાખવી કે જેથી તેવી કુટેવોના ગુલામ થવા કરતાં તે ઇચ્છાનુસાર તેને પ્રવર્તાવવી. આમ થયે ખરી પ્રગતિ થાય છે. આ લેખ રા. નેમચંદ કાપડીઆએ ઇંડિઅન પ્રોગ્રેસ નામના પત્રમાંથી લીધેલ છે. ( જૈ. ધ. પ્ર. )

---

## धर्मगुरुओ तेमज धर्मोपदेशको माटे अनुकरणिय थइ पडे एवुं एक अन्य दर्शनीनुं जीवन चरित्र.

લખનારઃ—શ્રી. સાકરચંદ માણેકચંદ ધડીઆળી.

દરેક મનુષ્યના જીવનની ઉપયોગી પળો, નહિ સમજાય એવી ઝડપથી વહી જાય છે. આજે જેને એક સ્થિતિમાં જોઇએ છીએ તેને કાલે-અરે બીજીજ પળે તદન જ જુદી સ્થિતિમાં જોઇએ છીએ. પળ પછી શું થશે તેની કલ્પના કરવી પણ અશક્ય થઇ પડે છે. વર્તન ( Character ) કોઇકજ સદ્‌ભાગી પુરૂષમાં નજરે પડે છે, અને મોટે ભાગે ફરવું-ખાવું-પીવું અને કાંઇક અંશે પુજા સામાયિક વગેરે ક્રિયાઓ કરી તે કરવામાં

આપણી ફરજ પુરી થાય છે–એમ માનવાનો જમાનો ચાલતો નજરે પડે છે. તપ અને ક્રિયાથી અનેક અશક્ય એવી લબ્ધીઓ પ્રાપ્ત થઈ શકે છે એવું માનનારાઓ જો કે પ્રત્યક્ષ જુએ છે કે બીજા દેશોમાં અને અન્ય દર્શનીઓમાં તેમાંનું કાંઇ નથી તે છતાં તેઓ એવી શોધો કરે છે કે જે જે **લબ્ધીઓને પણ કોરે બેસાડે**, છતાં તેનું અનુકરણ દેશ કાળ અનુસાર કરવાને બદલે માત્ર આશ્ચર્યચકિત થઇ પ્રમાદમાં બેસી રહે છે. અને આત્માની અદ્‌ભુત શક્તિઓને ખીલવવાનો પ્રયાસ પણ કરતાં નથી. ગૃહસ્થો આ સંબંધમાં ઘણું કરી શકે એમ છે અને જેઓ શ્રીમાન છે તેઓ તો દેશ તેમજ કોમને માટે આ જમાનાની નવી શોધો, રસાયણો અને વિદ્યાઓનો ઉપયોગ કરી દેશને અને કોમને ઘણા ઉપયોગી થઇ પડે એમ છે. તેજ રીતે સાધુઓ પણ જો મન પર લે, અને "દયા" "અહિંસા" ના ઉંચ ભાવવાળા અર્થ સમજે તો એટલું બધું કરી શકે કે જેની કલ્પના થવી પણ અશક્ય છે. માત્ર જૈનોને કથાઓ અને ક્રિયાઓ સમજાવવા કરતાં તે સાથે તેથી ઉંચ એવાં ઘણાં કામો છે કે જેના ઉપદેશથી માત્ર જૈનોને જ નહિ પણ આખી દુનિયાના પ્રાણીમાત્રને લાભ થાય અને હિંસા પણ મોટે ભાગે ઓછી થાય. વિહાર પાઉં પ્યાદા કરવાનો હોવાના સબબે સાધુઓ તો એ દિશામાં ઘણું કરી શકે કેમકે તેઓના વિહાર દરમ્યાન નાનાં નાનાં ગામડાંઓ તેમજ મોટાં શહેરો આવે છે અને એવી કોઇકજ જગ્યા બાકી રહે કે જ્યાં તેઓ નહિ જઇ શકે અને પોતાના ઉપદેશ–સદ્‌વર્તન અને જ્ઞાનનો લાભ નહિ આપી શકે. એવી જગ્યાઓમાં વિદ્વાન ગોરજીઓ ( ગુરૂજીઓ ) પણ ઘણું કરી શકે. અને જો એ બન્ને વર્ગો એક સંપથી એકેક તરફ દ્વેષની નજરે જોયા વગર–માત્ર પોતાની ફરજ–જીનેશ્વર તરફની ફરજનો ઉંચ વિચાર જ–ધ્યાનમાં રાખે તો હાલની હિંસક, દુઃખી, અને કંગાળ દુનિયામાં મોટો ફેરફાર થયા વગર નહિજ રહે.

તે માટે આ જમાનાના ઘણા અદ્‌ભુત–આશ્ચર્યચકિત કરનારા–મનુષ્યોના દાખલા મોજુદ છે અને તેઓમાંના ઘણાક તો હયાત પણ છે. તેઓના દાખલા લઇ–તે ઉપરથી ધડો લઈ–મોટી મોટી વાતોમાં અને માનપાનમાં જ પોતાની સિદ્ધિ માનનારાઓ જો કાંઈ અનુકરણ કરે તો તેઓ પોતાના આત્માનું હિત કરતા જ ગણાશે. એવા એક અદ્‌ભુત નરનું મૃત્યુ થોડા વખત ઉપર થયું હતું ત્યારે દુનિયાના દરેક મોટા રાજ્યના વડાઓએ અને અનેક મનુષ્યે તેના મૃત્યુ માટે શોક કરી તે સંબંધમાં પોતાની દીલસોજી જાહેર કરી હતી અને એક પારસી ગૃહસ્થ મી. રતન જમશેદજી તાતાએ તો આ દેશની મુક્તિફોજના હિત માટે રૂપીઆ એક લાખની મોટી રકમ કાઢી આપીને તેના કામને વખાણ્યું હતું. એવા એક નરનું ટુંક વૃત્તાંત આ સ્થળે આપવા માગું છું કે જેથી આપણા આગેવાનો અને ઉત્તમ નરવીરોને તેમાંથી શીખવા યોગ્ય કાંઇ પણ મળે અને તેનું અનુકરણ કરવા આત્મભોગ આપવાની લાગણી સ્ફુરે.

જે નરવીર વિષે ઉપર ઇસારો કરવામાં આવ્યો છે તેનું નામ વિલીયમ બુથ ટક્કર હતું અને જેઓએ "મુક્તિફોજ" ના ખાતાંઓ અને ઉપદેશકો જોયા હશે તેઓની જાણ માટે માત્ર એટલુંજ જણાવવું પુરતું થઇ પડશે કે મુક્તિફોજનો સ્થાપક–અને તેને પોતાના મૃત્યુસમય સુધી ટકાવી ઘણા મજબૂત પાયા ઉપર મુકનાર–મુક્તિફોજનો વડો તે જનરલ વિલીયમ બુથ ટક્કર હતો. તેનો જન્મ સને ૧૮૨૯ ના એપ્રીલ મહીનાની ૧૦ તારીખે

થયો હતો જ્યારે તેનું મૃત્યુ ૧૯૧૨ ના આગષ્ટ મહીનાની ૨૦ મી તારીખે થયું હતું. બાલ્યાવસ્થાથી જ તે ઉંચ અને પરોપકારી વિચારો ધરાવતો હતો અને દુઃખીઓનાં દુઃખ કેમ ઓછાં કરવાં તે ઉપર તે મોટું ધ્યાન આપતો હતો. ૧૮૬૮ ના વરસ સુધી તેણે આ બાબતો ઉપર લક્ષ આપી પોતાની વક્તૃત્વ શક્તિ અદ્ભુત રીતે ખીલવી અને એ જ વરસમાં દુઃખીઓને સુખી કરવાના અને ખ્રીસ્તી ધર્મના ફેલાવા અર્થે "મુક્તિફોજ" ("Salvation Army") ની સ્થાપના કરી.

"મુક્તિ ફોજ" એ નામ જ વિચિત્ર હતું અને તેનાં કામો પણ બહારના દેખાવમાં તેથી વધુ વિચિત્ર હતાં. ગીતો ગાઇને, વાજાંઓ વગાડીને નીતિની વાતો કરીને અને એવી આકર્ષક રીતિઓ મારફતે એ "ફોજ" નાં માણસો કામ કરીને બીજાઓને ખ્રીસ્તી ધર્મ તરફ અને નીતિના માર્ગ તરફ ખેંચતા હતા તેથી ઘણાઓને તેના તરફ તિરસ્કાર-વ્હેમ શક ઉત્પન્ન થયા અને તેઓએ તે તોડી પાડવા માટે અનેક ઉપાયો યોજ્યા, અનેક લખાણો કર્યાં. મોટા મોટા વિદ્વાનોએ પણ ઉપર જેવાજ વિચારો વિલીયમ બુથ ટક્કર માટે જણાવતાં તેના ઉપયોગી કામમાં મોટી નડતરો ઉભી થઇ અને કેટલાકો તેને "ઊંટ વૈદ" પણ ગણવા લાગ્યા. આ સઘળું છતાં તે હિંમત હારી ગયો નહિ અને તેણે પોતાનું કામ ચાલુ રાખ્યું. તે જ્યાં સભાઓ ભરતો ત્યાં ઘણાંઓ આવીને તોફાન કરતાં, પત્થરો ફેંકતા અને બીજી રીતના ધાંધલ પણ કરતા, છતાં તેનું દષ્ટિબિંદુ તે ચુક્યો નહિ અને પરિણામ એ આવ્યું કે જેઓ તેના દુશ્મનો હતા તેઓને પણ તેનાં કામની તપાસ લેવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તે તપાસમાં જનરલ બુથ ટક્કર શુદ્ધ સોનારૂપે જણાઇ આવ્યો. મોટા રાજ્યકર્તાઓ, વિદ્વાનો, લેખકો, રાજ્યદ્વારીઓ, પ્રધાનો, વગેરેએ પછી તેના તરફ ખેંચાયા અને યુરોપનો એવો કોઈ પણ રાજકર્તા નહિ હશે કે જેણે તેને પૂજ્ય ભાવથી નહિ જોયો હોય અને તેના તરફ પોતાના માનની લાગણી નહિ દર્શાવી હોય. નામદાર શહેનશાહ એડવર્ડ, નામદાર શહેનશાહ જ્યોર્જ, જર્મનીના કયસર, જાપાનના મીકાડો વગેરે તેમને તેવાજ માનથી જોતાં હતાં, અને લન્ડનના મેયરે તેને લન્ડન શહેરના છુટાપણાનું મોટું માન આપ્યું હતું એટલુંજ નહિ પણ જાપાનના મર્હુમ શહેનશાહ પોતાના બધા કેદીઓનું વર્તન સુધારવા માટે તેઓને તેને સોંપી દીધા હતા. તેનું કામ ગરીબોને-દુખીઓને-ચોરોને-જુગારીઓને-કેદીઓને-દરેક કંગાલને ધર્મ અને નીતિનો ઉપદેશ આપી સુધારવાનું હતું અને તેમાં તને મોટી ફતેહ મળેલી.

૧૮૬૮ માં "મુક્તિફોજ" ની સ્થાપના થઇ હતી અને ૧૯૧૧ ના વરસની આખેરી સુધીમાં એ સંસ્થાની શાખાઓ ઓગણ સાઠ (૫૯) જુદા જુદા દેશોમાં હતી, જેમાં દુનીયાની ચોત્રીસ ભાષા બોલનારાઓ મારફતે જનસમૂહને સુધારવાનું કામ ચાલતું હતું અને હાલમાં પણ ચાલેછે. દુનિયાના એવા ઘણા થોડાજ ભાગો હશે જ્યાં તેણે પોતાની નજર નહિ દોડાવી હોય અને જનસમૂહને સુખી કરવા તરફ લક્ષ આપ્યું ન હોય

ગયા વરસમાં "મુક્તિફોજ" ના જુદાં જુદાં ૮૫૮૨ સ્થાનો દુનીઆના જુદા જુદા દેશોમાં હતાં, જ્યાં સરેરાશ દરરોજ ૨૯૩૫૯ માણસોને આશ્રો મળતો હતો, અને "મુક્તિફોજ" ની મીલકત ની વાર્ષિક આવક ત્રણ ક્રોડ રૂપીયા કરતાં વધુની ગણાય છે.

અને લાખો માણસો તેના સભાસદો છે. માત્ર હિંદુસ્તાનમાંજ ૨૫૦૦ અમલદારો અને લાખો માણસો "મુક્તિફોજ" નો આશ્રય મેળવેછે. જેમાં ગુજરાતી, મરાઠી, પંજાબી, બંગાલી, હીંદી, તામીલ, તેલંગુ, સીલોનીસ, દરેક દેશના વતનીઓ જોડાઇને ઇસુખ્રીસ્તના ધર્મને માનનારા થયાછે. આ દેશની પ્રાથમિક શિક્ષણ આપનારી નિશાળોમાં "મુક્તિફોજ" નો ધર્મ માનનારાઓના ૧૦૦૦૦ છોકરા શીખે છે અને ૧૮૦૦ છોકરાં ઉદ્યોગ હુન્નરનું શિક્ષણ લેછે; તેની હિંદુસ્તાન માં ૧૯ લાખ રૂપીઆની થાપણ ધરાવતી કેટલીક બેંકો છે, તે માંથી ગરીબોને મોટો આશ્રય મલેછે, વળી આ દેશના વણકરોની ઉન્નતી અર્થે તેણે ૧૦૦૦ થી વધુ સાળો તેઓને આપી છે, અને તેઓને સુખી કરવા મોટો પ્રયત્ન કરવામાં આવે છે. દુકાળના વખતે તો દુકાળવાળા દરેક ભાગમાં પોતાના માણસોને મોકલી દુકાળથી પીડાનારાઓને બચાવે છે અને તે બાદ તેમને ખ્રીસ્તીધર્મમાં વટલાવી ઉપયોગી મનુષ્ય બનાવવા મહેનત લેછે; હીંદના કેદીઓને સુધારવા અર્થે પણ તે રોજ પ્રયત્ન કરેછે અને ઘણાંઓના દુખી જીવનને સુધારવામાં તેણે ફતેહ મેળવી છે.

આ બધું કરનાર વીલીયમ બુથ ટક્કર હતો, જે દરેક ખાતું પોતાના એકલા હાથેજ ચલાવતો હતો– એટલે કે દરેકનો સ્વતંત્ર માલીક તે એકલો હતો અને દરેક કાર્ય માટે તે એકલોજ હુકમો કાઢતો હતો. તે છતાં તે કેટલું બધું કરી શક્યો છે તેનો કાંઇક સાર જે ઉપર આપવામાં આવ્યો છે તે એટલું બતાવવા પુરતો છે કે માણસ જો ચાહે દુનીયાને સુખી કરવા માટે ઘણું કરીશકે અને તે પણ પોતાના એકલા બુદ્ધિબળથી, આપણા આગેવાનો,ધર્મ ગુરૂઓ અને વિદ્વાનોમાંથી એવો કોઇક પણ વિરતર નિકળી આવે તો શું ન કરી શકે તેનો ખ્યાલ આવવો પણ અશક્ય છે.

---

# राजकोटनुं श्री दशाश्रीमाळी अने जैन वणिक बॉर्डींग हाउस.

## ते संबंधी केटलीक विशेष हकीकत.

## (१)

" A Rising Institution of Rajkot " "રાજકોટની એક આશા આપનારી સંસ્થા" એ હેડીંગ નીચે આ પત્રના જાનેવારી-ફેબ્રુઆરીના અંકમાં, એક જૈનબંધુ "H" ની કલમથી લખાએલ એક અસરકારક અગત્યનો લેખ આ સંસ્થા સંબંધી પ્રગટ થવા પામેલ, તે માટે સદરહુ બંધુશ્રી "H" ને ધન્યવાદ ઘટે છે. સદરહુ લેખમાં કાઠીયાવાડ તરફ આપણી જૈન કોમની થઈ પડેલી કફોડી સ્થિતિનું તથા આવી સંસ્થાની અગત્યતા સંબંધીનું ધ્યાન ઘણી બારીકીથી કરવામાં આવે છે; તેથી તે સંબંધી વિશેષ હકીકત જણાવવાની જરૂર રહેતી નથી. પરંતુ આ અતિ આશા આપનારી સંસ્થા સંબંધી કેટલીક અગત્યની હકીકતનો સદરહુ લેખમાં સમાવેશ ન થઇ શકેલ હોવાથી, તે હકીકત જાહેરમાં મુકવાની જરૂર જોવામાં આવેલ છે.

પવિત્ર જૈન ધર્મની મુખ્ય મહત્તા ભ્રાતૃભાવના ઉચ્ચ ઉદ્દેશને આભારી છેઃ અને તેથી સમગ્ર જૈન કોમમાં ભ્રાતૃભાવનું તત્વ પ્રાણાપણે ખીલતા પામે, તેની સંગીન હીલચાલ

દરેક જગોએ શરૂ થવી જોઇએ. જણાવતાં આનંદ થાય તેમ છે કે, કાઠીયાવાડના મધ્ય ભાગમાં જુદા જુદા સંપ્રદાયના જૈનબંધુઓમાં ભ્રાતૃભાવ અત્યાર સુધી પૂર્ણપણે અખંડ રહેવા પામેલ છે. અને તેજ પ્રમાણે બંધુભાવ ભવિષ્યમાં પણ કાયમ રહેવા પામે તેવા ઉચ્ચ ઉદ્દેશથી આ સંસ્થા કોઇપણ એક ફીરકા માટેજ નહિ પરંતુ સમગ્ર જૈન કોમના લાભ માટે અત્યાર સુધી પોતાનું કાર્ય કર્યે જાય છે અને તે નીભાવી રાખવામાં આપણી કોમના જુદા જુદા સંપ્રદાયોના નેતાઓની આ સંસ્થા ઉપર એકસરખી ભાવનાની જરૂર છે.

ઉપર જણાવ્યા મુજબ ભ્રાતૃભાવના ઉચ્ચ ઉદ્દેશને લઇને આ સંસ્થામાં દશાશ્રીમાળી કોમના હરકોઇ ધર્મ પાળતા, તેમજ હરકોઇ વણિક કોમના જૈન ધર્મપાળતા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. હાલમાં આ સંસ્થામાં જુદા જુદા ૩૮ ગામના ૬૪ બોર્ડરો દાખલ થએલા છે. તેઓની કોમ તથા ધર્મ પ્રમાણે હકીકત નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| દશાશ્રીમાળી. | ૫૨ | સ્થાનકવાસી જૈન. | ૪૭ |
| વીશાશ્રીમાળી. | ૧૦ | દેરાવાશી જૈન. | ૧૬ |
| વીશા ઓશવાલ. | ૨ | વૈશ્નવ. | ૧ |
| | ૬૪ | | ૬૪ |

એક જૈનબંધુ "H" ના લેખમાં જણાવ્યા મુજબ આ સંસ્થા પાસે મુદલ ફંડ નથી. માસિક અને છુટી છવાઈ મદદ ઉપર તે નભે છે. તેમ છતાં પણ આ ચાલતા વરસ માટે આ સંસ્થામાં ૨૩ વિદ્યાર્થીઓને તદ્દન માફી, અને ૧૭ વિદ્યાર્થીઓને થોડી ઘણી મદદ આપી કુલ ૪૦ વિદ્યાર્થીઓને આ સંસ્થા તરફથી સહાયતા આપવા ઠરાવ થયો છે. સદરહુ ૪૦ વિદ્યાર્થીઓ પૈકી ૩૩ વિદ્યાર્થીઓ અત્યાર સુધીમાં આ સંસ્થાની સહાયતાથી દાખલ થયા છે. બાકીના થોડા વખતમાં આવનાર છે.

સદરહુ સહાયતા લેનારા વિદ્યાર્થીઓની કોમ અને ધર્મ પ્રમાણે હકીકત નીચે મુજબ છે.

### કોમ પ્રમાણે મદદ.

| | કુલ. | માફી અગર મદદ લેનાર | માસિક મદદ |
|---|---|---|---|
| દશા શ્રીમાળી | ૫૨ | ૩૧ | રૂ. ૧૭૬ |
| વીશા શ્રીમાળી | ૧૦ | ૨ | રૂ. ૮ |
| વીશા ઓસવાળ | ૨ | ૦ | રૂ. ૦ |
| | ૬૪ | ૩૩ | રૂ. ૧૮૪ |

### ધર્મ પ્રમાણે મદદ.

| | કુલ. | માફી અગર મદદ લેનાર. | માસિક મદદ. |
|---|---|---|---|
| સ્થાનકવાસી જૈન | ૪૭ | ૨૨ | રૂ. ૧૨૦ |
| દેરાવાસી જૈન | ૧૬ | ૧૦ | રૂ. ૫૯ |
| વૈશ્નવ | ૧ | ૧ | રૂ. ૫ |
| | ૬૪ | ૩૩ | રૂ. ૧૮૪ |

આ સંસ્થાને હયાતીમાં આવ્યા લગભગ સાત વરસ થવા આવેલ છે. સદરહુ લાંબા વખત દરમિયાન ઉપર દર્શાવ્યા મુજબ આ સંસ્થા સમગ્ર જૈન કોમના વિદ્યાર્થીઓને, કોઇ પણ જાતના—ધર્મ અગર કોમભેદ વગર બની શકતા પ્રમાણમાં મદદ આપતી આવેલ છે. ત્યારે જણાવવું અગત્યનું થઇ પડશે કે, આ સંસ્થાને ઉપજની મદદ મુખ્યત્વે કરીને સ્થાનકવાસી જૈન કોમ તરફથી જ અત્યાર સુધી મળતી રહેલ છે. આ સંસ્થાને મદદ આપવાના બે મુખ્ય પ્રકાર છે એક " માસિક લવાજમ " અને બીજું " ખુશાલી ભેટ " તે ઉપરાંત ઠામ વાસણ તથા બીજું ફરનીચર. આ હકીકત નીચેના આંકડાથી વિશેષ સ્પષ્ટ થશે.

| | ગૃહસ્થો તરફથી માસિકલવાજમ લગભગ. | સાત વરસમાં ખુશાલી ભેટ લગભગ. | માફી અગર મદદ લેનાર વિદ્યાર્થીનું માસિક ખર્ચ. |
|---|---|---|---|
| સ્થાનકવાસી જૈન | રૂ. ૧૦૦ | રૂ. ૫૦૦૦ | રૂ. ૧૨૦ |
| દેરાવાસી જૈન | રૂ. ૧૦ | રૂ. ૧૦૦ | રૂ. ૫૫ |
| વૈશ્નવ. | રૂ. ૦ | આંકડા મળી શકતા નથી. | રૂ. ૫ |

ડેડસ્ટોકનો તમામ સામાન, જેવો કે ઠામ વાસણ, ખાટલા, બાંકો, ટેબલો, ખુરશીઓ, કબાટો વિગેરે તમામ સ્થાનકવાસી જૈન ગૃહસ્થો તરફથી જ મળેલાં છે.

ઉપરની હકીકતથી સ્પષ્ટ રીતે જણાશે કે, આ સંસ્થા ભ્રાતૃભાવના જે ઉચ્ચ ઉદ્દેશથી સમગ્ર જૈન કોમના હિત માટે હયાતીમાં આવવા પામેલ છે, તે ઉદ્દેશ હમેશને માટે કાયમ રહેવા પામે તે માટે સ્થાનકવાસી જૈન કોમના નેતાઓની સાથે, દેરાવાસી જૈન કોમના નેતાઓએ હવે ઉતાવળે જોડાવાની પૂરેપૂરી જરૂર છે. દેરાવાસી જૈન બાઇઓ તરફથી અત્યાર સુધીમાં આ સંસ્થાને જોઇતા પ્રમાણમાં મદદ મળેલ નથી. તે ખરેખાત શોચનીય ગણાય. બન્નેની સ્થિતિના મુકાબલે જણાવવાનું કે, સામાન્ય રીતે સ્થાનકવાસી જૈન બાઇઓ કરતાં દેરાવાસી જૈન બાઇઓ કાઠીઆવાડમાં, તેમજ તેની બહાર વધારે સુખી અને આબાદ સ્થિતિ ભોગવે છે, તો પછી દેરાવાસી બાઇઓ તરફથી આવી અતિ આશા આપનારી સંસ્થાને વધુ પ્રમાણમાં મદદ મળવી જોઇએ અને તેમ કરવામાં જ તેઓનું ગૌરવ સમાએલું છે એમ જણાવવા રજા લઉં છું.

આ સંસ્થાના સદ્ભાગ્યને લઇને, દેરાવાસી જૈનબાઇઓના ખાસ પત્રમાં આ સંસ્થા સંબંધીનો સવાલ ચર્ચાવા પામેલ છે, અને તેનું પરિણામ ઘણું સારૂં આવે તેમ ઇચ્છીએ છીએ.

જૈન મતના અનુયાયીઓમાં ધાર્મિક સવાલ પરત્વે જરા મતભેદ હોવાથી, એક જ મહાવીર પ્રભુના પુત્રોમાં કુસંપ રૂપી સડો દાખલ થવા પામ્યો છે. અને તેને લઇને આપણી કોમની આર્થિક અને વ્યાવહારિક સ્થિતિને સજ્જડ ફટકો લાગેલ છે. હવે સમય બદલાયો છે. સુજ્ઞ જનો પોતાની ભૂલ જોવા લાગેલ છે. અને તેથી સમગ્ર જૈન કોમમાં એકસંપી પૂર્ણપણે પ્રકાશને પામે, તે માટે અગત્યની હીલચાલો ચોતરફથી થતી જોવાય છે. તે સારા ભવિષ્યની નીશાની છે.

ધાર્મિક બાબતમાં ગમે તે મત ભેદ હોવ, તે ભુલી જઇ વ્યવહારિક બાબતમાં સમગ્ર જૈન કોમે એક જ પ્લાટફોર્મ ઉપર એકઠા થઈ, વિચાર ચલાવી દુરદેશીથી યોજનાઓ શરૂ કરી, આપણી એક વખત ધનાઢ્ય સુખી ગણાતી કોમ પાછી આર્થિક બાબતમાં પગભર થવા પામે, તેમ ગોઠવણ કરવાની ફરજ સમગ્ર જૈન કોમના નેતાઓ ઉપર લટકી રહેલ છે.

આ સંસ્થા સંબંધી ઉપર જે હકીકત જણાવેલ છે તે ઉપરથી સ્પષ્ટ જણાશે કે આ સંસ્થા સમગ્ર જૈન કોમના હિત માટે બનતું કરી રહેલ છે. તેમ છતાં પણ માત્ર એકજ ફીરકાના જૈન બંધુઓ તરફથી આ સંસ્થાને મદદ મળેલ છે. સાત વરસના લાંબા સમયમાં પણ આ સ્થિતિમાં જરાપણ ફેરફાર થએલ નથી તેમ જણાવતાં ખરેખાત ખેદ ઉપજે તેમ છે. હવે તેવી સ્થિતિ લાંબો સમય ન રહેવા પામે તે માટે સુખી દેરાવાસી જૈન બાઇઓ તરફથી પણ આ સંસ્થાને યોગ્ય ઉત્તેજન અને મદદ મળતી રહે, તેવી સપ્રેમ વિનંતિ કરવાની જરૂર જોવામાં આવે છે.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સને પણ આ તકે ખાસ વિનંતિ કરવામાં આવે છે કે, તેઓ તરફથી એક ખાસ રીપ્રીઝેન્ટેટીવ આ સંસ્થાની મુલાકાત લેવા માટે મોકલવો જોઇએ. કે જે બારીકાઇથી અત્રેની તપાસ કરી, આ સંસ્થા તરફથી ખાસ રીપોર્ટ સમસ્ત જૈન કોમની જાણ માટે બહાર પાડે. અને સંપની વૃદ્ધિ ઇચ્છતી, અને સમગ્ર કોમને અતિ ઉપકારી આ સંસ્થાને મકાન, ફંડ તથા બીજી અગત્યની જરૂરીઆતો પૂરી પાડી, આ સંસ્થાને મજબુત બનાવવાની યોગ્ય કોશીશ કરવાની પવિત્ર ફરજ બજાવે.

આ સંસ્થા સંબંધી વિશેષ હકીકત નીચે મુજબ છે.

૧. આ સંસ્થામાં ફંડની સ્થિતિ મુજબ, ગરીબ સ્થિતિમાં આવી પડેલા વિદ્યાર્થીઓને તેની સ્થિતિ મુજબ તદન માફી, અગર ઓછા લવાજમથી દાખલ કરવામાં આવે છે. તેમજ જરૂર પડયે કપડાં, ચોપડીઓ, પગરખાં વગેરેની મદદ કરવામાં આવે છે.

૨. સારી સ્થિતિવાળા વિદ્યાર્થીઓને માસિક રૂ. ૭) સાતના લવાજમથી પેઇંગ બોર્ડર તરીકે દાખલ કરવામાં આવે છે.

૩. દરેક બોર્ડરે પોતપોતાના ધર્મનું શિક્ષણ અઠવાડીઆમાં અમુક કલાક લેવું જોઇએ એમ ફરજીઆત ઠરાવેલ છે. અને તેવા પ્રકારના શિક્ષણ માટે બરાબર ધ્યાન આપવામાં આવેછે.

૪. દરેક બોર્ડરના સ્કુલના અભ્યાસ ઉપર પણી દેખરેખ રાખવામાં આવે છે. અને તેના અભ્યાસની હકીકત દરેક બોર્ડરોને આપેલ પ્રોગ્રેસ રજીસ્ટરમાં નોંધાય છે.

૫. બોર્ડરોને ઉત્તમ પ્રકારનો નીરોગી ખોરાક નિયમિત રીતે આપવામાં આવે છે. રાત્રિભોજન તથા કંદમૂળની મના છે તેમજ આઠમ, પાખી તથા પર્યુષણના દિવસોમાં લીલા શાકની મના છે.

૬. બોર્ડરોની શારીરિક સ્થિતિ ઉપર પુરતું ધ્યાન અપાય છે. અકસ્માત અને માંદગીના પ્રસંગે યોગ્ય ડાક્ટરોની સલાહ અને મદદ લેવાય છે. તાત્કાલિક ઉપાય માટે, તેમજ સાધારણ માંદગી માટે જોઇતી કેટલીક દવાનો સ્ટોક રાખવામાં આવે છે.

૭. બોર્ડરોના ચારિત્ર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે. નીતિના વિષયો ઉપર પ્રસંગોપાત યોગ્ય પુરૂષો દ્વારા ઉપદેશ અપાવાય છે. તેમજ દર શનિવારે બોર્ડરોની ડીબેટીંગ સોસાયટી ભરવામાં આવે છે.

૮. સારી ચાલચલણના, તેમજ ધાર્મિક અને વ્યાવહારીક સારા અભ્યાસ માટે વાર્ષિક ઇનામો અપાય છે.

૯. બોર્ડરોની વર્તણુક, કેળવણી તેમજ જરૂરીયાતો ઉપર પુરતું લક્ષ આપવામાં આવે છે.

આ પ્રમાણે આ સંસ્થા બની શકતા પ્રમાણમાં સમગ્ર જૈન કોમ માટે ઉપયોગી કાર્ય બજાવે છે. સદરહુ સંસ્થાને કાયમી ફંડ નથી તેમ પોતાનું મકાન નથી. તેમજ કેટલુંક ફરનીચર પણ નથી. અને તેથી તેવા પ્રકારની યોગ્ય મદદ વગર માસિક રૂ. ૨૫૦ જેવડું મોટું ખર્ચ કરી લાંબો વખત નભી શકશે કે કેમ તે એક પ્રશ્ન છે.

બંધુ "H" પોતાના લેખમાં વ્યાજબી બળાપો કરેછે કે " આવી અગત્ય અને આશા આપનારી સંસ્થા તેના કાચા પાયા ઉપર કેટલો વખત નભી શકશે? જૈન કોમમાં શું એક ખીમજી દયાળ કે અમરચંદ માધવજી નથી? "

દાનવીર બંધુઓ! ઉઠો, જાગો અને કોમને આબાદ કરો. શ્રી ચાર ભગવાને ધર્મનું પહેલું પગથીયું દાન બતાવ્યું છે; અને સર્વ દાનમાં જ્ઞાનદાન ઉત્તમ ગણ્યું છે.

ઉત્સાહી બંધુઓ! ઉઠો, જાગો અને તમારું કર્તવ્ય બજાવો. લક્ષ્મી પુત્રોને ઘેર જાઓ, તેમને સદ્બોધ આપો, અને દુઃખી સ્થિતિમાં આવી પડેલાં કોમનાં બાળકો માટે થોડી લક્ષ્મીનો મોહ ઉતરાવો.

દુઃખી બંધુઓ! ઉઠો, જાગો, અને હિંમત ન હારો. ઉત્સાહી બંધુઓને સંભળાવો, લક્ષ્મી પુત્રોને ઘેર જાઓ, આજીજી કરો, કાલાવાલા કરો, અને તમારાં ભવિષ્ય સુધારવા માટે પાયે લાગો.

સર્વને સન્મતિ મળો.

| | | |
|---|---|---|
| રાજકોટ. | } | સેવક. |
| તા. ૨૦ માર્ચ સને ૧૯૧૪. | | ચુનીલાલ નાગજી વોરા. ઑનરરી સેક્રેટરી. |

૨.

( આ ઉપયોગી સંસ્થા નજરોનજર જોવાની, તેને તપાસવાની મને તક મળી છે; તે તક લીધા પછી વિઝિટર્સ બુકમાં મારો જે અભિપ્રાય યથાવસ્થિત થયો તે નીચે પ્રમાણે જણાવેલ છે. ઉપરની હકીકત યથાર્થ છે. એમ હું મુક્તકંઠે સ્વીકારૂં છું. તંત્રી. ]

આજ રાત્રે આ સંસ્થા તપાસવાની તક મને તેના ઉત્સાહી અને પ્રયત્નશીલ ઑન. સેક્રેટરી રા. ચુનીલાલ નાગજીએ આપી હતી. આ સંસ્થાને એક સગવડતા ભર્યું સારૂં મકાન મળી ન હતું અને તેથી જે હાડમારી અને પ્રતિકુલતા પડતી હતી તે કહી શકાય તેમ નથી. હાલ એક સારૂં મકાન ભાડે લેવામાં આવ્યું છે. અને તેમાં હાલ ૬૩ વિદ્યાર્થીઓ જુદા જુદા ગામમાંથી અભ્યાસ કરવા અર્થે રહ્યા છે અને હજુ પણ રાજકોટ કેળવણી માટે કાઠીઆવાડમાં કેંદ્રસ્થાન હોઇ સેંકડો આવી શકે તેમ છે આ સર્વને પુરતી

સગવડ કરી આપવા બૉર્ડીંગ હાઉસ જેવું એકે ઉત્તમ સ્થાન હોઇ ન શકે, અને તેટલાજ માટે તે બાબત પર આપણા દિગંબરી ભાઇઓ તથા સત્ય લુહાણા કોમે અતિશય લક્ષ આપી કેળવણી અર્થે બૉર્ડીંગો જુદા જુદા શહેરોમાં કાઢી છે. ફક્ત ૬૩-૬૪ માંથી ૪૪ વિદ્યાર્થીઓ બૉર્ડીંગના ફંડનો આશ્રય લે છે અને ફંડ પરમેનન્ટ ( જથ્થુ ) ન હોવા છતાં તેટલો આશ્રય આપી શકે છે તેને માટે કાર્યવાહકોને શાબાશી ઘટે છે. વ્યવસ્થા અને નિયમન ( Aiscipline ) વધારે સારા પ્રમાણમાં દેખાવ દે છે અને તે તરફનું આવી બીજી સંસ્થાઓને ઘણું જાણવાનું, શીખવાનું, અને અનુકરણ કરવાનું મળી આવે તેમ છે.

વિદ્યાર્થીઓ અભ્યાસમાં સારૂં ધ્યાન આપતા હોય તેમ તેમના રજીસ્ટર વગેરે પરથી જણાય છે અને આશા રહે છે કે આગળ જતાં આ સંસ્થામાંથી અનેક રત્નો નીકળશે.

ધાર્મિક શિક્ષણ માટે કરેલ વ્યવસ્થા બંધબેસતી અને વ્યવહાર જણાય છે. ટુંકામાં જણાવું તો કાર્યવાહકો અને ખાસ કરી ઉત્સાહી ઑનરરી સેક્રેટરી શા. ચુનીલાલના પરિશ્રમથી મળી થોડુંઘણું ફંડ-તેને જુદી જુદી રીતના પ્રયાસોથી વધારી તેની જે કંઈ યથાશક્તિ અને યથામતિ સારામાં સારી વ્યવસ્થા તેમનાથી બની શકે તેમ કરવામાં આવી છે. દરેક કાર્યમાં-સંસ્થામાં સંપૂર્ણતા ન જ આવી શકે છતાં આ સંસ્થાનું પરિણામ તેની વ્યવસ્થા તેની કાર્યપદ્ધતિ વગેરે જોતાં અતિ આનંદ ઉપજે છે અને દરેક સદ્‌ગૃહસ્થ-દરેક વણિક-દરેક જૈનને આ સંસ્થામાં યથાશક્તિ મન, વચન અને કાયાથી અને ધનથી મદદ આપવા માટે હું ખાસ આગ્રહ પૂર્વક વિનંતિ કરૂં છું. આ વિનંતિ કરવાની અગત્ય નીચેનાં કારણોને લઇને છે.

૧) દરેક દેશ, કોમ, જ્ઞાતિ, કુટુંબનો ઉન્નતિનો આધાર કેળવણી પર છે અને તેનો જેમ વધુ પ્રમાણમાં અને વધુ યોગ્ય દિશામાં પ્રચાર થાય તેમ વધુ હિત સચવાયેલું છે. રાજકોટ કેળવણીનું મધ્ય સ્થાન હોઇ ત્યાં કાઠીઆવાડના ખુણા ખાંચરાના અનેક ગામોમાંથી સધન તેમજ નિર્ધન વિદ્યાર્થીઓ આવી સગવડતા ભરી બૉર્ડીંગનો લાભ લેવા આવે તે સંભવિત છે તો તેવાને માટે મદદ મળી શકે તે માટે દેશપ્રેમી ગૃહસ્થોને પોતાનો ઉદાર હાથ લંબાવવાની જરૂર છે.

૨) આ સંસ્થાને વિશાળ અને નવુ મકાનની પુરી જરૂર છે તેમ થયાં વગર બીજા ઘણાં અગત્યનાં કામો-વધુ વિદ્યાર્થીઓએ સગવડતા કરી આપવી, લાયબ્રેરી ને વાંચનાલય પુરૂં પાડવું, રમતગમતનાં સાધનો મેળવી આપવાં વગેરે સહેલાઇથી બની શકે તેમ નથી.

હવે થોડી સૂચના કરવા રજા લઇશ.

૧) વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમનો અમૃતમય ઝરો વહેડાવવામાં રખેને ડિસિપ્લીનનો પ્રતિબંધ ન આવે તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

૨) લાયબ્રેરી, જૈનપત્રો તથા નવા બીજા સમાહિક પત્રો પુરાં પાડવાની જરૂર છે.

૩) બોર્ડીંગ હાઉસની હયાતી સાથેજ આ સંસ્થામાં ડીબેટીંગ સોસાયટી ચાલુ છે અને તેનું કામ આગળ વધેલું છે. અને તે માટે હાઇસ્કુલના વિદ્વાન્ શિક્ષકો અને અન્ય માસ્તરોની મદદના લેવાની જરૂર છે.

૪) કોમ્પીટીટિવ પ્રાઇઝીઝ-થોડાં ઘણાં વધુ કાઢવાં અગત્યનાં છે.

૫) ફંડ માટે—તળપદ રાજકોટ અને કાઠીઆવાડના સંભાવિત અને શ્રીમંત ગૃહસ્થોની અધિક સહાય વધુમાં વધુ પ્રમાણમાં એકઠી કરી મુંબઈ અને અન્ય શહેરના શ્રીમંતો પાસેથી વધુ સહાય મેળવવા ડેપ્યુટેશન મોકલવાથી આ સંસ્થા વધુ સારા પાયા ઉપર મૂકી શકાશે.

૬) ફંડની તથા બીજી વ્યવસ્થા કરવા અને તે પર દેખરેખ રાખવા એક મેનેજીંગ કમીટી કરવા સાથે તેનું બંધારણ બાંધવાની ઓછી આવશ્યકતા નથી.

છેવટે આ સંસ્થાનો સર્વથા અભ્યુદય ઇચ્છી તેના કાર્યવાહકોને ધન્યવાદ આપી અને સર્વ ઉદાર વૃત્તોને આ ઉપયોગી સંસ્થાને સર્વ પ્રકારની સહાય આપવાની આગ્રહ પૂર્વક વિનંતિ કરીને અટકું છું.

રાજકોટ,
તા. ૨૪-૩-૧૯૧૪.

મોહનલાલ દલીચંદ દેશાઇ.

૩

**રાજકોટ દશા શ્રીમાળી અને જૈન બોર્ડીંગનો છઠા વર્ષનો રીપોર્ટ**—વાંચી હર્ષ થાય છે. રાજકોટના થોડા ગૃહસ્થોએ ૨૦૦ રૂપીઆની નાની રકમ એકઠી કરી ૧૯૦૮ માં આ સંસ્થાની શરૂઆત કરી હતી તે વધીને હાલની સ્થિતિએ પહોંચી છે તે આનંદદાયક વાત છે. રાજકોટ એ કાઠિયાવાડનું મધ્યબિંદુ તેમજ કેળવણીનું મુખ્ય સ્થળ છે અને ત્યાં આવી સંસ્થાની ખાસ જરૂર છે તે ટુંક મુદતમાં થયેલ સુધારો સાબીત કરી આપે છે. અત્યાર સુધીમાં આ સંસ્થાનો કાઠીઆવાડના જુદા જુદા ૫૬ ગામના ૧૪૩ વિદ્યાર્થીઓએ લાભ લીધો છે જેમાંથી કેટલાકને બિલકુલ લવાજમ લીધા સિવાય તથા કેટલાકને નામનું લવાજમ લઇને દાખલ કરવામાં આવ્યા હતા. રીપોર્ટવાળા વર્ષમાં ૭૦ વિદ્યાર્થીઓએ આ બોર્ડીંગનો લાભ લીધો હતો તેમાંથી ૧૯ તદન માફી અને ૧૮ ને થોડી ઘણી ફી લઇ દાખલ કરવામાં આવ્યા હતા. આ જોતાં પુરૂં લવાજમ ભરનાર વિદ્યાર્થિઓની સંખ્યા ૫૦ ટકા જેટલી પણ થવા પામતી નથી.

રીપોર્ટવાળા વર્ષમાં વિદ્યાર્થીઓનું લવાજમ બાદ કરતાં બોર્ડિંગને ૧૨૫૦ રૂપીઆનું ખર્ચ કરવું પડયું હતું. આ ખર્ચ પુરૂં કરવા કોઇ પણ પ્રકારનું બાંધુ ફંડ નથી અને તે બોર્ડીંગને કાયમ રાખવાને માટે અવશ્યનું છે. આ સંસ્થાનો લાભ કાઠીઆવાડના જુદા જુદા ગામના વિદ્યાર્થીઓ લે છે તેથી તે ગામના મહાજનો તથા પ્રાંતમાં કોમના અગ્રેસર ગૃહસ્થોએ પોતાની કોમનાં બાળકોની કેળવણીની ખાતર આ સંસ્થા નીભાવવામાં પોતાના ઉદાર હાથ લંબાવવા જોઇએ. રીપોર્ટ પરથી માલુમ પડે છે કે વસુલ થયેલ માસિક સબ્સ ક્રીપશનની રૂ. ૧૨૬૬-૧૨-૦ ની રકમમાંથી રૂ. ૯૨૪-૧૨-૦ એટલે લગભગ ૭૫ ટકા જેટલી રકમ માત્ર રાજકોટવાસીઓએજ ભરી છે. જ્યારે રાજકોટ તળપદના વિદ્યાર્થીઓને બાગેજ લાભ આપવામાં આવે છે તે છતાં રાજકોટવાસીઓ પોતાને શિર આટલો બોજો ઉઠાવે છે ત્યારે તેઓને ધન્યવાદ ઘટે છે. જો કાઠિયાવાડના જુદા જુદા ગામના મહાજનો અંદર અંદર ઉઘરાણું કરી તેઓનો ફાળો બોર્ડીંગને મોકલી આપે તો બોર્ડિંગ ઘણા સારા પાયા ઉપર આવી શકે અને ભવિષ્યમાં કોમની એક ઉપયોગી અને નમુનેદાર સંસ્થા નીવડે.

બોર્ડીંગને માટે એક કાયમના મકાનની ઘણીજ અગત્યતા છે. કોમના શ્રીમાન્ ગૃહસ્થો તેમના સખી દીલ પર આ વાત લે તો કેળવણીને ઉત્તેજન અર્થે આપેલું આ સુપાત્ર દાન તેમને વિદ્યાર્થીઓની આશિષથી લાભપ્રદ થશેજ.

બેશક ટુંક મુદતની દરમીઆનં બોર્ડીંગમાં થયેલ સુધારા વધારા સારો વહીવટ સૂચવે છે પણ બોર્ડીંગમાં કોઈ જાતના નિયમિત બંધારણનો અભાવ લાગે છે. જ્યારે બોર્ડીંગને સંગીન પાયા પર એક જાહેર સંસ્થા તરીકે ચલાવવી છે. પ્રાંતના કેળવાએલા અને પૈસાદાર ગૃહસ્થોની એક વગવાળી કમીટીથી વહીવટ ચલાવવાની આવશ્યકતા છે, આ સૂચના કાયને નેતાઓ ધ્યાનમાં લેશે એવી આશા છે.

છેવટમાં અનેક પ્રકારની મુસ્કેલીઓ છતાં કાર્યવાહકોએ આત્મભોગ આપી જે ખંત અને મહેનતથી સંસ્થા ચલાવી છે તેને માટે અમે તેને ધન્યવાદ આપીએ છીએ.

૪

**આ બોર્ડીંગને મળેલી સુંદર મદદ**—જણાવવાને હર્ષ થાય છે કે આ બોર્ડીંગને મકાન ફંડમાં રૂ. ૫૦૦૧ પાંચ હજારને એક આપણા દેરાવાસી ઉદાર ગૃહસ્થ નામે શેઠ હેમચંદ ધારશીએ ભેટ કર્યા છે તે ઉપરાંત રૂ. ૩૦૦૦) રાજકોટ દેરાસરના ઉપાશ્રય ઉપર મેડી કરાવી આપવા માટે, રૂ. ૧૦૦૦) રાજકોટ શ્રાવિકા ઉદ્યોગશાળામાં, રૂ. ૧૦૦૦) પાંજરાપોળ, પાઠશાળા, વાંકાનેર ઉપાશ્રય તથા વઢવાણ ઉદ્યોગશાળાના ફંડમાં-એમ કુલે રૂ. ૧૦૦૦૦) સખાવતમાં આપ્યા છે. આ તેમણે હમણાં રાજકોટ શ્રીમન્ પંન્યાસ કેશરવિજય ગણિના ઉપદેશથી કરેલા અઠાઇ મહોત્સવ પ્રસંગે કરી છે. ધન્ય છે શ્રીમન્ હેમચંદભાઇને! આપના જેવા જૈનોમાં વધુ જાગો એજ અમે પ્રાર્થીએ છીએ.

—તંત્રી.

---

# उपदेशकोनो प्रवास.

( દરેક ગામના પત્રોમાંથી ટુંક સાર દાખલ કરવામાં આવે છે. )

ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ.

मारजा-मारवाड—जैन उपाश्रयमां सभा भरी कन्या विक्रय. सादां, कजीआ, जीवदया वगेरे विषयो उपर भाषणो करतां कन्याविक्रय बंध करवा सारी लागणी थई छे. ते सिवाय हानिकारक रिवाजो बंध करवा नक्की कर्युं, उपदेशकोने दर वर्षे मोकलवा जणाव्युं.

ધનીઆવાડા—આપણી ઉન્નતિ, કન્યાવિક્રય, કજીઆ, વગેરે વિષયો ઉપર ગામ લોકોને એકઠા કરી ભાષણો આપતાં હાનિકારક રિવાજો બંધ કરવા સારી અસર થઇ.

મડાર—જૈન ઉપાશ્રયમાં જુદા જુદા વિષયો ઉપર મુનિ મહારાજ શ્રી વિવેકવર્દ્ધમાનજીના પ્રમુખપણા નીચે ભાષણો આપવામાં આવ્યાં ભાષણો વખતે ૩૦૦-૪૦૦ માણસો આવતાં હતાં. ભાષણોની અસરથી હોળી પુજવા જવાની પ્રતિજ્ઞાઓ લેવાણી વગેરે સારો સુધારો થયો છે.

અપૂર્ણ.

## ધી જૈન ગ્રેજ્યુએટ્સ એસોસીએશન ઑફ ઇંડીઆ.

ધી જૈન ગ્રેજ્યુએટ્સ એસોસીએશનના બધા મેમ્બરોને પોતાના નામ ઉપર બાકી નીકળતી લવાજમની રકમ મોકલી આપવા વિનંતિ પત્ર લખવામાં આવતાં નીચે જણાવેલ ગૃહસ્થોએ સને ૧૯૧૩ સુધીના લવાજમની રકમ મોકલી આપી છેઃ—

રા. રા. ચંદુલાલ ગોકળદાસ આમદાવાદ રૂ. ૨૦)
રા. રા. બાલાભાઇ ગુલાબચંદ ગોંડલ રૂ. ૧૨)
રા. રા. ડાહ્યાભાઇ બાલાભાઇ ગોંડલ રૂ. ૧)
રા. રા. સોમચંદ ભાઇલાલ બેડા રૂ. ૬)
રા. રા. મગનલાલ પુરૂષોત્તમ બદામી સુરત રૂ. ૧૨)

ઉપર પ્રમાણે રકમ આવેલ છે તે પ્રમાણે સર્વ બંધુઓ લવાજમની રકમ વેલાસર મોકલી આપવા તસ્દી લેશે એમ ખાત્રી છે.

મુંબઇના ગ્રેજ્યુએટ્સોની પાસે કોન્ફરન્સ ઓફીસનો પટાવાળો બીલ લઇ આવ્યાથી લવાજમની રકમ તુર્ત આપવા ભલામણ છે.

## હેરલ્ડ માસિકના ગ્રાહકોને વિનંતિ.

દરેક માસિકનો આધાર તેના લવાજમ ઉપર છે અને લવાજમ અગાઉથી વસુલ કરવાનો રીવાજ રાખવાની જરૂર છે છતાં અમે તેમ નહીં કરતાં દર વર્ષની અંધવચમાં લવાજમ વસુલ કરવાની ગોઠવણ રાખી છે. આ વખતે સને ૧૯૧૪ ડીસેમ્બર આખર સુધીનું એટલે ૧૦ મા વર્ષ સુધીનું લવાજમ વસૂલ કરવા માટે પર્યુષણ પર્વમાં કાઢવાનો મહાવીર અંક **વી. પી. થી** મોકલવા અમારો ખાસ ઇરાદો છે. તો તે પ્રમાણે વી. પી. સ્વીકારી લેશોજી. તેમ કરવાનું વધારે મજબુત કારણ એ છે કે **મહાવીર** અંક ઘણો કીમતી નીકળવાનો હોવાથી તે ગ્રાહકોને બરાબર મળે, ગેરવલે ન જાય.

દરેક ગ્રાહકને અમારી ખાસ વિનંતી એ છે કે આ માસિક મળ્યાથી આપના તરફથી ચાલુ સાલના લવાજમના રૂ ૧-૮-૦ અંકે દોઢ રૂપીઓ અમોને મનીઓર્ડરથી તુરત મોકલી આપશો કે અમારે વી. પી. કરવાની જરૂર રહે નહીં. વી. પી. થી અંક મોકલવામાં અમારે માથે કામનો બોજો આવી પડે છે અને ગ્રાહકોને તેથી કાંઇ લાભ થવાનો નથી. તેમને તો એક રીતે સરખોજ ખર્ચ છે. માટે આ ખબર વાંચી તુરત ચાલુ સાલનું લવાજમ મોકલી આપશોજી. **મહાવીર** અંક ઓગષ્ટ માસમાં બહાર પડશે.

પાછલી સાલના લવાજમની રકમ જે જે ગૃહસ્થો પાસે બાકી છે તેઓને મોકલી આપવા ખાસ ઉપરાઉપરી પોસ્ટ કાર્ડ લખવામાં આવેલ છે છતાં ધ્યાનમાં ન લેવાથી તેઓ આ જ્ઞાનખાતાના એક ઉત્તમ કાર્યને નુકસાન કરે છે. તો દરેકે દરેક સુજ્ઞ ગ્રાહકોએ લવાજમ મોકલી આપી કૃતાર્થ થવા અગત્યનું છે! આ બે અંક ભેગા કાઢવાનું કારણ એ છે કે આ માસિકના તંત્રી રા. રા. મોહનલાલ દેશાઇના પિતા દલીચંદ દેશાઇનો સ્વર્ગવાસ થતાં તંત્રી મહાશયને પોતાના વતનમાં જવાની જરૂર પડવાથી એપ્રીલ માસનો અંક ધાર્યા મુજબ બહાર ન પડવાથી બેઉ અંક ભેગા કાઢવામાં આવેલા છે.

# श्री जैन श्वेतांबर कॉन्फरन्स सुकृत भंडार फंड

पूज्य मुनिवरो अने श्रावकोने अपील.

"सुकृत भंडार फंड" नामनी सुप्रसिद्ध योजना आपणी कॉन्फरन्से समस्त हिंदना जैन प्रतिनिधिओनी सम्मतिथी मंजुर करीने तेने लगतुं कामकाज केटलुंक थयां शरु कर्युं छे. प्रत्येक जैन पासेथी हरसाल चार आना उघरावी तेमांथी अर्धो भाग कॉन्फरन्सनिभाव संबंधी काममां वापरवानो अने अर्धो भाग जैनोमां केळवणीनो प्रचार करवाना काममां वापरवानो ठराव थई चूक्यो छे. सदरहु ठरावने अमलमां मूकवा खातर कोन्फरन्स हेरल्ड मासिकद्वारा तेमज कॉन्फरन्सना उपदेशकोद्वारा प्रत्येक प्रांतना जैनभाइओने अपील करवामां आवे छे के, तेओए पोतपोताना गाममांथी 'सुकृत भंडार फंड' उघरावी मोकलवा कृपा करवी. परंतु ते छतां, खेदनी साथे कहेवुं पडे छे के, ए अपील आजसुधी पूरतो आदर पामी नथी. माणस दीठ चार आना घणांज थोडां गामोमांथी वसुल थई शक्या छे.

सर्व श्वेताम्बर जैन गृहस्थोए विद्यावृद्धिना काम माटे अत्यंत जरुरी एवुं 'सुकृत भंडार फंड' जेम बने तेम वधारे मोटुं बनाववा माटे मोटी सखावतो करवी जोईए एटलुंज नहि पण प्रत्येक जैने उपर कहेलुं फंड कॉन्फरन्स ऑफीस जोग नियमित रीते दर वर्षे मोकली आपवुं जोइए; वळी कॉन्फरन्सना प्रांतिक सेक्रेटरी साहेबोए तथा दरेक संघ अने नातना आगेवानोए पोतपोताना गाम, संघ के नातमांथी ते फंड उघराववा माटे पोतानी सत्ता अने लागवगनो उपयोग करवो जोइए. अने जे जे गामे कॉन्फरन्सना उपदेशक आवी पहोंचे ते ते गामोना अग्रेसरोए ते उपदेशकने सदरहु फंड उघरावी आपवानुं तेमज कॉन्फरन्सना ठरावो अमलमां मूकवाने लगता ते उपदेशकना प्रयासोने जोइती सगवड करी आपवानुं ध्यानमां लेवुं जोइए.

आ प्रमाणे खरे रस्ते जो आपणे महेनत करीशुं तो 'टीपे टीपे सरोवर भराय' ए कहेवत मुजब दरसाल ओछामां ओछा १॥–२ लाख रुपीआ (मात्र चच्चार आनाना फंडमांथीज) मेळवी शकीशुं अने ते वडे हजारो जैनोने केळवणीमां आगळ वधारी शकीशुं.

आपणा मुनिराजो पण पोताना श्रद्धालु जैन भाविको तरफ दया बुद्धि करीने जो तेमने सुखी करवानुं मनपर ले तो ज्यां ज्यां विहार करवाना प्रसंग मळे त्यां त्यां चार आना माटे उपदेश आपता रहेशे केमके तेमनी सलाहनो स्वीकार करवा कोई गाम के कोई व्यक्ति आनाकानी करेज नहि; आ प्रमाणे वगर मुश्कीवे दरसाल हजारो रुपीआ केळवणी जेवा उत्तम काम माटे एकठा थई सेंकडो जैनो भणी गणी विद्वान बने.

---

# आ मासिकना जूना अने नवा थनारा ग्राहकोने सूचना.

अमारा तरफथी बहार पाडवामां आवेल "खास पर्युपण अंक" नी कदर घणा सज्जनो तरफथी थई छे, अने नवा ग्राहको थईने आ खास अंकनी मागणी करे छे. आ अंक २४० पृष्टनो एक मोटो दळदार पुस्तक समान्य छे. तेमां आवेला विध विध उपयोगी विषयो एटला बधा वांचवा विचारवा योग्य छे के जेना विषे अनेक विद्वानोना उत्तम अभिप्रायो अत्यारसुधीमां आवी गया छे. आ खास अंकनी किंमत आठ आना राखवामां आवी छे ते तेना प्रमाणमां घणी जून छे. छतां नवा थनार ग्राहको पासेथी जूदी किंमत न लेतां अंक आपवामां आवेछे. हवे तेनी घणी थोडी नकलो सिलकमां छे, माटे ग्राहक थई तुरत खास अंक मेळवशो. आ पत्रना उत्तेजन अर्थे, आ पत्रना आधार श्री कोन्फरन्सदेवीने सहाय आपवा अने आत्माने लाभ आपवा अर्थे, दरेक सुज्ञ जैन ग्राहक तरीके नाम लखी मोकलवा अने बीजाने ग्राहक बनाववा तत्पर थशे, एम अमे खात्री राखीए छीए.

विशेष आ वर्षमां घणा घणा नवीन फेरफारो, सारा कागळ अने बहु वांचन आपी आ पत्रमां करयाना छे, पर्युपण पर्वमां महावीर अंक खास काढवानो छे, चित्रो आपवाना छे, तेथी ते सर्वने पुगी वळवा माटे अमे लवाजम आ वर्षथी १। रुपियाने बदले मात्र ०। वधारी १॥ रुपीयो राख्यो छे तो सर्व ग्राहको ते प्रमाणे मोकलवा कृपा करशो. अमने खात्री छे के आ अमारी नानी सरखी मागणी बहु नथी एम सव स्वीकारशे. जेने तेम छतां वांधो होय तो लखी जणावशे.

पायधुनी, मुंबाई. मेनेजर कोन्फरन्स हेरल्ड.

# Rates for Advertisement.

## જાહેરખબર આપનારાઓને અમુલ્ય તક.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું વાજીંત્ર ગણાતું આ માસિક કે જેનો હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસતી જૈનો જેવી ધનાઢ્ય કોમમાં બહોળો ફેલાવો છે તેમાં જાહેરખબર આપવાના ભાવો નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| | એક પેજ | અરધું પેજ | પા પેજ | ચાર લાઇન |
|---|---|---|---|---|
| એક વર્ષ માટે. | ૩૦ | ૨૦ | ૧૨ | ૬ |
| છ માસ માટે | ૨૦. | ૧૨ | ૬ | ૪ |
| ત્રણ માસ માટે | ૧૨ | ૬ | ૪ | ૩ |
| એક અંક માટે | ૫ | ૩ | ૨ | ૧. |

જાહેરખબરો હિંદી, ગુજરાતી યા ઇંગ્રેજી ભાષામાં લેવામાં આવશે. જાહેરખબરના નાણાં અગાઉથી મળ્યા સિવાય જાહેરખબર દાખલ કરવામાં આવશે નહિ. આ માસિકની મફત હેન્ડબીલ વહેંચાવવાના ભાવો પત્રવ્યવહારથી ખબર અંતર મળવાથી નક્કી થઇ શકશે, તે માટે સઘળો પત્ર વ્યવહાર તથા મનીઓર્ડર વીગેરે નીચેના શીરનામે મોકલવા.

| | એક પેઈજ | અડધુ પેઈજ | પા પેઈજ | ચાર લાઈન |
|---|---|---|---|---|
| એક વર્ષ માટે. | ૩૦ | ૨૦ | ૧૨ | ૬ |
| ૭ માસ માટે | ૨૦ | ૧૨ | ૬ | ૪ |
| ત્રણ માસ માટે | ૧૨ | ૬ | ૪ | ૩ |
| એક અંક માટે | ૫ | ૩ | ૨ | ૧ |

## हेरल्ड मासकना ग्राहकोने सूचना.

દરેક માસિકનો આધાર તેના લવાજમ ઉપર છે અને તે લવાજમ અગાઉથી વસુલ કરવાનો રીવાજ રાખવાની જરૂર છે છતાં અમે તેમ નહીં કરતાં દર વર્ષની અધવચમાં લવાજમ વસુલ કરવાની ગોઠવણ રાખી છે. આ વખતે સને ૧૯૧૪ના ડીસેમ્બર આખર સુધીનું એટલે ૧૦ મા વર્ષ સુધીનું લવાજમ વસુલ કરવા માટે **પર્યુષણ પર્વમાં કાઢવાનો મહાવીર અંક વી૦ પી૦ થી** મોકલવા અમારો ખાસ અમારો ઇરાદો છે. તો તે વી૦ પી૦ સ્વીકારી લેશોજી. તેમ કરવાનું વધારે મજબુત કારણ એ છે કે મહાવીર અંક ઘણો કીમતી નીકળવાનો હોવાથી તે ગ્રાહકોને બરોબર મળે. ગેરવલે ન જાય.

દરેક ગ્રાહકને અમારી ખાસ વિનંતિ એ છે કે આ માસિક મળ્યાથી આપના તરફથી ચાલુ સાલના લવાજમના રૂ. ૧-૮-૦ અંકે દોઢ રૂપીઓ અમોને મનીઓર્ડરથી તુરત મોકલી આપશો કે અમારે વી૦ પી૦ કરવાની જરૂર રહે નહીં. વી૦ પી૦ થી અંક મોકલવામાં અમારે માથે કામનો બોજો આવી પડે છે અને ગ્રાહકોને તેથી કાંઇ લાભ થવાનો નથી. તેમને તો બેઉ રીતે સરખોજ ખર્ચ છે. માટે આ ખબર વાંચી તુરત ચાલુ સાલનું લવાજમ મોકલી આપશોજી. **મહાવીર અંક ઓગષ્ટ માસમાં બહાર પડશે.**

પાછલી સાલના લવાજમની રકમ જે જે ગૃહસ્થો પાસે બાકી છે તેઓને લવાજમ મોકલી આપવા ખાસ ઉઘરાણીનાં પોસ્ટ કાર્ડ લખવામાં આવેલ છે છતાં ધ્યાનમાં ન લેવાથી તેઓ આ ખાતાને નુકશાન કરે છે. તો દરેકે દરેક સુજ્ઞ ગ્રાહકોએ લવાજમ મોકલી આપવું.

## हेरॅल्ड मासिकना लवाजमनी पहोंच.

(તા. ૧-૪-૧૪ થી તા. ૩૧-૫-૧૪ સુધીમાં જમા.)

**(જે નામ સામે રકમ દર્શાવેલી નથી તેમના તરફથી ૩ વર્ષના રૂ.૩॥ આવેલા સમજવા)**

**તા. ૩૧-૧૨-૧૩ સુધી.**

(ગ્રેજ્યુએટો તરફથી નીચે પ્રમાણે.)

રા. રા. છોટાલાલ ત્રીકમલાલ વીરમગામ.
" ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની સાદરા.
" મકનજી જુઠાભાઇ બેરીસ્ટર-મુંબઈ.
" ઝવેરભાઇ મગનભાઈ અમરેલી.
" દાલાભાઇ રતનચંદ ગાળીરાગાંવ.
" મણીલાલ બાલાભાઈ વડોદરા.
" બાલાભાઇ મગનલાલ "
" મણીલાલ સલ્લુભાઈ "
" તોડુમલ બાંઠામલ ડીવાણા.
" ધીરજલાલ પી. સરાફ મુંબઇ.
" ચંદુલાલ ગોકળદાસ અમદાવાદ.
" મોહનલાલ છબલુલાલ વઢવાણ કાંપ.
" મગનલાલ પુરૂષોત્તમ સુરત.
" મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ મુંબઇ.
" મણીલાલ હરીસંગ દલાલ "

રા. રા. વેલજી આણંદજી મૈશરી મુંબઇ.
" માણેકચંદજી કોચર હોશંગાબાદ
" અમૃતલાલ મુળચંદ મ્હેતા અમદાવાદ
" હીરાલાલ મુળચંદ "
" સોમચંદ ભાઇલાલ ખેડા
પાા " પુરણચંદજી નાહર કલકત્તા.
૧ા શેઠ હાથીભાઇ મગનલાલ મુંબઇ.

**તા. ૩૧-૧૨-૧૪ સુધી.**

૧ાા શેઠ રાયચંદ ફતેચંદ ભાવનગર
૧ાા " ભેરૂલાલજી કોટેચા કાંમ્પટી
૧ાા " નથુભાઇ નેમીદાસ રંગુન
૧ાા પંડિત વાડીલાલ ડી. બનારસ
૧ા- રા. રા. લાલચંદ રાયચંદ સાંતલપુર
૧ાા શેઠ દુર્લભજી ત્રીભોવન જયપુર
૧ાા રા. રા. ઠાકોરદાસ પરશોતમદાસ પરીખ ડકોર
૧ાા શેઠ ડાહ્યાભાઇ ઝીણાભાઇ અલગ
૭ાા પુરક આંકડાના. કુલ રૂ. ૯૪-૯-૦

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.

# SHRI JAIN CONFERENCE HERALD.


"सत्साधूनां पुनर्भगवतां महाराज ! नद्यन्त्यवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा यतस्तेषां भगवतां प्रनष्टं मोहतिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविशेषः, परिणतं संतोषामृतं, व्यपगता दुष्क्रिया, त्रुटितप्राया भववल्लरी, स्थिरीभूता धर्ममेघसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमतःपुरं ॥ यतस्तेषां भगवतां संतोषदायिनी धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका, निर्वाणकारणं विविदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा, प्रमदातिरेकानिमित्तमनुप्रेक्षा, अनुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेगघातिनीउपेक्षेति."—श्री सिद्धर्षिः


પુસ્તક ૧૦-અંક ૬ ]  વીર સંવત્ ૨૪૪૦.  [ જુન ૧૯૧૪.


## मन-मायानुं युद्ध अने आश्रयनी याचना !

( પદ, કાન્હરો અથવા ભજનની લયમાં. )

વિભુજી ! વિનવું વિનયે તમને ! બળ આપો કંઈ આ દીન મનને !
મોહ-મમત મારે છે ઉછાળા ! મન મારે છે મોહ મમતને !—વિભુજી !
મનડું બિચારૂં સહાય વગરનું, એકલ-ડોકલ-આધીન તનને;
તન પીડાતું ભૂખ-તૃષાથી, સુખ દુઃખ દ્વંદ્વો રોધે સદનને !—વિભુજી !
જનનીતન સહુ દીન બન્યા ત્યાં, કોણ કરે સેવા સાધનને ?
માયાસેના પ્રબળ હઠીલી, ઘેરી રહી છે તન-મન વનને;
મન એ સેના ભેદી નીકળવા, તેજ કરે કંઇ જ્ઞાનવદનને.—વિભુજી !
જ્ઞાન બિચારૂં આપે નપુંસક, આપ વિના કેમ જીતે રણને ?
નમન કરૂંછું વીર પ્રભુજી ! આજ સ્વીકારો આ જીવનને.—વિભુજી ?
નાથજી ! આવો મ્હેર બતાવો, આપ તપાવો હૃદયાસનને;
અવર ઉપાય અભાવે આખર, શરણે આવ્યો શ્રીચિદ્દઘનને.—વિભુજી !

वसन्त.

# Repertory of Jain Epigraphy.

( Continued from page 112 ).

KONGALVAS.

About these kings, who in all probability were Jains, see L. Rice, Epigraphy Carnatic, Vol. V., introd. p. VII. Only two of them are mentioned in the inscriptions.

Rajendra Kongalva: foundation of a temple by his mother Pocabbarari ( no 188 );-C. 980=1058 A. D. A gift to the abovesaid temple ( no 189 )—lastly a gift by his son to the Guru of his family, Gunasena ( no 190 ).

Adataraditya—C. 1001=1079 A. D. A gift ( no 220 ). Also a Kongalva princess whose name is not mentioned make in C. 1313=1391 A. D. A gift to a temple ( no 590 ),

HOYSALAS.

Jainism was the religion of the oldest Hoysalas ( Vide L. Rice, Coorg inscriptions, Bangalore, 1886, p. 12 ). Bittideva became a convert to Vishnouism and assumed the name of Vishnuvardhana. But his successors surely reverted to the faith of their ancestors. We have inscriptions containing the names of almost all the representatives of the dynasty.

Vinayâditya had for his preceptor Shântideva according to inscription ( no 289 ).

Ereyanga: the guru of this King and his wife Ecaladevi was Gunasena of the Nandigana (nos. 192 and 201);-C. 1015= 1093 A. D., a gift to Gopanandan of the Deshi gana (no 233).

Vishnuvardhan ( Bittideva, Bittiga ); his eulogy ( no 266 );—C. 1039=1117 A. D., a gift to Meghchandra of the Kraour gana ( no 263 );—C, 1046 for 1040=1118 A. D., gift to Shubhachandra of the Deshi gana ( no 269 );—a gift to Prabhachandra of the Deshi gana ( no 275 );—C. 1047=1125 A. D., a gift to Shripala the logician ( no 287 );-another gift ( no 391 ); -C. 1060=1138 A. D., foundation of a temple at

·Sindigere and a gift to Madhuchandra of the Deci gana (no 307 ); foundation of temples (·no 305 ); a gift (·No 319 ).

His wife Shântaldevi founded in C. 1045=1123 A. D. At Shravana Belgola, a temple in honour of Shântinatha (no 281) and 283 );—his guru was Prabhachandra of the Deci guna ( nos. 282 and 323 );—she died in C. 1053=1131 A. D ( no 298 ); see further under minister Baladeva.

His ministers and vassals:—The most renowned of the ministers of Vishnuvardhan was Gangaraja, whose devotion to the Jain religion never failed for a moment. His geneology is given in the following table according to inscriptions Nos. 254, 260, 261, 268, 271 and 304.




Here are, however, the details relating to each of the members of the family.

Eciraja ( no 268 ), or Eca ( no 278 ) or again Buddhamitra (Nos. 261 and 268), became a convert from Brahminism to Jainism ( Nos. 268 and 278 ), his guru was Kanakanandin ( No. 278 ).

Pocambika (Nos 261 and 268), or Pocaladevi ( Nos. 260, 261 and 278 ) or again Pocicabbe (Nos. 268–278) and Pocaoe ( No. 268 ) built Jain temples in several places and died C. 1043=1121 A. D. ( No. 278 ).

Bamma, elder brother of Gangaraja had married Bhaganabbe, follower of Bhanukirti. Their son Eca or Eciraja got several temples built, his wife Ecicabbe was a follower of Shubhachandra ( No. 304 ).

જોઇને તેમને ખરેખરી દયા ઉત્પન્ન થતી અને તેને એવી રીતે પડતાં અટકાવવાને પોતે પોતાથી બની શકતા ઉપાયને અમલમાં મૂકવાને કશી પણ મહેનતની કે કષ્ટ આવવાની દરકાર કરતા નહોતા. વળી તે પડતો જીવ પોતાનો હિતેચ્છુ છે કિંવા અહિતેચ્છુ છે તે પ્રત્યે પણ લક્ષ ન આપતાં બન્ને પ્રકારના જીવને તારવા વાસ્તે કાંઇ પણ ભેદભાવ રાખ્યા વગર એક સરખો પ્રયાસ તેઓ કરતા હતા. એટલું જ નહીં પણ કોઇ જીવના માઠાં કર્મના ઉદયથી તેઓશ્રીનો એ પ્રયાસ સફળ ન થતો તો પણ તેઓના હૃદયમાં તો તે જીવ પ્રત્યે દયા ભાવજ રહેલો હતો. સંગમ દેવતાએ તેમને અનેક પ્રકારના ઉપસર્ગો આપી કષ્ટ આપવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહીં છતાં પણ તેના પ્રત્યે સહેજ—એક ક્ષણ માત્ર પણ રોષ ઉત્પન્ન ન થતાં ઉલટું તે દુર્ગના જીવને તારવાની તેમની ઇચ્છા થઇ અને તે પણ જ્યારે તે જીવને ન રૂચ્યું ત્યારે તેઓશ્રીને તે જીવના માઠા કર્મની તિવ્રતા જોઇ એટલી બધી દયા આવી કે જેના પરીણામે તેઓશ્રીની આંખમાં અશ્રુ આવી ગયાં. સર્વ જીવોનું ભલું કરવાનો જેનો ઉદ્દેશ છે-તિવ્ર ભાવના છે. તેમણે પોતાનો એ ઉદ્દેશ પાર પાડવાને બાર વર્ષ સુધી અખંડ કષ્ટ વેઠી દરેક આવરણો દૂર કરી શુદ્ધ નિર્મળ એવું જે કેવળ જ્ઞાન મેળવ્યું અને તે મેળવ્યા પછી એકલપેટા ન થતાં આ અગાધ સંસાર સમુદ્ર કે જેમાં ચારે તરફ અગ્નિ પ્રજ્વળતો અને તેની જ્વાળાથી તમામ પ્રાણીઓ દુઃખી દુઃખી થતા જોવામાં આવે છે તેમાંથી તેઓ કેમ નીકળી શકે તેને માટે અનેક અનેક રીતે તે સમુદ્રના દરેક રસ્તાનું બારીક રીતે વર્ણન કરી તે દરેક રસ્તાઓ કેવી કેવી રીતે ઓળંગી જવા તેની કુંચીઓ અર્થાત તે જ્ઞાનરૂપી ખજાનાના વારસ તરીકે શ્રી ચતુર્વિધ સંઘની નેમણુક કરી તેમને એ ખજાનાની કુંચીઓ સોંપી મજકુર વારસોએ પોતાના એ પિતાશ્રીના નામ ઉપર "જૈન" એ નામ ધારણ કરી તેઓ એ નામથી ઓળખાવા લાગ્યા. એ વારસોએ કેટલીક પેઢી સુધી તો પોતાના વડીલોના નામ ઉજ્વળ રહે તેને માટે પૂરતી કાળજી રાખી તેઓ તે પ્રમાણે પોતાનાં વર્તન રાખતા રહ્યા એ ઇતિહાસ ઉપરથી જોઇ શકાય છે. પણ વર્તમાન કાળને માટે સવાલ એ થાય છે કે આપણે એટલે હાલ આપણે જ્યારે તે દયાળુ પિતાના વારસો તરીકે જૈનનામ ધારણ કરી બેસી ગયા છીએ તો આપણામાં તે નામ ધારણ કરવાની લાયકાત છે કે ? અને હોય તો તે કેટલે દરજ્જે છે ? એ તપાસવાની શું આપણી ફરજ નથી ?

કેટલાક મતોમાં એમ મનાય છે કે જે જાતિ અથવા કુળમાં ઉત્પન્ન થયા એટલે તેજ જાતિ અથવા કુળના કહેવડાવવાનો આપણને અધિકાર પ્રાપ્ત થાય છે પછી આપણામાં તે જાતિ અથવા કુળની લાયકાત હો કાંતો ન હો તેનો વિચાર જ કરવાનો નથી—જ્યારે કેટલાક મતોમાં એમ પણ છે કે કર્મથી ઉચ્ચ વા નીચ જાતિ યા કુળમાં આવી યા જઇ શકાય છે. હું ધારૂં છું કે આમાંની પાછલી પાયરી આપણે જૈનો ગ્રહણ કરતા આવ્યા છીએ અને જો તેમજ છે તો પછી વખતો વખત આપણે જે નામ ધારણ કરીએ છીએ તે નામ ધારણ કરવાની આપણી લાયકાત કેવી સ્થિતિએ છે તે તપાસતાં રહેવું એ આપણી ખાસ ફરજ છે.

આમાં મ્હોટી ફરજ છે.

યોગ શાસ્ત્ર.

"જૈન." એ "જીન" શબ્દ ઉપરથી થયો છે. જીન-એટલે જીત્યા છે રાગ-દ્વેષ જેમણે તે જીનં. અને એવા જીન તેમના પગલે ચાલવાને બંધાયલા તે **જૈન**. આ ઉપરથી સૂચન થાય છે કે રાગ દ્વેષ જીતવા એજ સૌથી અગત્યનું છે અને **જૈન** નામ ધરાવવાની લાયકાત રાગ દ્વેષના ઓછા અધીકપણાથી સમજી શકાય છે. એ ખરૂં છે કે વ્યક્તિ પરત્વે જુદી જુદી વ્યક્તિઓમાં થોડે ઘણે અંશે તેવી લાયકાત હશે એ બનવા જોગ છે પણ સમુદાય પરત્વે એટલે સામાન્ય **જૈન** સમુદાય શબ્દને ગ્રહણ કરતાં આપણા તરફના સમુદાયનાં વર્તનો ધ્યાનમાં લેવાય છે અને જૈનેતર પ્રજા જૈનોની અમુક વ્યક્તિ તરફ નહીં. પણ જૈનોના સામાન્ય સમુદાય તરફથી થતાં કાર્યો તરફ જ દૃષ્ટિ ફેંકી તેઓને માટે મત બાંધે છે. એટલા માટે હાલના આપણા **જૈન** સમુદાયની રહેણી કરણી અને તેમાં રહેલી ખુબીઓ અને ખામીઓનું અવલોકન કરવું કે જેથી તેમાં કાંઇ ખામીઓ હોય તો તે સુધારી શકાય એ આજના લેખનો હેતુ છે.

જ્ઞાનિ મહારાજાઓએ ઠેકાણે ઠેકાણે કહ્યું છે કે **મનુષ્ય જન્મ અને તેમાં પણ જૈન ધર્મ પામવો મહા દુર્લભ છે.** આવું જ્યારે જ્ઞાનીઓએ કથન કરેલું છે તો તે ઉપરથી એમ સમજાય છે કે જૈનેતર મનુષ્યો કરતાં જૈનોમાં એટલે જૈનપણામાં એવા કાંઈ વિશેષ ગુણ હોવા જોઇએ. તો હવે આપણ જૈનો અને જૈનેતર મનુષ્યોનો મુકાબલો કરી તેઓ કરતાં આપણી શ્રેષ્ટતા કયાં રહેલી છે એ તપાસીએ.

દરેક સંસારી જીવ આ સંસાર સમુદ્રમાં અનાદીથી રખડતા આવ્યા છે અને તે દરમ્યાન શુભા શુભ કર્માનુસાર દેવાદિક ગતિના સુખ ભોગવ્યા છતાં પણ આ સંસાર ચક્રમાં ફર્યા કરી સુખ દુઃખ તો ભોગવવાંજ પડ્યા કરે છે. આવી રીતે ભમતાં ભમતાં જ્યારે કોઈ જીવના પ્રણામ રૂડાં થાય છે અને પાપ તરફની વૃતિ ઓછી થાય છે તેમ તેમ તે જીવ ઉંચે ચડતો જાય છે એવી રીતે પાપવૃતિ ઓછી થતાં અને પુણ્ય તરફ તેનું લક્ષ દોરાતાં તેનામાં આઠ ગુણોની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે અને તે ગુણો તેની પરાકાષ્ટાએ પહોંચતાં જીવને આત્માની ખરા સ્વરૂપની ઝાંખી થાય છે એ જે ઝાંખી થવી અથવા સ્પષ્ટ શબ્દામાં કહીએ તો પોતાના ખરા સ્વરૂપનું ભાન થવું, અર્થાત પોતે કોણ છે એ સમજવું તેને સમ્યકત્વ ફરસ્યું એમ કહેવામાં આવે છે. આ સમ્યકત્વની એટલી બધી સત્તા છે કે તે થયા પછી વધુમાં વધુ તો તે જીવને અર્ધ પુદ્દગલ પરાવર્તન કાળ સુધી જ આ સંસારમાં રખડવું પડે છે, અર્થાત તે દરમ્યાન તે જીવ કર્મબંધનથી મુક્ત થયા વગર રહેતો જ નથી. હવે આત્માનું ખરૂં સ્વરૂપ એ જેઓને કેવળ જ્ઞાન અથવા સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેજ કહી શકે. એ આપણા મહાન ઉપકારી તિર્થંકર મહારાજાઓને પ્રાપ્ત થયેલું હોવાથી તેઓ જીવ અને પુદ્દગલનું સ્વરૂપ જેવું છે તેવું જ બતાવી શક્યા છે. જ્યારે અન્ય મતાવલંબીઓ તેનો માત્ર એક ભાગ જોઇ શકેલા હોવાથી તેઓ તરફથી જે જે ધાર્મિક ક્રિયાઓ વિગેરે કરવામાં આવે છે તેનું ફળ તેઓ જેવું જોઇએ તેવું મેળવી શકતા નથી. અર્થાત તેઓ તરફથી જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તે તેઓએ આત્માના સ્વરૂપની હદ ટુંકી બાંધેલી હોવાથી અને તે તે ક્રિયાઓનો હેતુ પણ તે સ્વરૂપને અનુસરતો જ રાખવામાં આવતો હોવાથી તેઓ તે ક્રિયાઓ વડે મુક્તિ મેળવી શકતા

નથી. જ્યારે જૈનો ખરૂં સ્વરૂપ સમજી તદનુસાર ક્રિયાઓ કરતા હોવાથી તેમજ વ્યવહારમાં વર્તતા હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે સંસાર પરિભ્રમણની હદ બંધાઇ જાય છે. આ પ્રમાણેનો તફાવત જૈન અને જૈનેતરમાં છે એમ હું સમજું છું, અને જો મારી તે સમજ બરાબર હોય તો તે ઉપરથી જે સાર ઉપર આવી શકાય તે એજ કે ખરા જૈન થવામાં એક તો ઉપર જણાવ્યા પ્રમાણે આઠ ગુણોવાળી દ્રષ્ટિ જોઇએ અને એ દ્રષ્ટિના પરિણામે આત્મામાં જે એક પ્રકારનો ગુણ પ્રકટ થાય છે કે જેની રૂએ તેને પોતાના ખરા સ્વરૂપની ઝાંખી થાય છે તે થવી જોઇએ. આમ જ્યાં સુધી બને નહીં ત્યાં સુધી એટલે સમ્યકત્વપણું એટલે વસ્તુને તેના ખરા સ્વરૂપમાં જૈન જોઇ શકે ત્યાં સુધી તેને વ્યવહારથી એટલે તે જૈન નામ ધરાવનારા કુળમાં જન્મ પામવાને લીધે ભલે પોતાને જૈન માને, પણ વાસ્તવિક રીતે તેનામાં અને જૈનેતરમાં કાંઈ ફરક હોતો નથી, એટલું જ નહીં પણ કેટલાક જૈનેતરો તેના કરતાં વધારે ઉંચી હદે પહોંચેલા હોય છે.

હવે આ ઉપરથી આપણને એમ પણ સમજાય છે કે સમ્યકત્વપણું એ જેમ આપણા ઘણાક બંધુઓ માને છે તેમ કાંઇ બાહ્ય વસ્તુ અથવા વર્તન સાથે સંબંધ ધરાવતું નથી પણ આત્મિક ગુણ પ્રગટ થવા ઉપર આધાર રાખે છે. અલબત્તાં શાસ્ત્રકારોએ સમ્યકત્વના સ્વરૂપમાં વ્યવહાર સમ્યકત્વને પણ બતાવેલું છે. પણ તે માત્ર બાળજીવોને વ્યવહારમાં ટકાવી ધીમે ધીમે મૂળ સ્વરૂપમાં લાવવાના હેતુથી જ છે. પણ તે અપેક્ષા બરાબર સમજાવવામાં આવતી ન હોવાને લીધે વ્યવહાર સમ્યકત્વને જ સમ્યકત્વ માની લેવામાં આવે છે અને તેથી તેઓને ખરૂં સ્વરૂપ સમજવાની દરકાર જ રહેતી નથી. આવી સ્થિતિ પ્રાયે આપણા જૈનોના મ્હોટા ભાગની જોવામાં આવે છે અને એ પ્રમાણેની સ્થિતિ હોવાથી આપણે જે જે વ્યવહારિક અને ધાર્મિક ક્રિયાઓ કરીએ છીએ તે પણ ઘણા પ્રકારના વિવેકની ગેરહાજરીને લીધે અવ્યવસ્થિત જણાઇ આવે છે અને તેમ હોવાથી તેનું ફળ પણ તેવું જ મળે એ દેખીતું છે. વળી તેનું બીજું પરિણામ એ પણ આવેલું જણાય છે કે એથી આપણી દ્રષ્ટિ વિશાળ ન રહેતાં આપણે ટુંકી દ્રષ્ટિવાળા બની ગયા છીએ. આ ટુંકી દ્રષ્ટિના પરિણામે આપણે આપણા મૂળ ધર્મથી વેગળા જઇ આપણું કેટલું અનિષ્ટ કરી નાંખીએ છીએ એ એક બે દાખલાથી ટુંકમાં સમજાવીશ.

હું ઉપર જણાવી ગયો છું તે પ્રમાણે જૈન અને જૈનેતરમાં જે તફાવત છે તે આત્માના સ્વરૂપ સંબંધી માન્યતાને લીધે જ છે, પણ જેઓ આત્માનું સ્વરૂપ સર્વજ્ઞોએ વર્ણવેલું છે એમજ છે એમ માને છે તેઓ તમામ જૈન કહેવાવાજ જોઇએ. એમાં કોઇથી ના પાડી શકાશે નહીં. અને જો એ પ્રમાણે જ છે તો પછી આપણા જૈનો જેઓ અમુક ક્રિયાઓ અથવા અમુક બીજા એવાજ મત ભેદોને લઇને જે જુદા જુદા ત્રણ ફીરકાઓમાં વહેંચાઇ ગયા છે તેઓ પોતપોતાની એ માન્યતાને લઇને જુદા જુદા સમુદાય રૂપે ભલે રહો. પણ તે ત્રણે ફીરકાઓ અરસ પરસ કટ્ટાવાળાની લાગણીથી જોતા હોય એટલું જ નહીં પણ એક બીજાનું અનિષ્ટ કરવામાં અને એક બીજાની નિંદા કરવામાં જ મચ્યા રહેતા હોય તો પછી આપણે જૈન નામ ધરાવવાને લાયક છીએ કે ? આપણો ધર્મ સર્વ જીવો પ્રત્યે સમાન દ્રષ્ટિ રાખવાનું જ્યારે સૂચન કરે છે ત્યારે આત્માનું સ્વરૂપ ક્રિયાભેદને લીધે જુદા જુદા મત ધરાવનારા છતાં આત્મિક સ્વરૂપ તો એકજ રીતે માનનારા આપણે

અરસપરસ દ્વેષની લાગણીથી જોઇએ તો તેમાં આપણે મ્હોટામાં મ્હોટી ભૂલ નથી કરતા ? આમ થવાનું કારણ માત્ર આપણી ટુંકી દ્રષ્ટિ છે. અને જ્યાં સુધી એ દ્રષ્ટિ રહે ત્યાં સુધી આપણે ધર્મના ખપી નહીં પણ માત્ર પોત પોતાના પક્ષપર મોહ ધરાવનારા છીએ. આપણા એ મોહાધિપણામાં આપણા વચ્ચે પરસપર કેટલી લડાઇઓ જાગે છે, કોર્ટ દરબારમાં કેટલા પૈસાની ખુવારી થાય છે અને કેટલા જીવોને ક્લેશના કારણ રૂપ થઇ પડી ચીકણાં વેર બાંધી માઠી ગતિના ભાજન થઇએ છીએ. એનો જો શાંતપણે વિચાર કરીએ-જૈનશૈલીએ વિચાર કરીએ તો તો આપણને કંપારી છુટયા વગર રહેજ નહીં. પણ એ કંપારી છૂટે તે કોણને છૂટે ? જે વસ્તુ સ્વરૂપના જાણ હોય, જેને કર્મના વિપાકની ખબર હોય તેઓને કે આપણા જેવા નામ ધારી જૈનોને? એ ખરૂં છે કે એ મોહની પ્રબળતા હાલમાં આપણા ( ત્રણે ફીરકાઓ ) ઉપર એટલી બધી વધી ગઇ છે કે આપણે ગળે એકત્ર થવાની વાત ઉતરે એવી નથી પણ જ્યાં સુધી એક બીજા કદાગ્રહ છોડી માન મૂકી દેવાને તૈયાર થશું નહીં ત્યાં સુધી જૈન ધર્મ આપણે પામ્યા છીએ તે નહીં પામ્યા જેવું છે. એમ આપણે દરેકે સમજવું જોઇએ. અમુક ફીરકાવાળા-અમુક અપેક્ષા ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તતા હોય તો તેઓ ભલે તેમ વરતે તેમાં આપણને કશું નુકસાન ખમવાનું નથી પણ તેઓની આપણી મૂળ માન્યતા એક છે તો તેટલે દરજ્જે તો એકત્ર બળને લીધે આપણે જૈન ધર્મની જાહોજલાલી વધારી શકીશું. આ હેતુ તરફ લક્ષ આપી કામ લેવામાં આવે તો હું ધારૂં છું કે આપણે હાલ જે પડતી સ્થિતિમાં છીએ તેમાંથી એકદમ લીફ્ટમાં બેસી ઉપર ચડી જઇએ, એટલુંજ નહીં પણ હું તો કહું છું કે વિમાન Aroplane જેટલી ઝડપે ઉપર ચડી શકીએ. પણ એમ જ્યાં સુધી ન કરીએ ત્યાં સુધી જૈન નામ ધરાવવાને માટે આપણે લાયક છીએ કે કેમ એ મને તો શંકારપદ લાગે છે.

હવે ત્રણે ફીરકાઓનો સવાલ બાજુએ મૂકતાં આપણે માત્ર શ્વેતાંબર આમ્નાય વિચાર કરીએ તો તેમાં પણ વિશાળ દ્રષ્ટિ અથવા વિવેકની ખામી અને માનની અથવા મમત્વની મુખ્યતા જોવામાં આવે છે. અનેક કારણોને લીધે આપણામાં જુદા જુદા ગચ્છો રહેલા છે એ ગચ્છો તરતના ઉત્પન્ન થયેલા નહીં પણ કેટલાક સૈકાઓ થયાં ચાલતા આવ્યા છે છતાં હાલમાં આપણે એક બીજા ગચ્છો પ્રત્યે સ્વધર્મિ બંધુઓ પ્રત્યે, જે ઉર્મીવાળી દ્રષ્ટિએ જોવું જોઇએ તેના કરતાં મંદપણે જોઇએ છીએ એ પણ આપણી વ્યવહારીક અને આત્મિક ઉન્નતિમાં ખલલ કરવામાં સાધન ભૂતજ છે. આપણાથી ભિન્ન ગચ્છના કોઇ મુનિરાજ ચાલ્યા જતા હોય અથવા તો કોઇ ઉપાશ્રયમાં વ્યાખ્યાન વાંચતા હોય તો તેઓ અમુક ગચ્છના છે, આપણા મહારાજ નથી એમ કહી આપણામાં મુનિ મહારાજને દેખી જે આંતરીક ઉર્મિ ઉત્પન્ન થવી જોઇએ તે દ્રષ્ટિ રાગને લીધે મંદ પાડી દઇએ છીએ અને તેથી ચારિત્રની ઉપેક્ષા કર્યા બરાબર થાય છે. આથી શું આપણે મ્હોટા લાભ ખોઇ દઇ મ્હોટું પાપ ઉપાર્જન નથી કરતા ? આ જાતની દ્રષ્ટિ અથવા ભિન્ન ભાવનાને આપણા અંતઃકરણમાં જગ્યાજ શા માટે આપવી જોઇએ ? વિશેષ ખેદની વાત તેમાં એ છે કે એ જાતની ભેદ દ્રષ્ટિ આપણા એટલે આપણે શ્રાવકો કરતાં આપણા મુનિ મહારાજાઓમાં વધારે હોય છે અને જ્યારે તેઓને તેમ કરતાં જોઇએ તો આપણે તેનું અનુકરણ કરવા

દોરવાઈએ એમાં નવાઈ જેવું નથી. તો એ જાતની ભેદ દ્રષ્ટિ દૂર કરી અરસપરસ દરેક ગચ્છવાળા સાધુ સાધ્વી તેમજ શ્રાવક અને શ્રાવિકાઓએ એક સરખીજ સ્નેહની દ્રષ્ટિથી જોવા જોઇએ. આવી જાતની એકત્રતાના અભાવે પણ આપણે ઘણા પશ્ચાત રહી જઇએ છીએ અને ઉન્નતિ કરી શકતા નથી. અર્થાત ગચ્છ ભેદને લીધે આપણામાં દ્રષ્ટિ રાગ બંધાઇ જવો ન જોઇએ એ પણ ધ્યાન રાખવાની આવશ્યકતા છે. આ બાબતનું નીચેનું વાક્ય બહુ મનન કરવા જોગ છે.

ગચ્છના ભેદ બહુ નયન નિહાળતાં— તત્વની વાત કરતાં ન લાજે.

આપણી ઉન્નતિમાં વિઘ્ન રૂપ અને આપણને ધર્મ પાળવામાં હાની રૂપ એક બીજી બાબત: છે આપણા પવિત્ર મુનિમહારાજાઓ ઘરબાર, સગાં, કુટુંબ, પૈસા અને સુખ એ બધા ઉપરથી મોહ છોડી દઇ જે ચારિત્ર રૂપી રત્ન અંગીકાર કરવાને ભાગ્યશાળી થયા છે તેઓમાં કેટલાકોમાં સંઘાડા અથવા સમુદાયનો મોહ હાલમાં વિશેષ જોવામાં આવે છે. એક સમુદાયના મુનિમહારાજાઓ પોતાના સમુદાયના મુનિમહારાજો પ્રત્યે જે સ્નેહની દ્રષ્ટિએ જુએ છે તેવી દ્રષ્ટિ બીજા સમુદાયના મુનિમહારાજાઓ પ્રત્યે રહેતી હોય એમ હાલમાં દેખાતું નથી. અને એમ થવું એ કોઇ રીતે ઇચ્છવા જોગ અથવા તેઓની આત્મિક ઉન્નતિ કરનારૂં તો નથી જ એ નિર્વિવાદ છે. તેઓમાં એ પ્રકારની ભેદ દ્રષ્ટિ હોવાથી શ્રી સંઘની ઉન્નતિનાં અનેક કાર્યો રખડી જાય છે અથવા પરસ્પરની ઐક્યતાની ખામીને લીધે જોઇએ તેવાં સારી રીતે થઇ શકતાં નથી. આમ થવા દેવું એ કાંઇ નહીં તો તેઓનો પ્રમાદ તો કહેવાય જ, અને પ્રમાદ એ પણ દોષ છે કે જે મુનિમહારાજોએ ત્યાગવાની બહુ જરૂર છે.

આપણામાં જૈન કહેવડાવવાની લાયકાત છે કે નહીં એ વિષે ( ૧ ) આપણે આત્માના સ્વરૂપની એક સરખી માન્યતાવાળા છતાં ક્રિયાઓથી મ્હોટા ભેદવાળા જૈનો અરસપરસ કેવી લાગણી રાખીએ છીએ તે ( ૨ ) મ્હોટી બાબતમાં પણ એક મત છતાં સામાન્ય ભેદને લીધે ઉપન થયેલા આપણા ગચ્છોના શ્રાવકો તેમજ સાધુઓ પ્રત્યે અરસપરસ કેવી લાગણી રાખીએ છીએ તે—અને ( ૩ ) જુદા જુદા સંઘાડાના આપણા સાધુ મુનિમહારાજાઓ અરસપરસ કેવી લાગણી રાખે છે તે ઉપર ધ્યાન ખેંચ્યા પછી હવે હું એક મુખ્ય બાબત તરફ ધ્યાન ખેંચીશ. એ બાબત તે આપણે એકજ ધર્મના—એકજ મતના લગભગ એકજ સરખી ક્રિયાને અનુસરનારા શ્રાવકો અરસપરસ કેવી ઐક્યતાથી વર્તીએ છીએ તે સંબંધી છે. હાલમાં આપણી જૈન કોમમાં ચારે તરફ નજર કરતાં જે ધટફુટ જણાય છે તે જોતાં ખેદ થાય છે કે "જૈન ધર્મ" એટલે આ સંસાર સમુદ્રમાંથી તરવાનું નાવ—અને તે નાવનો વારસો ઉત્તરોત્તર આપણે હાલના જૈનોને મલ્યો એ પાંચમા આરાના પ્રભાવનાજ પ્રતાપ છે, નહીં તો રાંકને ઘેર રત્ન હોય જ નહીં. જ્યાં જૈન ધર્મનું નામ હોય ત્યાં તો શાંતિ, ક્ષમા, સહનશિલતા, નમ્રતા, નિર્મમત્વપણું, ઐક્યતા—ભ્રાતૃભાવ, દયા, પરોપકાર અને આત્મિક ઉન્નતિની જ વાતો થતી થવી જોઇએ: તેને બદલે હાલમાં જૈનોમાં માન, મમત્વ, સત્તાનો લોભ, મદ, અહંકાર, ઇર્ષા અને દ્વેષ એજ સર્વત્ર નજરે પડે છે. જેના પરિણામે જેમ નીચ જાતિઓમાં વાત કરતાં વિવેક ભૂલી જઇએ છીએ, તો, કારણ ઉતરી પડાય છે તેનાથી જરૂ આપણે ખરાબ દેખાવ કરીએ છીએ, મારા મારનો

વિચાર કરવો એટલે કે વિવેક રાખવો એવું નામજ ધર્મ છે એમ જે મત કહેતો હોય તે મતના અનુયાયી કહેવડાવનારા આપણે જ્યારે તે મૂળ સિદ્ધાંતનું જ ઉલંઘન કરતા હોઇએ તો પછી જૈન કહેવડાવવાની આપણી લાયકાત રહી કયાં ? આપણે ઇર્ષાને ખાતર મમત્વને ખાતર સારા સારનો વિચાર કરતા નથી, યોગ્ય યોગ્યનો વિચાર કરતા નથી, પરિણામનો વિચાર કરતા નથી, અને આપણી ઉન્નતિનો જેના ઉપર આધાર બાંધી શકાય એવી સંસ્થાઓનો નાશ થવા દઇએ છીએ, એક બીજા પક્ષને અરસ્પરસ કેમ હાની પહોંચાડાય તેને માટે દિવસ ને રાત પ્રયત્ન કરીએ છીએ. આપણા મુનિમહારાજાઓની નિંદા કોઈ જૈનેતર વ્યક્તિએ ભૂલથી પણ કરી હોય તો કાગડાની પેઠે કાઉ કાઉ કરી તેને પીંખી નાંખવા તૈયાર થઇએ તેજ મુનિઓની નિંદા આપણે રાજી ખુશીથી કરવા દઇએ એટલું જ નહીં પણ તેમાં દ્રવ્ય, લાગવગ વીગેરેથી એટલે તનમન અને ધનથી સહાયતા આપીએ, આપણા પ્રતિષ્ઠિત ગણાતા મુનિમહારાજાઓની પ્રતિષ્ઠાનો અને તેમના માનનો તેમને કોર્ટ સમક્ષ એક સામાન્ય માણસની પેઠે ઉભા રહેવા દઇ ભંગ કરવા દઇએ, અને તે પણ રાજી ખુશીથી એ બધું શું સૂચવે છે ? આપણે આપણા મુનિમહારાજાઓના માન અપમાન પ્રત્યે કેટલા બેદરકાર છીએ, એને માટે જૈનેતર પ્રજા શુ વિચારશે, એ શું ધ્યાનમાં લેવા જેવું નથી ? ને તે પણ બધું શાને માટે ? હું ઉપર કહી ગયો તેમ માત્ર આપણી ઇર્ષા અને મમત્વને ખાતર. જૈન ધર્મનાં જે ઉચ્ચ સિદ્ધાંતો છે જે ઉચ્ચ વર્તન રાખવા જૈન શાસ્ત્રોનું ફરમાન છે તે આપણી હાલની રહેણી કરણીને બંધ બેસતાં છે કે કેમ એનો આપણે બીલકુલ ખ્યાલ કરતા નથી. આપણા આવાં વર્તનથી આપણે આપણા ધર્મને કેટલું હીણું લગાડીએ છીએ, અને ધર્મની હીલણા થવા દેવાથી અથવા તેવા કામમાં સામેલ થવાથી કેવાં માઠી ગતિને લાયકનાં કાર્ય આપણે ઉપાર્જિત કરીએ છીએ એ ભૂલી જવું જોઇતું નથી. મુનિમહારાજાઓનું કોઇ અપમાન ન કરે તેવો દાખલો બેસાડવાના હેતુથી વસ્તુપાળ જેવાએ પ્રાણાંત કષ્ટ આવવાનો ભય નહોતો રાખ્યો. ત્યારે આપણે અરસ્પરસ તેમ કરવા સહાયતા આપીએ એ શું આપણને અને આપણા ધર્મને હીણું લગાડનારૂં નથી ?

અપૂર્ણ.

---

## आनंदी थाओ.

( લેખક—મણીલાલ મોહનલાલ, વકીલ...પાદરા. )

જીવિત સુખ માટે છે, અથવા સુખ જીવિત માટે છે, આ બે પ્રચલિત પંથી કોઇ પણ મત આપણને માન્ય હોય, તો પણ એ વાર્તા તો સર્વ માન્ય જ છે કે, જે માણસ " આનંદી થાઓ "- એ આદર્શ વાક્યને પોતાનું જીવનસૂત્ર બનાવે છે— સાક્ષાત્કાર કરે છે, તે મનુષ્યનેજ ખરો ' આનંદ ' મળે છે, અને તેનું જ જીવન સુખમય- મિષ્ટ- ઉન્નત થાય છે.

નિર્દોષ, નિર્વિકારીઃ " આનંદ " ! તેનો આસ્વાદ ! ખરે જગતના સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ પદાર્થો કરતાં તે વધુ મિષ્ટ , રમ્ય હોય છે પણ તે બહુજ થોડાઓ અનુભવી શકે છે.

જગતના પ્રત્યેક હૃદયો જ્યારે અંધકારમય હોય છે-ત્યારે આનંદી મનુષ્યનું હૃદય હમેશાં અદ્વિતીય પ્રકાશ આપે છે, અને પોતાનું સર્વસ્વ નષ્ટ થઇ જાય તો પણ તે પોતાની પાસેના 'આનંદ' નું સત્ય સુખ સર્વને આપી શકે છે.

કોઈ પણ ફેરફાર, કે સારા નરસા પ્રસંગોમાં મનુષ્યે એક વાર્તા હમેશાં લક્ષમાં રાખવી અને તે "આનંદી થવું" એજ છે. તમે કોઇ પણ ઠેકાણે હો, કોઇ પણ સ્થિતિમાં હો, પણ જગતના સર્વ પ્રકાશમાં તમે તમારા "આનંદ" નો પ્રકાશ રેડવાનું કદી ભૂલશો નહિ ! જગતમાં ગમે તેવી સ્થિતિમાં પણ તમે , ચારે બાજુ "આનંદનો "પ્રકાશ પાડનાર સૂર્ય કિરણ થાઓ. સૂર્યોદય થતાંજ જગતમાં કેવો વિલક્ષણ "આનંદ, આનંદ," પ્રસરી રહે છે ! કેટલાં જીવન પ્રસન્ન થાય છે ? કેટલાં જીવન સુખમય થાય છે ? પક્ષીઓના કલરવ , અને સુગંધી પુષ્પોનો પમરાટ કેવો નૈસર્ગિક પ્રેમ પ્રસરાવે છે ? તે તો તમે હમેશાં અનુભવો છોજ ? પરંતુ એકાદ મનુષ્યના હૃદયમાં જ્યારે "આનંદ" નો ઉદય થાય છે ત્યારે તેને, તેના બંધુ ભગિનીને, તેનાં સ્ત્રી પુત્રોને અને બીજા આપ્ત વર્ગને કેટલું બધુ સુખ થાય છે તેની કલ્પના વાંચક તમે જ કરો !

પ્રત્યેક અંતઃકરણમાં "આનંદ" એ નામનું સૂર્ય કિરણ હોય છે. 'આનંદી' મનુષ્યનો મીઠો, સ્મિત ભર્યો, પ્રકાશિત, પ્રેમ ભર્યો ચહેરો જોવાથી તેની પાસે આવનાર ...ે મનુષ્યને સુખ, સંતોષ અને આનંદ ઉપજે છે. સૂર્ય પ્રમાણે પ્રકાશિત ચહેરો એવો વિલક્ષણ ખેંચાણકારક હોય છે કે તે કદી વિસરી શકાતો જ નથી. મીઠો-સ્મિત ભર્યો-મધુરતાથી છવાયલો આનંદી ચહેરો તે મનુષ્યને તંદુરસ્તી-નિષ્કપટ પ્રેમભાવ અને ઉન્નત ઉદાર હૃદયની ખાત્રી આપતો આપણા હૃદયપટ પર એવો સફેદ કોતરાઈ રહે છે કે તે આપણાથી કદી ભૂલી જવાતો જ નથી. આપણા જીવનની ભીન્ન ભીન્ન સ્થિતિમાં, અને નુતન પ્રસંગોમાં, આપત્તોના ખાડામાં અને સંકટોની ટેકરીઓ ઉપર કે આફતના પર્વતો ઉપર "આનંદ" નું કિરણ, આનંદી ચહેરાનું સ્મરણ આપણને અપૂર્વ સામર્થ્ય અને ઉત્સાહ આપે છે. કદી ભુલશો નહીં કે જગતમાં આપણું જીવન બીજાને દુઃખ દેવા સારૂ નહીં પણ સર્વને સુખ અને "આનંદ" આપવા માટે જ છે. બીજાઓના જીવન સરમાં તમારા "આનંદ" નો ઓઘ ભેળી દઇ સર્વત્ર "આનંદ" પ્રસરાવવો એ તમારૂં મુખ્ય કર્તવ્ય ગણાય. એક નિરાશ—ક્રોધપૂર્ણ—અસંતોષી, દુઃખી માણસને દિલાસા ભર્યા બે આનંદી શબ્દોથી તમે તેનું કેટલું બધુ દુઃખ ઓછું કરોછો ? એનો તમને ખ્યાલ છે વારૂ ? હમેશાં સ્મરણમાં રાખશો કે એકાદ દુઃખનાં કાળા અંધકારમય ઢગલા નીચે આપણા-ઉન્નત-અપ્રતિહત- સ્વતંત્ર "આત્મા" ને ઢાંકી દેવા માટે આપણું જીવન નથી પણ જગતના વિશાળ અને દિવ્ય પટ પ્રદેશપર પૂર્ણ સૌંદર્ય અને અદ્વિતીય કાંતિમય-પૂર્ણાનંદમય પ્રકાશ પ્રસરાવવામાં જ આપણા જીવનની કર્તવ્યતા સમાયલી છે. યાદ રાખશો કે, મનુષ્ય જીવન એક એવું અપૂર્વ ગાન ગાવા માટે છે કે, જેની દિવ્ય લહરીમાં "આનંદી થાઓ." એવોજ રમ્ય ધ્વની સતત નીકળ્યાં કરે છે.

એકાદ વખત તમારાથી કંઇ ભૂલ થઇ ગઈ કે તુરત તે યાદ કરી દીલગીર ને રાગમાં થઇ જવા કરતાં તે ભૂલ પુનઃ ન થાય એવો મનમાં દૃઢ સંકલ્પ કરો અને તમોને પુનઃ તેવી ભૂલ માટે પસ્તાવાનો પ્રસંગ નહીં આવે. કોઈ મોટું સંકટ, કે આફત

"સુંદર દેખાવું" એ ઇચ્છા સ્વભાવતઃ જ પ્રત્યેક મનુષ્યને હોય છે, પણ "આનંદી થવું" એજ સુંદર દેખાવાનું પરમ રહસ્યવાળું, ઉત્તમ સાધન છે એ બહુ થોડાજ જાણે છે; અને જેને તે ખબર છે તે નકલી ટાપટીપ સીવાય જ સુંદર દેખાય છે. મોઢું ધોઇ, લુછી વાળ ઓળી, તેલ નાંખી, સેંટ લવંડર ચોળી, દાગીના ઘાલી પોમેડથી મુછ અકડ કરી, બહુ મુલ્યવાન વસ્ત્ર સજી સુંદર દેખાવાની સર્વ તૈયારી કરી, પણ ચહેરો જ ફક્ત, રડમસ, દુઃખી, ઉદાસી રાખો. પછી જુવો; કે આનંદી ચહેરો સુંદર કે ખાલી ટાપટીપ સુંદર ? દુઃખી સ્થિતિ અને આનંદી સ્થિતિ એ બે જાતની તસ્વીરો ખેંચાવો ! ને પછી કઇ તસ્વીર હમેશ પોતાની પાસ રાખવી વધુ યોગ્ય છે તેનો તમે જ તોલ કરી લેજો. "હું સુંદર દેખાઉં છું કે નહીં ?" એ હમેશ આયનામાં જોયા કરતાં "હું આનંદી દેખાઉં છું કે નહીં. ? તે આયનામાં હમેશ જોતા જાઓ. ફક્ત "આનંદી થવું" એજ સુંદર દેખાવાનું પરમ રહસ્ય છે. દુઃખી અને સુંદર ચહેરો બન્ને એકજ ઠેકાણે તમે કદી જોયો છે શું ? દુઃખી થતાં બરોબરજ સૌંદર્ય સવા સો ગઉ દૂર ચાલ્યું જાય છે. બીન ખર્ચે અને બીલકુલ થોડા વાસમાં સુંદર દેખાવાની ઇચ્છા હોય તો ફક્ત તમે "આનંદી જ થાઓ" અને હમેશાં આનંદ કાયમ રાખો એટલે દાગીના અને બહુ મુલ્ય વસ્ત્રો સિવાય તમે સુંદર દેખાશો. યાદ રાખજો કે અઢળક લક્ષ્મિ કે વીપુલસત્તા, મોટી મોટી ડીગ્રીઓ કે જાડું ખુંદ જેવું શરીર-આથી કદી પણ મનુષ્ય ઇચ્છીત સુખ મેળવી શકતો નથી, ફક્ત જો દરેક સાથે "આનંદી થાઓ" નું આદર્શ વાક્ય ગુંથેલું હશે તો જ સુખી-સુંદર કે જે ધારો તે થવાશે. કારણ કે ફક્ત "આનંદી થવું" એજ સુંદરમાં સુંદર અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ દાગીનો છે.

આનંદ એ પ્રેમનો દાસ છે, મીત્રતાનું રજ્જુ છે, સગાઇનું સીલ છે. અને પરમાત્માના ચરણકમલનો ભ્રમર છે આનંદ સિવાય કદી પણ દૈવી—રસપૂર્ણ—પ્રેમ અનુભવી શકાતો જ નથી. પતિ પત્નિ વચ્ચે, પિતા પુત્ર વચ્ચે, મા દીકરી વચ્ચે, બે મીત્રો વચ્ચે, રાજા પ્રજા વચ્ચે, સગા સંબંધી કે આડોસી પાડોસી વચ્ચે, આનંદ સિવાય કદી પણ સત્ય પ્રેમ સંભવતો જ નથી. એક આનંદી મનુષ્ય પછવાડે તમે સાંભળશો કે "આ માણસ બહુ સારો-ભલો આનંદી ને હસમુખો છે" જ્યારે ચીડીઆ સ્વભાવના ચડેલા મોંવાળા મનુષ્યની પુઠે તમે સાંભળશો કે "જોયું કે એનું ચડેલું તોબરા જેવું મોઢું" અને ગમે તેવા ધનવાન પણ ઉદાસીન ચહેરાવાળા માણસને માટે જગને તૈયાર રાખેલું "ભીખારી" નું ઉપનામ તેને વગર માગ્યે આપવામાં આવે છે.

જેને મોટું મિત્ર મંડળ હોય કીંવા તેને વખાણનાર ઘણો જન સમુદાય હોય, જેને માટે પ્રાણાર્પણ કરનાર ઘણા પ્રાણ મિત્રો હોય એવા માણસને માટે એ નિર્માણ જ છે કે માણસ "આનંદી" જ હોવો જોઇએ. કારણ "આનંદ" એ સ્વર્ગની વાનગી ને સુખની ચાસણી છે.

ફક્ત આનંદી થાઓ એટલે તમે તમારી જીંદગીનું અરધું દુઃખ ઓછું થએલું જોશો, હમેશાં કઠણ લાગતાં કામો સ્હેલાં થઇ પડશે, અને તમારા વિરૂદ્ધ વર્તનારા દુશ્મનોને તમારા મિત્ર થએલા તમે જોશો. આનંદી મુખડું ગમે તેવા કઠણ પ્રસંગે—ગમે તેવું કઠણ કોકડું ઉકેલવા, ગમે તેવી આપત્ત દૂર કરવા-કે નીરાશા રૂપી અંધકાર ખસેડી મુકવા સદા તત્પર-ઉત્સાહી હશે. ઉદાસીનતાથી-અસંતોષથી મનુષ્ય કદી પણ

કર્તવ્યશીલ-અને આત્મા કદીપણ સામર્થ્યવાન થઇ શકતોજ નથી—પણ સંકટને લાત મારવામાં આફતને હસતાં હસતાં આઘી ફેંકી દેવામાં-નીરાશાને નદી જેવી કરી નાંખવામાં-ને દુઃખને દરીઆપાર કરી દેવામાં જ આત્મ સામર્થ્યને પુરૂષાર્થ લેખી શકાય.

વૈદકીય નિયમાનુસાર પણ " આનંદ " એ તંદુરસ્તી પર ઘણી જ સરસ અસર કરે છે. મોટા મોટા ડાક્ટરો દરદીઓને " આનંદમાં રહેજો. " "ચિંતા ફીકર કરશો નહી" એમ કહે છે તે પણ શું સાબીત કરે છે ? કે કોઇ પણ દ્રષ્ટિએ આનંદ-એ ઘણો જ આવશ્યક અને આદરણીય છે.

હવે જે આનંદ પ્રભુ અને પ્રભુતાનું ભાન કરાવે તેવા સુક્ષ્મ આનંદ તરફ વળીએ. વાંચક ? જેને જોવાથી-ઓળખવાથી-ધ્યાન કરવાથી-પુજન કરવાથી ને છેવટે પ્રાપ્ત કરવાથી અવ્યાબાધ અનંતું-મોક્ષ સુખ મળી શકે એવો " આત્માનંદ " જો મેળવી શકાય ત્યારે તો સોનું અને સુગંધ-એવો જોગ થાય. તલમાંના તેલની માફક શરીરમાં રહેલો પ્રભુ તુલ્ય અનંત બળનો ધણી-આત્મા તેનું રટણ-મનન-ધ્યાન ને પૂજન કરી બાહ્ય સુખને લાત મારી આશ્રવ સંવરનાં કારણો વર્જી-ઘટ ઘટ વ્યાપી પરમ તત્વનું ભાન કરી પ્રભુ પ્રેમ ખુમારીની ભાંગ હ્રદય પ્યાલામાં ભરી સોહંનું તાન લગાવી નીસ આનંદમાં મસ્ત રહેવાય તો તેને ખરેખરો " આત્માનંદ " કહી શકાય. પ્રભુ સત્વર સર્વ જીજ્ઞાસુઓને તેવો સત્યાનંદ પ્રાપ્ત કરવામાં સ્હાય થાઓ! એ જીજ્ઞાસા. ઇતિ શાંતિ.

મણિ-મંદિર પાદરા } પાદરાકર.

---

# શ્રીમદ્ યશોવિજયજી ગણિકૃત ૧૦૮ બોલ.

---

**સર્વજ્ઞ શતકાદિક** ગ્રન્થ માંહેના વિરૂદ્ધ બોલ જે **ધર્મપરીક્ષા** ગ્રન્થ માંહે દેખાડયા છે તે માંહિના કેટલાક મતભેદ જાણવાને અર્થે લખીએ છીએ.

'ઉત્સૂત્ર ભાષીને અનન્તો જ સંસાર હોય ' એવું લખ્યું છે તે ન ઘટે; જે માટે **મહાનિસીથાદિક** ગ્રન્થને વિષે અધ્યવસાયવિશેષની અપેક્ષાએ તીર્થંકરની મહા અશાતનાના કરનારને સંખ્યાતાદિક ત્રણ ભેદે સંસાર કહ્યો છે; તથા મરીચિ પ્રમુખ ઉત્સૂત્ર ભાષીને અસંખ્યાતાદિક સંસાર પણ શાસ્ત્રે છે. ૧

'નિન્હવ તીર્થોચ્છેદની બુદ્ધિથી ઉત્સૂત્ર ભાખે તે માટે તેને અનંતો જ સંસાર હોય; યથાચ્છંદ તે રીતે ઉત્સૂત્ર ન ભાખે તે માટે તેહને અનન્ત સંસારનો નિયમ ન હોય' એવું લખ્યું છે, તે ન ઘટે; જે માટે યથાચ્છંદને પણ સૂત્રોચ્છેદનો પરિણામ હોય; અને તીર્થોચ્છેદની પરે સૂત્રોચ્છેદ પણ **યોગવીસી** પ્રમુખ ગ્રન્થમાં ભારે કહ્યો છે. ૨

'નિયત ઉત્સૂત્ર ભાખે તે નિન્હવ' અનિયત ઉત્સૂત્ર બોલે તે યથાચ્છંદ, એવું લખ્યું છે, ત્યાં ઉત્સૂત્રકંદકુદ્દાલ વિના બીજી કાંઇ સાક્ષી નથી. ૩

'યથાચ્છંદને ઉત્સૂત્ર બોલ્યાનો નિર્ધાર નથી' એવું લખ્યું છે તે ન મળે (ઘટે); જે માટે **આવશ્યક વ્યવહાર ભાષ્યાદિક** ગ્રંથમાં યથાચ્છંદ ઉત્સૂત્રચારીને ઉત્સૂત્રભાષી જ કહ્યો છે. ૪

'નિયત ઉત્સૂત્રથી અનિયત ઉત્સૂત્ર હલવું જ હોય' એવું કહે છે, તે ન ઘટે, જે માટે એક જાતિને પાપે હિંસાદિક આશ્રવની પરે નિયતાનિયત ભેદે ફેર કહ્યો નથી. ૫

'કીધા પાપનું પ્રાયશ્ચિત તેજ ભવે આવે પણ ભવાન્તરે ન આવે' એવું લખ્યું છે તે ન ઘટે, જે માટે **પંચસૂત્ર, ચતુઃશરણાદિ** ગ્રંથને અનુસારે ભવાન્તરના પાપનું પણ પ્રાયશ્ચિત્ત જણાય છે. ૬

'અભવ્યને અનાભોગરૂપ એકજ અવ્યક્ત મિથ્યાત્વ હોય' એવું વ્યાખ્યાન વિધિ શતકમાં લખ્યું છે તે અયુક્ત છે, જે માટે ગુણ **સ્થાનકમારોહાદિક** ગ્રન્થે અભવ્ય ને વ્યક્તાવ્યક્ત એ પ્રકારે મિથ્યાત્વ કહ્યો છે. ૭

વળી ત્યાં એવું લખ્યું છે જે 'એક પુદ્ગળ પરાવર્ત સંસાર શેષ જેને હોય તેને જ વ્યક્તમિથ્યાત્વ કહીએ,' તે સર્વથા ન ઘટે, જે માટે તેથી અધિક સંસારી પણ પાખંડી વ્યક્તમિથ્યાત્વીજ કહ્યા છે. ૮

'અનાભોગ મિથ્યાત્વે વર્તતા જીવને, ન માર્ગગામી વા ઉન્માર્ગગામી કહીએ' એવી કલ્પના કરી છે તે કોઈ ગ્રંથમાં નથી, અને એમ કહેતાં સઘળે ત્રણ રાશિ કલ્પાય. ૯

'અભવ્ય અવ્યવહારીઆ' કહ્યા છે તે **ઉપદેશ પદાદિક** ગ્રંથ સાથે તથા લોક વ્યવહાર સાથે પણ ન મળે. ૧૦

'વ્યવહારીઆ જીવ સર્વ આવલિકાના અસંખ્ય ભાગ સમય પ્રમાણ પુદ્ગલ પરાવર્ત પછી અવશ્ય મોક્ષે જાય' એવું લખ્યું છે ત્યાં કોઈ ગ્રંથની સાક્ષી નથી, સામું **ભુવન-ભાનુ કેવળિ ચરિત્ર, યોગબિંદુ** પ્રમુખ ગ્રંથની મેળે વ્યવહારીઆ થયા પછી અનંત પુદ્ગલ પરાવર્ત પણ દીસે છે. ૧૧

'સૂક્ષ્મ પૃથિવ્યાદિક ૪ તથા નિગોદ, એ ૭ ભેદ અવ્યવહારીઆ કહીએ' એવું લખ્યું છે તે ન ઘટે, જે માટે **ઉપમિતિ ભવ પ્રપંચા, નયસાર સૂત્રવૃત્તિ, ભવ ભાવના વૃત્તિ, શ્રાવક દિન કૃત્ય વૃત્તિ, પુષ્પમાળા વૃત્તિ, ધર્મ રત્ન પ્રકરણ વૃત્તિ, સંસ્કૃત નવ તત્વ સૂત્રાદિક** ગ્રંથની મેળે ( પ્રમાણ ) પ્રગટ જબાદર નિગોદાદિક વ્યવહારીઆ જણાય છે, એક સૂક્ષ્મ નિગોદ જ અવ્યવહારીઆ કહ્યા છે. ૧૨

'એ ઉપમિતિ ભવ પ્રપંચાદિકનાં વચન, પન્નવના સાથે વિરુદ્ધ અનાભોગ પૂર્વક ( છે ? )' એવું લખ્યું છે તે પૂર્વાચાર્યોની આશાતનાનું વચન, જિન શાસનની પ્રક્રિયા જાણે તે કેમ બોલે ? ૧૩

'અભવ્ય વ્યવહારીઆથી તથા અવ્યવહારીઆથી બાહ્ય છે' એવું પણ વ્યાખ્યાન **વિધિ શતક**માં લખ્યું છે તે પણ કલ્પના માત્ર જ. ૧૪

'અનાભિગ્રહિક મિથ્યાત્વ આભિગ્રહિક સરખું આકરું' એવું તત્ર જે લખ્યું છે તે પણ ન ઘટે, જે માટે યોગબિંદુ પ્રમુખ ગ્રંથમાં અનાભિગ્રહિક આદિ ધર્મ ભૂમિકા રૂપ દીસે છે. ૧૫

'મિથ્યાત્વીને દેવારાધન અધ્યવસાય, જીવ હિંસાદિક અધ્યવસાયથી પણ ઘણું દુષ્ટ' એવું **સર્વજ્ઞ શતકમાં** લખ્યું છે, એ એકાંત ગ્રહવો તે ખોટો, જે માટે આદિ ધાર્મિકને સાધારણ દેવ ભક્તિ, યોગબિંદુ પ્રમુખ ગ્રંથમાં સંસારતરણનો હેતુ કહ્યા છે. ૧૬

'મિથ્યાત્વીના ગુણ તે સર્વથા જ ગુણમાં ન ગણાય' એવું કહે છે તે પણ ન ઘટે; જે માટે મિથ્યા દૃષ્ટિના ગુણ આવે જ પહેલું પહેલું ગુણઠાણું હોય, એવું **યોગ દૃષ્ટિ સમુચ્ચય** ગ્રંથમાં કહ્યું છે. ૧૭

'પર સમયમાં ન કહી, ને સ્વ સમયમાં કહી એવી જ ક્રિયા, સુપાત્ર દાન, જિનની પુજા, સામાયિક, પ્રમુખ માર્ગાનુંસારીપણાનું કારણ એવું કહ્યું છે' તે પણ એકાંત ન ઘટે, જે માટે ઉભય સંમત દયા દાનાદિક ક્રિયાએ પણ માર્ગાનુસારિપણું **યોગબિંદુ** પ્રમુખ ગ્રંથમાં કહ્યું છે. ૧૮

'ઉત્કર્ષથી અપાર્ધ પુદ્‌ગલ પરાવર્ત, શેષ સંસાર હોય, તેજ માર્ગાનુસારી' એવું લખ્યું છે તે પણ વિચારવું, જે માટે **ઉપદેશપદમાં** વચનૌષધ પ્રયોગ કાળ, ચરમ પુદ્‌ગલ પરાવર્ત જ કહ્યો છે તથા **યોગબિંદુ, વીસવીસી** પ્રમુખ ગ્રંથાનુસારે પણ એક ચરમ પુદ્‌ગલ પરાવર્ત માર્ગાનુસારીનો કાલ જણાય છે. ૧૯

'સમ્યક્‌ત્વથી ઘણો ઢુકડોજ માર્ગાનુસારી હોય તે સંગમ, નય સારાદિક સરખોજ પણ બીજો ન કહીએ' એવું કહે છે તે ન ઘટે, જે માટે અપુનર્બંધક ૧, સમ્યક્ દૃષ્ટિ ૨, ચારિત્રી ૩, એ ત્રણ શાસ્ત્રે ધર્માધિકારી કહ્યા છે તે તો આપ આપણે લક્ષણે જાણે, પણ એક એકથી ઢુકડાપણાનો તંત નથી તે માટે જેમ સમ્યગ્ દૃષ્ટિ, ચરિત્રથી વેગળો પણ પામીએ, તેમ માર્ગાનુસારી, સમ્યક્‌ત્વથી વેગળો પણ હોય તે વાતની ના નહીં. ૨૦

'મિથ્યાત્વીને દયા' વ્યાધાદિકના મનુષ્યાગ્યાને સરખી' એવું લખ્યું છે તે મહા દોષનું વચન; જે માટે અપુનર્બંધકના દયાદિક ગુણ **ઉપદેશ પદાદિક** ગ્રંથમાં વીતરાગ દેવની સામાન્ય દેશનાના વિષય કહ્યા છે. ૨૧

'જૈનની ક્રિયાએ અપુનર્બંધક હોય પણ અન્યદર્શનની ક્રિયાએ ન હોય જ' એવું જે કહ્યું છે તે ન માનવું; જે માટે સમ્યગ્‌દૃષ્ટી સ્વશાસ્ત્રનીજ ક્રિયાએ હોય અને અપુનર્બંધક અનેક બૌદ્ધાદિક શાસ્ત્રની ક્રિયાએ અનેક પ્રકારનો હોય એવું **યોગ બિંદુ** પ્રમુખ ગ્રંથમાં કહ્યું છે. ( ૨૨ )

**असद्ग्रह परित्यागेनैव तत्त्वप्रतिपत्ति मार्गानुसारिता** એવું **વંદાર વૃત્તિમાં** કહ્યું છે તે માટે જૈન શાસનના તત્વ જાણ્યા વિના માર્ગાનુસારી ન હોય જ એવો એકાન્ત પણ ન ઘટે, જે માટે એ તંત ગ્રહતાં **મેઘકુંમાર** હસ્તિ જીવને પણ માર્ગાનુસારિપણું ન આવે, યોગ્યતા લઈએ તો કોઈ દોષ નથી. ૨૩

'**ભગવતી સૂત્રમાં** જ્ઞાન રહીત ક્રિયાવંત દેશારાધક કહ્યો છે તે ભાંગાનો સ્વામી બારીને ટીકામાં બાલ તપસ્વી વખાણ્યો છે તે માર્ગાનુસારી જ મિથ્યાત્વી હોય એ અર્થ ઉવેખીને એ ભાંગાનો સ્વામીદ્રવ્ય ક્રિયાવંત અભવ્ય જે કહે છે. આપ છંદે' તે ન ઘટે; જે માટે અભવ્યાદિકને દેશથી આરાધકપણું નથી, વ્યવહારે આરાધકપણું તેહને છે તે

પણ ન ઘટે, જે માટે એ શુદ્ધ વ્યવહાર લેખામાં નહિ. લિંગ વ્યવહારની પરિક્રિયા વ્યવહારપણે અપુનર્બંધકાદિ પરિણામ વિના પંચાશકાદિક ગ્રંથે નિરર્થક કહી છે. ૨૪

'નિન્હવે ક્રિયાના નથી ભાંગી અને સત્કાના ભાંગી છે તે માટે દેશારાધક તથા દેશ વિરાધક' કહિયે એવું લખ્યું છે તે સર્વ વિરૂદ્ધ જે માટે તે સર્વથા આજ્ઞાબાહ્ય જ કહ્યા છે. (૨૫)

'જેને જ્ઞાન છતે પામ્યા ચારિત્રનો ભંગ હોય અથવા ચારિત્રની અપ્રાપ્તિ હોય તે દેશ વિરાધક' એવું **ભગવતી સૂત્રની વૃત્તિમાં** લખ્યું છે; તેમાં 'ચારિત્રની અપ્રાપ્તિ દેશ વિરાધક ન ઘટે' એવું લખ્યું છે તે પ્રગટ પૂર્વાચાર્યની આશાતનાનું વચન, જે માટે પરિભાષા લેતાં કોઈ દોષ નથી. ૨૬

सव्वप्पवायमूलं दुवालसंगं जओ जिणखायं।
रयणागर तुल्लं खलु तो सव्वं सुंदर तम्हि॥

એ **ઉપદેશપદ** ગાથામાં અન્ય દર્શનમાં પણ જીવદયાદિક સુંદર વચન છે તે દૃષ્ટિ વાદના, તે માટે તેની આશાતના એ દૃષ્ટિવાદની આશાતના થાય એવો અર્થ છે તે ...્યો છે. (૨૭)

તેની વૃત્તિમાં 'ઉદ્ધાવી વેલાદિ' કાવ્યની સાક્ષી લખી છે તે અયુક્ત એવું શું છે. (૨૮)

તે કાવ્યનો અર્થ ફેરવ્યો છે. (૨૯)

'મિથ્યાત્વીની ક્રિયા આંબાના ફળના અર્થને વટવૃક્ષ સરખા ચારિત્ર રહિત જ્ઞાન પોસ માસે આંબા સરખું પહેલું' લખ્યું છે, ત્યાં એ ઓછું જે અપુનર્બંધાદિક ક્રિયા આંબાના બીજાંકુર આદિ સરખી ગણી નથી. શ્રી **હરિભદ્રસૂરિના** ઘણા ગ્રંથમાં એ અર્થ પ્રગટ છે, (૩૦)

'લૌકિક મિથ્યાત્વથી લોકોત્તર મિથ્યાત્વ ભારે એવું લખ્યું છે' તે પણ એકાંત નથી, જે માટે બંધની અપેક્ષાએ લૌકિક પણ ભારે દીસે છે. **યોગબિંદુમાં** ભિન્નગ્રંથીનું મિથ્યાત્વ હલવું કહ્યું છે, અભિન્ન ગ્રંથીનું ભારે કહ્યું છે. (૩૧)

'અનુમોદના તથા પ્રશંસા એ બે ભિન્ન કહીએ' એવું લખ્યું છે તે ન ઘટે, જે માટે **પંચાશક વૃત્તિ** પ્રમુખ ગ્રંથમાં પ્રમોદ પ્રશંસાદિક લક્ષણ અનુમોદનાનાં કહ્યા છે. (૩૨)

'મિથ્યાદૃષ્ટિના દયાદિકગુણ પણ ન અનુમોદવા' એ કહે છે તે ન ઘટે, જે માટે પર સબંધિયા પણ દાન રુચિ પણા પ્રમુખ સામાન્ય ધર્મના ગુણ અનુમોદવા યોગ્ય **આરાધના પતાકાદિક** ગ્રન્થમાં કહ્યા છે. તથા સાધારણ ગુણ પ્રશંસા એ **ધર્મબિન્દુ** સૂત્રમાં પણ લોક લોકોત્તર સાધારણ ગુણની પ્રશંસા કરવા કહી છે. ૩૩

'મિથ્યાત્વીની દયાદિક ગુણ પ્રશંસીએ પણ અનુમોદીએ નહીં' એવું કહે છે તે ગાથાનું વચન; જે માટે ખરી પ્રશંસાએ અનુમોદના આવે અને ખોટી પ્રશંસાનો તો વિધિ ન હોય (૩૪)× સંપૂર્ણ.

×આ બોલ ધર્મસાગર કૃત સર્વજ્ઞશતક નામના ગ્રંથમાં જે અપ્રમાણ અથવા અસ્પષ્ટ શ્રીમંત **યશોવિજયજી**ને લાગ્યું તે સ્પષ્ટપણે દર્શાવતા લખ્યા છે એવું જણાય છે. આની હસ્તલિખિત પ્રત એક ગેજ્યુએટ તરફથી મળી હતી, તેથી તેનો ઉપકાર માનીએ છીએ. **તંત્રી.**

# सामायिक सूत्र वांचतां तजवाना दोष.

સૂત્રનો પાઠ બોલવામાં, સમજવામાં અને બીજાને સમજાવવામાં નીચે કહેલ ૧૪ અતિચાર તજવાના છે. ૧. વ્યાવિદ્ધત્વ એટલે વિપર્યસ્તતા. ૨. વ્યામ્રેડિતત્વ એટલે એક બીજાના આલાપ મળવાથી (આપનાર લેનારના) બે ત્રણ વખત બોલાઇ જવાય તે. ૩. હીનાક્ષરત્વ એટલે શબ્દ મૂકી દેવો તે. ૪. અત્યક્ષરત્વ—શબ્દ વધારી બોલવું તે. ૫. પદહીનત્વ-આખું પદ મૂકી દેવું તે. ૬. વિનયહીનત્વ-વિનય ન સાચવવો તે. ૭. ઉદાત્તાદિ ઘોષ હીનત્વ-એટલે ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત આદિ જે ઉચ્ચાર કરવા અર્થે ઘોષ છે તે ન સાચવવા તે. ૮. યોગહીનત્વ એટલે અકૃત યોગોપચારતા. ૯ અસુપ્રદાન સૂત્ર પાઠ લેનારને તેની શક્તિ અને પાત્રતા મુજબ ન આપતાં અધિક આપવું તે. ૧૦. દુષ્ટ પ્રતિપ્સન એટલે કલુષિત હૃદયથી ગ્રહણ કરવું તે. ૧૧. અકાલે સ્વાધ્યાય કરવો. ૧૨. યોગ્ય કાલે તે ન કરવો. ૧૩. અસ્વાધ્યાયમાં હોવા છતાં સ્વાધ્યાય કરવો. ૧૪ સ્વાધ્યાયમાં હોવા છતાં અસ્વાધ્યાય કરવો.

આ અતિચાર તજવાથી સ્વાધ્યાય કરનારને મહા લાભ થાય છે, નહિ તો વિદ્યાધરને થયું તેમ વિદ્યા સફલ ન થતાં મહા દોષો સંભવે છે. અહીં હીનાક્ષરત્વના દોષમાં વિદ્યાધરનું દૃષ્ટાંત છેઃ—

એક વખત રાજગૃહનગરના ઉદ્યાનમાંશ્રી વીરસ્વામી સમોસર્યા, તે વખતે શ્રેણિક રાજા અભયકુમાર આદિને લઈ સ્વામીને ત્રણ પ્રદક્ષિણા કરી નમન કરી સભામાં બેઠા. ત્યાં ધર્મ દેશના સુણી પાછા વળતાં એક વિદ્યાધર આકાશમાં જતાં જતાં નીચે પૃથ્વીપર પડતો દેખાયો. શ્રેણિક મહારાજે શ્રી વીરપ્રભુને આનું કારણ પૂછતાં ભગવાને કહ્યું કે ગગનગામિની વિદ્યાનો એક અક્ષર ઓછો છે તેથી તે ઉંચે જઇ શકતો નથી. ત્યારે અભયકુમારે આ વાત સાંભળી તુરત વિદ્યાધર પાસે જઇ તે વિદ્યા પોતાને આખી આપે, તો તેમાં થતી ભૂલ પોતે દેખાડે એમ કહ્યું. વિદ્યાધરે કબૂલ થઈ આખી વિદ્યા પોતે બોલવા લાગ્યો, ત્યારે તેમાં ઓછો રહેલ અક્ષર અભયકુમારે કહ્યો અને તેથી વિદ્યાધર આકાશગમન કરી શક્યો, અને અભયકુમારે વિદ્યા શીખી લીધી. તાત્પર્ય એ કે સૂત્રપાઠ આદિ જેમ બને તેમ ઉપર કહેલ દોષ રહિત થવા માટે યત્ન સેવવાની જરૂર છે.

વળી સૂત્ર સ્વાધ્યાય કરનાર તથા કરાવનારે સોળ વચનો ખાસ જાણવાનાં છે. અને તે અનુયોગ દ્વારાદિ સૂત્રમાં નીચે પ્રમાણે કહેલ છે.

૩ લિંગ-પુલ્લિંગ, સ્ત્રીલિંગ, નપુંસકલિંગ (નરજાતિ, નારીજાતિ, નાન્યતરજાતિ.) જેમ કે પુરૂષ, સ્ત્રી, બાલક; ૩ વચન. (એકવચન દ્વિવચન, બહુવચન,) જેમ કે દેવ; દેવો, દેવાઃ ૩ કાલ (ભૂત, વર્તમાન, ભવિષ્યકાલ) જેમ કે કર્યું, કરૂં છું, કરીશ; પરોક્ષ નિર્દેશ પ્રત્યક્ષ નિર્દેશ, ૪ ઉપનયાપનયવચનઃ—(૧) ઉપનયવચન એટલે પ્રશંસાવચન જેમ કે આ સ્ત્રી રૂપવતી છે. (૨) અપનયવચન એટલે નિંદાવચન જેમ કે આ સ્ત્રી કુરૂપ છે. (૩) ઉપનયાપનયવચન-પ્રશંસા કરી નિંદા વચન કહેવું તે જેમ કે આ સ્ત્રી રૂપવતી છે, પણ દુઃશીલ છે, (૪) અપનયોપનયવચન-નિંદા કરી પ્રશંસાવચન કહેવું તે. જેમ કે આ સ્ત્રી કુરૂપ છે પણ સુશીલા છે. આવી રીતે ૧૫ બોલ થયા. હવે ૧૬મો અધ્યાત્મવચન,

પોતાના ચિત્તમાં કંઇ હોય, પણ ઠગવાની બુદ્ધિથી બીજુંજ કંઇ બોલવાની ઇચ્છા હોય તે છતાં જે ચિત્તમાં હોય તેજ બોલાય. જાોય તે અધ્યાત્મવચન. આમ સોળ બોલને જાણીને જેઓ સૂત્રવચન આદિમાં પ્રવૃત્તિ કરે છે, તે મૂઢ લોકો જિનવચનનું ઉલ્લંઘન કરી જિનાજ્ઞાવિરાધક જ થાય છે, આરાધક થતા નથી. માટે સુસાધુઓએ આનું પરિજ્ઞાન મેળવી આગળ જણાવેલ વિધિથી સૂત્રાર્થનો સ્વાધ્યાય કરવો ઘટે છે. *

"શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડનો સં. ૧૯૬૭–૬૮–૬૯ નો રીપોર્ટ બહાર પડયો છે. જોઇએ તેમણે મંગાવવો.

# जैनाचार्य श्री आत्मारामजी महाराजनी जयंति.

આ જયંતિ તા. ૧-૬-૧૪. ને દિને ગુજરાનવાલામાં ઉજવવામાં આવી હતી. વિદ્યાર્થીઓ તરફથી મંગલાચરણ થયા પછી સ્વર્ગસ્થ પૂજ્યશ્રીની વાસક્ષેપથી પૂજા કરવામાં આવી હતી. ત્યારબાદ પંડિત હંસરાજજી શર્મા, મુનિશ્રી વિમલવિજયજી; રા. મોતીચંદ ગિરધર કાપડિયા, શ્રીયુત ગુલાબચંદજી ઢઢા તરફથી વિવેચન થયાં હતાં. છેવટે પ્રમુખશ્રીએ ઉદ્ગાર કાઢયા હતા.

## મુનિ મહારાજશ્રી વલ્લભવિજયજીનું ભાષણ.

આજે જયંતિનો દિવસ છે છતાં હું ખુશીનો દિવસ નહિ ગણતાં દીલગીરીનો ગણું છું. જ્યારે એક માણસ જેમાં પોતાને લાભસ્વાર્થ સમાયલો હોય તેવા માણસથી રહિત થાયછે ત્યારે જ તે માણસ મરણ પામનાર માટે દીલગીરી જાહેર કરેછે. આ સ્વાર્થ દુનિયામાં પોતાના સ્વાર્થને હરકત આવે નહિં તેવો બનાવ બને નહિ ત્યાં સુધી કોઇ દીલગીરી જાહેર કરતું નથી. તેમ છતાં આવી દીલગીરી એકપક્ષી નથી. દીલગીરીના બે પ્રકાર છે. પોતાને અંગત નુકસાન થવાથી એક માણસ જે દીલગીરી જાહેર કરેછે તે સ્વાર્થી દીલગીરી છે. જ્યારે એક માણસના મનમાં એમ આવેકે આવો મહાન પુરૂષ દુનિયામાંથી ચાલ્યો ગયો અને હવે તેની જગા કોણ પૂરશે એવા વીચારથી જે દીલગીરી થાયછે તે દીલગીરી સ્વાર્થ રહિતછે યાનો તે ભક્તિ-ગર્ભિત દીલગીરી છે. બીનસ્વાર્થ ભક્તિ-ગર્ભિત દિલગીરીથી કર્મની નિર્જરણા થાય છે.

"અજ્ઞાન તિમિર ભાસ્કર" પ્રગટ કરતાં પડેલી મુશ્કેલીઓ વિષે લાલા હંસરાજે વિવેચન કર્યું છે. શ્રાવકોએ 'લાયબલ' ની ફરિયાદ વિષે આપેલા બીક પણ તમોને જણાવી છે. પણ દુનિયામાં એક હિંમતવાન માણસ કદાપિ પોતાની ધારેલી મુરાદ બીજાઓના દોરાવવાથી છોડી દેતો નથી. ગુણવાન, શૂરવીર, ગંભીર, નીરાભિમાની, ખુલ્લા વિચારવાળા, નીડર, જગત્ બંધુ અને રત્ન પુરૂષ આત્મારામજી મહારાજનો ઇસ્તવચાંત મેં મને ઘણો કરી બનાવ્યો હતો જેથી તે વિષે વાત હું વધુ કહેવા માગતો નથી. હું કહીશ કે

* જુઓ આત્મપ્રબોધ (સંસ્કૃત) પૃ. ૩૭૫-૩૭૮. હવે આનું ભાષાંતર આત્માનંદ સભા તરફથી પ્રકાશિત થયું છે, કે જે સર્વ શ્રાવકોએ વાંચી જ્ઞાનમાં વધારો કરવો. તંત્રી.

તે મહાત્માનું વર્ણન કરવું તે બીલકુલ શક્ય નથી તેમ છતાં ભક્તિવશ ચેતન તેનું કાંઇ વર્ણન કરે તે તેનું વર્ણન સમજવું નહી.

દુનિયામાં સાંસારિક ઉન્નતિ માટે કહેવાનું કે ધર્મનાં ફરમાનો પ્રમાણે જે સંસારમાં વર્તે છે તેજ સંસારમાં ઉન્નતિ કરી શકે છે, બાકી ઉન્નતિ એ રસ્તે પડી રહેલી ચીજ નથી. ધાર્મિક ઉન્નતિ કરવાની તેથી જરૂર જણાય છે. આત્માના ગુણ જેમ જેમ વધુ પ્રગટ કરવામાં આવે તેમ આત્મિક ઉન્નતિ થાય છે. ગુણ પ્રગટ કરવામાં અવલંબનની જરૂર છે. તમો પણ તે આત્મિક ગુણ પ્રગટ કરવા માંગતા હો તો આદર્શ પુરૂષને અવલંબન તરીકે સ્વીકારશો.

ઘણાઓ કહે છે કે હાલના જમાનામાં આપણે પાછળ છીએ કારણ કે પંચમકાળ-કળીયુગ પ્રવર્તે છે. કળીયુગના બહાના તળે જેઓ કમજોરી બતાવે છે, અને પુરૂષાર્થ ફોરવતા નથી તેઓમાં પુરૂષાર્થ જાગ્યો નથી. આ એક માત્ર બહાનું છે. કળીયુગમાં માત્ર કેવળ જ્ઞાન નથી, બાકી દરેક શક્તિઓ ખીલવી શકાય છે. અજ્ઞાનતાથી અને પ્રમાદદશાથી જે તમો કરી શકો નહી તે માટે તમોએ પંચમ કાળનું ખુલ્લું બહાનું કાઢી પોતાની જવાબદારી, જોખમદારી કાઢી નાખવી જોઇએ નહી. આત્મારામજી મહારાજ પોતાની ફરજો બરાબર બજાવતા અને પાછા પડતા નહી. તેઓના ગુરૂભાઇઓ મહારાજ શ્રી વૃદ્ધિચંદજી, મૂળચંદજી, નીતિવિજયજી તથા ક્ષાંતિવિજયજી હતા. તેમાં છેલ્લા બે મહારાજ સાહેબો થોડા ઘણા જાણીતા છે, જ્યારે વૃદ્ધિચંદજી મહારાજ કાઠીઆવાડમાં સારી રીતે જાણીતા છે, તેમજ મૂળચંદજી મહારાજ ગુજરાતમાં સારી રીતે જાણીતા છે. પરંતુ આત્મારામજી મહારાજની જશરેખા વધારે હોવાથી અને બીજાં કારણોથી તેઓ આખા હિંદમાં તેમજ ઇંગ્લાંડમાં પણ જાણીતા થવા પામ્યા હતા. ત્યારબાદ મહારાજ સાહેબના શિષ્ય પરીવારમાંના મહારાજશ્રી લક્ષ્મીવીજયજી વગેરેની યોગ્ય હકીકત જણાવ્યા બાદ મહારાજ સાહેબે પોતાનું વ્યાખ્યાન ખતમ કીધું હતું.

ત્યાર બાદ મી૦ રાયચંદ ફુલચંદે કાનજી કરમસી સ્કુલના દશ વિદ્યાર્થીઓને રૂ. ૧૦ આપવા જણાવવાની હકીકત મી૦ મેઘજી હીરજીએ જાહેર કરી હતી. પરંતુ તે રકમ મહારાજ સાહેબ તરફથી ખોલવામાં આવેલા પુના બોર્ડીંગ ફંડમાં પોતા તરફથી રૂ. ૧૫ ઉમેરી આપી દીધી હતી. મંડળે પાંચ વરસ સુધી પચીસ રૂપીઆ બોર્ડીંગ ફંડમાં આપવાને કબુલ કર્યું હતું અને શેઠ દેવકરણ મૂળજી તરફથી વિદ્યાર્થીઓને પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં હતાં. બાદ મહારાજ સાહેબનો ઉપકાર માની, આચાર્ય મહારાજની જય બોલાવી મેળાવડો વિસર્જન થયો હતો.

—:o:—

## जैनो अने तेनुं कर्तव्य.

કચ્છ—દેશમાં મુનિવરોનો વિહાર ઘણોજ અલ્પ હોવાથી તથા રેલ્વેનું સાધન નહિ હોવાને લઇ લોકોનો દેશાટન પ્રચાર નહિ હોવાથી કોન્ફરન્સ શું સંસ્થા છે? તેનો શું ઉદ્દેશ છે ? તેઓ કેવા પ્રયાસથી જૈન ધર્મની સેવા બજાવી તેને ઉન્નતિ ઉપર લાવવા ધારે છે તેનું ઘણાઓને જ્ઞાન નથી. તેનું કારણ માત્ર વિદ્યા તથા કેળવણીનો અભાવ

છે. તે અભાવને લઇ લોકો જડત્વને આધીન પડેલા છે, તે જડત્વને દૂર કરવા સારા ઉપદેશકો તથા વિદ્વદ્ વર્ય મુનિવરોને આ દેશમાં વિચરવાની ખાસ જરૂર છે. છતાં 'ભરતાંમાં ભરે અને અધુરામાં ખરે; એ કહેવત પ્રમાણે જ્યાં મુનિઓના વિહારની ખાસ અગત્ય છે તેવા દેશ પ્રત્યે તેઓ દૃષ્ટિ ઉઘાડીને પણ જોતા નથી, અને જ્યાં મુનિવરોની ઘણી અગત્ય નથી ત્યાં પાંચ પચાસનું ટોળું રહેતું જોવામાં આવે છે. વળી કહેવત છે કે 'આંધળો વણે અને વાછરો ચાવે' એ કહેવત પ્રમાણે એક તરફથી કોન્ફરન્સાદિ સંસ્થાઓ જૈન ધર્મોન્નતિ માટે તથા પ્રમાદ વશ પડેલી જૈન વ્યક્તિને દરેક પ્રકારે ઉત્તેજન આપી જાગ્રત કરવા માટે દેશો દેશ સારી સંસ્થાઓ સ્થાપે છે તથા ઉપદેશકોને મોકલી ભાષણ દ્વારાએ બોધ ચલાવી દરેક સ્થળેથી સુકૃત ભંડાર ફંડ વસુલ કરી જૈન સેવા બજાવી રહ્યા છે, ત્યારે બીજી તરફ જૈન ધર્મોન્નતિ થવામાં મુખ્ય એવી જે સાધુ વ્યક્તિ છે તેમાંના કેટલાક મુનિવરો પોતાની માન પૂજાને અર્થે યા વાહ વાહ કહેવડાવવા માટે મહોત્સવ પ્રસંગે વરઘોડાઓ ચડાવી નોકારશી વિગેરેનાં ખર્ચો કરાવી જે પૈસાનો વ્યય કરાવે છે તે વાસ્તવ્ય જોતાં સદ્વ્યય નથી, પરંતુ દૂર્વ્યયજ છે. આ વાક્ય કેટલાક મંદ મતિવાન જીવોને અસત્યતાને ઉપજાવનારૂં થશે, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારતાં જણાશે કે ઉપરોક્ત વાક્ય હું કહું છું તેમ નહિ પણ તે વાક્યને પવિત્ર શાસ્ત્રકારો પણ સિધ્ધ કરી બતાવે છે કે સાત ક્ષેત્રો વિગેરે જે જે ખાતાંઓ છે તે તે ખાતાંઓ પૈકી જે ખાતાં અવ્યવસ્થિતિવાળાં છે તેનું પોષણ કરવા તેની દરકાર નહિ રાખતાં જે વ્યવસ્થિત ખાતાં સારી રીતે ચાલે છે તેનું જ રક્ષણ કરવામાં જે પૈસાનો વ્યય થાય છે તે સદ્વ્યય નથી, પરંતુ દૂર્વ્યય છે.

એક તરફ નોકારશી વિગેરે જમણવારમાં ખર્ચો કરી યા વરઘોડાઓ ચડાવી હજારો રૂપીઆનો એકજ વખતમાં શ્રીમંતો વ્યય કરી નાંખે છે અને બીજી તરફ કેટલાક જૈન બંધુઓને અન્નના પણ વાંધા પડી રહ્યા છે. તેવા નિરાશ્રિત બંધુઓ પ્રત્યે દયાની લાગણીથી નહિ જોતાં લોકો નોકારશી વિગેરે જમણવારોમાં મિષ્ટાન્ન ઉડાવી આનંદ માને છે તથા જમાડનાર જમનાર લોકોના મુખથી નીકળતી વાહ વાહની ધ્વનિ સાંભળી આનંદ માને છે એ ખેદકારક છે. આ સંબંધમાં કદાચ પૂજ્ય મુનિવરો એમ કહેશે કે અમો ક્યાં તેવાં ખર્ચો કરવાનું કહીએ છીએ? પણ એ વાત વજનદાર નથી. કેમકે આપણે ધર્મગુરૂઓજ પોતાનું માન વધારવા તેવાં ખર્ચો ઉદીરણ પૂર્વક કરાવીએ છીએ. જો તેમ ન હોય તો આપણે ખાસ ઉપદેશ દ્વારાએ તેવા (ધન લુંટણ) ખર્ચોને અટકાવી તે પૈસાનો વ્યય નિરાશ્રિત બંધુઓના ઉત્તેજન માટે કરવાની જરૂર છે. પરંતુ આપણે મુનિવરોને પણ એક પ્રકારના તુચ્છ માનની અભિલાષા રહે છે કે અમોને ચોમાસું રાખી તમોએ ઓચ્છવ પણ ન કર્યા? નોકારશીઓ પણ ન કરી? તો પછી શાસનની શોભા કેમ થાય? પવિત્ર મુનિવરો! શાસનની શોભા તેવા પ્રકારમાં નથી રહી, પણ જૈન બંધુઓ સુખી કેમ થાય તેવો પ્રયાસ કરશો તો શાસનની શોભા સહેજે થશે. શાસનની શોભાનું બાનું જગતને બતાવવાનું છે, પણ અંતરમાં તો માન મેળવવાની જ દરકાસ્ત રહે છે. માટે જૈન સમાજનું હિત નહિ વિચારતાં પોતાના માન પોષણ માટે હજારો રૂપીઆ ખર્ચાવવા એ ખેદ થવા જેવું છે. એક તરફથી જૈન કોન્ફરન્સ આદિ સંસ્થાઓ જૈનોન્નતિ માટે દરેક રીતે પ્રયાસ કરે છે, ત્યારે બીજી તરફથી અમારા કરતાં શ્રાવકો માન પ્રતિષ્ઠામાં કેમ વધી જાય એવી તુચ્છ તૃષ્ણાથી કેટલાક મુનિવરો તે પ્રયાસને સફલ નહિ થવા દેતાં તેને તોડવાનો પ્રયાસ કરે છે. ગચ્છ મતાગ્રહને લઈ તથા ચેલા

# कान्फरन्स मिशन.

## १ श्री सुकृत भंडार फंड.

( संवत १९७० ना चैत्र शु. ७ थी जेठ शु. ५. ता. ३-४-१४ थी ३१-५-१४. )

वसुल आव्या रु. २७३-५-० गया मास आखरना बाकी रु. ५७७-६-०.

(१) उपदेशक मी. वाडीलाल सांकळचंद—उ. गुजरात तथा कच्छ. गोतरका ५॥, वागदी २१, कोरडा ३॥, सांतलपुर २८॥, धोकावाडा ०॥, बकुत्रा ९, वारणुका ५॥, जाखोत्रा ४॥, दांतराणा १, भदुत्रा १॥, रोजु ११, पीपराळा ४, आडेसर २०, वणुवा ११॥-, पडुत्रा ४. कुल रु. १२१-१३-०.

(२) उपदेशक मी. पुंजालाल प्रेमचंद—मारवाड तथा पालणपुर इलाको. मारखी १६, भाडोत्रा २१, कुवावाडा ४, धांडा ०।, भडथ २५।, भाखर १।, धाणधा ११, जोतरा १२, परखडी १४।, छनीआणा ३, वरणावाडा ८॥, वसुछोल ४॥. कुल रु. १२१-८-०

(3) उपदेशक मी. अमृतलाल वाडीलाल—उ. गुजरात. खेरोड ७॥, अंत्राल ५, गोढवा २, खरवाडा ८॥, कमाणा ७. कुल ३०—४—०.

एकंदर कुल रु. १२५०-१५-०

---

## २ श्री धार्मिक हिसाव तपासणी खातुं.

( तपासनार—शेठ चुनीलाल नडानचंद, ऑनररी ऑडीटर, श्री जैन श्वेतांबर कोन्फरन्स. )

---

(१) काठीआवाडना हालार प्रांतमां आवेला जामनगर मध्ये श्री शांतिनाथजी महाराज ( चोरीवाळा ) ना देरासरने लगतो रीपोर्टः—

સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ કાનજીભાઈ તારાચંદ ઝવેરીના હસ્તકનો સં. ૧૯૬૫ ની સાલથી સં. ૧૯૬૯ ના માહા સુદ ૩ સુધીનો હિસાબ સદરહુ સંસ્થાનો એક આવરો, એક ખાતાવહી અને એક નોંધ એમ ૩ ચોપડા ઉપરથી અમોએ તપાસ્યો તે બરાબર છે. પરંતુ સદરહુ સંસ્થાના ચોપડા સિવાય બીજું કાંઇ પણ અમોને દેખડાવવામાં આવ્યું નથી. તેથી સદરહુ સંસ્થાના વહીવટની તપાસણી આ ખાતાના નિયમ પ્રમાણે પૂરી થઇ શકી નથી. તે બદલ સદરહુ સંસ્થાના વહીવટકર્ત્તા ગૃહસ્થને વીગત સાથે જણાવવામાં આવ્યું છે.

**(૨) મહાલ મેહસાણા મધ્યે આવેલા શ્રી વિમળનાથજી મહારાજના દેરાસરના** વહીવટને લગતો રીપોર્ટ:—સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ મોહોકમચંદ અમીચંદની વિધવા સ્ત્રી બાઇ દીવાળીબાઈના હસ્તકનો સદરહુ સંસ્થાનો વહીવટ દોશી ફતેચંદ પીતાંબરદાસ પારેથી સંવત ૧૯૫૭ ની સાલથી સંવત ૧૯૬૯ ના અસાડ શુદ ૧૫ સુધીનો અમોએ તપાસ્યો. તે જોતાં મજકુર દેરાસરના વહીવટકર્ત્તા બાઇએ આ દેરાસર પોતાની ગીરોથી નાણાં ખર્ચી બંધાવ્યું છે. અને આજ સુધી તેને લગતું પૂજન ખર્ચ પણ તેઓજ કરે છે.

સદરહુ સંસ્થાના વહીવટનો હિસાબ એકજ ચોપડામાં મેળ અને ખાતાવહીથી તપાસ્યો. તે જોતાં નામું રીતસર રાખવામાં આવ્યું નથી......

**(૩) ઉ. ગુજરાત-મહેસાણા મધ્યે આવેલાશ્રી સંભવનાથજી મહારાજના દેરાસરના** વહીવટને લગતો રીપોર્ટ:—સદરહુ સંસ્થાના શ્રી સંઘ તરફથી વહીવટકર્ત્તા શેઠ પરસોત્તમદાસ ગૌત્તમદાસના હસ્તકનો સં. ૧૯૬૫ ની સાલથી સંવત ૧૯૬૯ ના ભાદરવા વદ ૩ સુધીનો વહીવટ અમોએ તપાસ્યો તે જોતાં એકજ ચોપડીમાં મેળ તથા ખાતાવહી રાખી નામું રીતસર માંડવામાં આવ્યું છે અને તે બરાબર છે. સદરહુ સંસ્થાના વહીવટકર્ત્તા પોતાની પૂરેપુરી લાગણીથી વહીવટ ચલાવે છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

નોટ-સદરહુ ત્રણે સંસ્થાનો વહીવટ તપાસી તેમાં જે જે ખામીઓ દેખાણી તેને લગતું સૂચનાપત્ર તે દરેકના વહીવટકર્ત્તાને આપવામાં આવ્યું છે.

---

## જાહેર ચેતવણી.

હાલમાં કાઠીઆવાડમાં તળાજા ગામેથી "રમતગમત" નામનાં માસિકનો પુ. ૧ લા નો અંક ૧ લો અધિપતી ચત્રભૂજ વિ. તારાચંદ મહુવાકર તરફથી બહાર પડેલ અમારા જોવામાં આવ્યો.

સદરહુ મી. ચત્રભૂજને શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના ઉપદેશક તરીકે સં. ૧૯૬૬ માં થોડી મુદત રાખેલ હતા. તે દરમ્યાન શ્રી સુકૃત ભંડાર ફંડના રૂા. ૨૯-૧૨-૦ તથા ફંડની એક રસીટ બુક રાખી તેઓ નાશી ગયા. તે બાબત ઘણો તપાસ કર્યો પણ પત્તોજ મળ્યો નહિ. હવે તે પોતાના અધિપતિપણા નીચે માસિક બહાર પાડે છે તે તો હમણાં જ જણાયું. પ્રભુ! સર્વને સન્મતિ આપશો.—કૉ. ઑફિસ.

# JAINISM.

**A Lecture delivered by Dr. Hermann Jacobi, M. A. Ph. D. at Rajkot on the 27th of March 1914.**

I have been asked to deliver a lecture on Jainism, a subject with which long-continued studies and my recent experiences in India have made me familiar. We have only recently come to understand properly the position of Jainism; formerly it was believed to be an offshoot of Buddhism, for Buddha at that time had become pretty well known to the western scholars and as it is the religion followed by many Asiatic nations out of India, its original home, it was naturally looked upon as the parent of similar creeds; and one of them seemed to be Jainism. Like Buddhism it is originally and principally a *monastic* religion, a religion intended for an order of monks and nuns, and the laymen were of secondary consideration. Therefore in their outward habit of life the monks of the Jains and those of the Buddhists seemed to have much in common. And besides there was another particularlity which lent strength to the opinions that both sects came from the same stock. The idols of Buddha and those of the Jains have a great family likeness; both are presented in the position of meditation and at an early time it was rather difficult for the inquirer to tell which was a Buddha and which were Tirthankaras. All the circumstances led to the conclusion that Jainism was a sect of Buddhism, which in early times had branched off from it. For what was known about the tenets of the Jains seemed to indicate a more *radical difference* of their creed from the original Buddhism than exists between even the most distant Buddhist sects. On the base of this *prima facie* theory other scholars built new theories, whose boldness is proportionate to and may easily be explained by the scarcity of original materials, illustrative of Jainism. Now a change was brought about in the 60s and

7os of the last century. In that time Dr. Buhler, the then Educational Inspector of Guzarat, succeeded in collecting manuscripts of the sacred books of Jains; manuscripts which became the possession of the Deccan College Library and some libraries in England and on the Continent. I myself was able to acquire with the help of my friend Dr. Buhler, manuscripts of the principal *Angas* and *Upangs*. At the same time the investigation of the Buddhist scripture had been carried on with great zeal and had made great progress. It was my great fortune to commence at this juncture my studies of Jainism; they soon made me reject the old theory and brought on the conviction that Jainism was entirely independent of Buddhism. I found in the Jain scriptures the names of the contemporaries of Buddha, the kings of Magadha and some religious leaders of the time as also being contemporary with *Mahavira*, the twenty-fourth Tirthankara of the Jains. And in the Buddhist scripture I met with a mention of *Mahavira* under the name Niganth Nataputta. Nataputta is a name of Mahavira, since he belonged to the Kshatriyas clan of the *Natas* or *Jnatas* and *Nigantha* is an ancient name of the Jaina used in their sacred books. So there could be no doubt that Mahavira was a contemporary of *Buddha*. The Buddhist further mentions the name of the place where Mahavira died *Parapuri*. In this point also they are in perfect concordance with the Jains themselves. The independence of Jainism from Buddhism being thus proved, we were able to proceed one step further. The Buddhists frequently refer to the *Nigantha* or Jains as a rival sect, but they never so much as hint that this sect was a newly founded one. On the contrary, from the way in which they speak of it, it would seem that this sect of *Niganthas* was at Buddha's time already one of long standing, or in other words, it seems probable that *Jainism is considerably older than Buddhism*. We shall find in the sequel, reasons to confirm this view. When we study more closely the principles of Buddhist philosophy on the one hand and those of Jain Philosophy on the other, the difference

seems so great that it precludes an idea of common origin. Buddha denied ' Being ' ( सत्ता ) as something permanent; he only admitted a continuous originating. " All is transient, nothing is permanent " were the last words he is said to have uttered. This idea of the transitoriness of everything existent gave rise to the later Buddhist theory of the momentariness of all things, a theory which revolutionized the Indian Philosophy. The theory comes to this : every thing exists but for a moment and is replaced in the next moment by a fascimiles of its, just as we see things move in a bioscope. What we call existence and developement of a thing is but a series of successive momentary existences. I shall not try to make this strange theory more intelligible without entering into further details. It is obvious that the Buddhists had to *deny the continuous existence* of anything and they were not remiss to follow up this main idea into all its logical consequences. So they denied the permanent existence of a soul and of matter. With them the belief in the permanent existence of a soul is a principle of the greatest heretics. Now in all these points the Jains have just the opposite treatment. According to them, the soul as well as the matter are eternal and have a permanent existence, and this belief is the base of their philosophical system, which I will now describe in more details in order to give an idea of fundamental principles of the Jain system. According to the Jains the world of existing things falls into 2 categories; souls ( *Jivas* ) and matter ( or *Pudgala* ). There are three more substances besides: space and the mediums of motion and of rest, but they need not detain us as they do not concern the problem in hand. There are numberless souls or *Jivas*, which are incorporated again and again as long as they have not reached the state of perfection. Matter on the other hand consists of atoms which are eternal but which are not of a permanent quality. The qualities of matter develope according to circumstances. Matter itself may be described as something which may become anything.

Jains as God, since they are absolute and perfect beings whose virtuous life on earth should be a model to the pious. But the Jains expressly deny that these Gods have any direct influence on the course of events in the world. They combat the idea of a god as the creator and governor of the universe.

I have sketched ( in a bare outline ) the theory of *karma*, because it is the main foundation of the philosophical and religious system of the Jains, and it will be easy from this point of view to understand most of their rules of conduct.

I shall now deal with the Ethics of the Jains. The principal moral laws were early recognised by all Hindoos; Brahmins, Buddhists and Jains are at one about the four first commandments or vows ( *vratas* as they call it ) i. e. not to kill, not to steal, not to lie and not to commit adultery. Each of the three sections mentioned, has a fifth vow, which however is different in the different religions. They agree not only with regard to the first four commandments, but also in according the prohibition to kill, the first place. It will be doubted by nobody that to kill a man is the greatest offence infinitely more than to rob his property or to mislead him by lies. But this prohibition to kill ( the *Ahinsa* ) was not restricted to men, but is extended to animals as well. Buddhists and Jains regard it as a sin to kill an animal, but only the Jains regard Ahinsa in this extention of its meaning as the highest religious law—as the *paramo Dharmah* and have carried its consequences to the extreme, and as they regard plants also as possessed of life, it becomes practically impossible for men in the common conditions of life to carry out the commandment "not to kill" in all its bearings. But the law is strictly binding on the monks and the greater part of their rules of conduct have reference to the *Ahinsa*. The laymen try to abstain from killing at least animals, hence they are strict vegetarians as you all know. Not to kill any

living being may be said to be the principal consideration of the Jains; the corner stone of their ethics.

I have said that the Jains consider plants also as possessed of life, to be the abode or body of souls. In this regard they agree with other philosophers of the Hindus. But, they extend the domain of souls far beyond the animal and vegetable kingdom. Their views in this respect are very peculiar and are not shared by any other philosophers, at least, in India. The Jains believe also the elements: earth, water, wind and fire to house innumerable souls or to be bodies of souls, which may be called elementary bodies and souls. Only when the elementary bodies, the earth bodies, water bodies etc. have been quitted by the souls they become *lifeless* matter. Thus cold water is believed to contain souls and therefore *sadhus* may not use it. Thus from the Jain point of view, we may speak of lifeless matter only in a restricted sense, as most matter may temporarily at least be regarded as embodying souls. But this is not yet all. There is still more one kind of beings, the lowest of all and invisible to our eyes.

These beings are called *Nigodas*. In order to explain what is meant by this term, I remark that plants are according to the Jains either visible or invisible; the *Nigodas* belong to the invisible kind. Now some plants are bodies of one soul only, others ( and these are the majority ) consist of a great number of bodies forming one colony. The *Nigodas* are such plants; they are infinitesimally small globes containing numberless cells and in each cell there are lodged numberless beings, the *Nigoda* beings, who have all animal functions in common. With these globes the whole space of the world is literally packed. From them some souls are from time to time released and sent up the scale of living beings to fill the vacancies occasioned by the liberation of souls who have reached perfection. For there is a scale of beings from the lowest upto animals, men and Gods; up and down this scale the beings ascend or descend in their successive births according to their merit or demerit as the case

went on and the popular language changed, become so different from the latter, that it wanted the proper study to understand the works written in old language. Thus old language lost the advantage, it had in the eyes of the general public, over the learned language, and *Prakrit* books found no more readers except in the ranks of Jain scholars who regarded *Prakrit* as equal in dignity to *Sanskrit*. And thus it happened that for all glimpses we get of the more popular *Prakrit* literature, we are indebted to the Jains.

But I should presume too much on the patience of my hearers if I should continue to treat the subject in more details. I think I have said enough to show that Jainism contains a vast mine of knowledge and that it is well worth exploring for all who are interested in the history and the culture both philosophic and religious of ancient India.

---

In the course of his lecture what Dr. Jacobi had said is reproduced here in his own words:—

" Before proceeding I may be allowed to add some remarks which are occationed by my mentioning *Asrava*, the influx of *Karma*-matter into the soul. This term was very appropriately chosen, for *Asrava* literally means ' flowing in' the word being derived from the root *Sru*=to flow. ' Now the Buddhists also use the term *Asrava* in the sense of defilement, sin. But the etymological meaning of *Asrava* is inconsistent with their conception of *Karma*, and therefore it is impossible that they should have first used the term *Asrava*; they must have borrowed it from another sect in which the etymological meaning of *Asrava* was applicable to their conception of *Karma*. There can be no reasonable doubt that the sect which invented the term, was that of the Jains, and since the Buddhists borrowed an important term from them, Jainism must needs have preceded Buddhism. This is a new argument to which I have alluded in the beginning of this lecture.

# स्वीकार अने समालोचना.

## જૈન એસોસીએશન ઑફ ઈંડીઆ—સં. ૧૯૬૯ નો રીપોર્ટ.

( ગતાંકમાં આની સમાલોચના અધુરી રહી છે તો તે પૃષ્ઠ ૧૨૭ થી ચાલુ. )

૨. યુનિવર્સિટીમાં જૈન સાહિત્ય દાખલ કરાવવું.
૩. જૈન તહેવારો પળાવવા માટે સરકારમાં અરજી અને તે સંબંધે જરૂરી હીલચાલ.
૪. આપણુ શ્રેણી ઉઘડાવવી.
૫. જૈનોમાં સંપ થાય, તીર્થોના ઝઘડા મટે, તેમ પંચ ઠરાવી લવાદીની પદ્ધતિએ સંતોષકારક નિર્ણય લાવવા–આની ખરૂંજ જરૂર છે. તેમ થયે હજારો રૂપિયા નિરર્થક વાદમાં ખરચાતા બચશે–આને માટે ખાસ કમીટી નીમવી.
૬. જૈનોમાં સર્વ પ્રકારની કેળવણી કેમ વધુ વિસ્તાર દરેક પ્રાંતમાં પામે તે માટે એક કેળવણી ખાતું ને નાનોત્તેજક ફંડ ( કે જેની યોજના ૧૯૧૪ ના જાન્યુઆરીના હેરલ્ડ અંકમાં આવેલ છે ) તે ખોલી તેને માટે પ્રયાસ કરવો.
૭. રાજકીય બાબતો હાથમાં લેવી; ગવર્નર, વાઇસરોય આદિને માનપત્ર આપવાની, તેઓને જૈનોના પ્રશ્નોથી વાકેફ કરવાની નકો હાથ ધરવી.

આપણા જૈન ખાતાંઓ સુસ્ત, પ્રમાદી, અને રડતીસૂરત હોઇ નામના જ ચાલુ રહે છે, સ્થપાતી વખત ઘણો ડોળ અને દમામ થાય છે એ પરથી જૈનોપર આરંભશૂરા હોવાનો આક્ષેપ કરવામાં આવે છે, એવું આ સંસ્થા સંબંધે ન થાય, પણ એક નમુનેદાર ખાતા તરીકે નામના પામે એજ અમે ઇચ્છીએ છીએ કે કાર્યવાહકોના મનમાં તે ભાવ મજબૂતપણે રહે. મેંબરોની સંખ્યા બહુ કમી છે. ફક્ત ૩૦ ની છે તો તેને લંબાવી ૩૦૦ ની કરવી જોઇએ છે. કાર્ય જો સંગીન થાય અને વધારે જબરા પ્રમાણમાં થાય તો બીજા ઘણાઓ કંઇ નહિ તો સભાસદ બની સહાય આપવા દોરાશે એમાં કોઇ જાતનો શક નથી. પ્રભુ ! આ સંસ્થા નામે મહાન છે તેમ કામે મહાન થાય તેમ કરો એવું પ્રાર્થીએ છીએ.

**સૌભાગ્ય શિક્ષાબ્ધિ**—ભાગ ૧ લેખક તથા પ્ર૦ નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ, રાજકોટ, પરમાર પ્રેસ. પૃ. ૧૯૨ પાકું પુઠું ) આમાં ગૃહસ્થાશ્રમના એક અગમ્ય અને ઘર કેવું એ પ્રશ્નના ઉત્તરરૂપે નારીએ જે જે બાબતો ધ્યાનમાં લઇ અમલમાં મૂકી સુખરૂપ સંસાર નિર્વહવાનો છે તે તે સરલ ભાષામાં કર્તાએ મૂકવાનો સારો પ્રયાસ કર્યો છે, આવા અનેક પ્રયાસો ભવિષ્યમાં થાય અને તેનો લાભ સ્ત્રીવર્ગ લે તો હજુ અજ્ઞાનમાં રહી પછાત પડેલો તે વર્ગ ફરી સચેતન થઇ સમાજમાં અગત્યનું તેજ પાડી શકે તેમ છે. ગુજરાતી સાહિત્યમાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો બહુ થોડાં બહાર પડ્યાં છે અને તેમાં આ એક પુસ્તકથી વધારો થયો છે.

જોડણીમાં અશુદ્ધતા કેટલેક ઠેકાણે માલૂમ પડે છે જેમકે રીદ્ધિ સીદ્ધિ, મિલકત, પરિક્ષા, ગતના નિક્ષેપનો નાશ પૃ. ૭૧. વગેરે.

એકંદરે આ પુસ્તક સારૂં થયું છે. કિંમત જો કે સહેજ વધુ ગણાય, છતાં આ ચોથી આવૃત્તિ થઇ એ તેની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. આવાં પુસ્તકો વધુ બહાર પડો એમ અમે ઇચ્છીએ છીએ.

**સુંદરી અને સાક્ષરો**—આ નામનું પૅમ્ફલેટ-એ આનાની કિંમતનું ૨૪ પૃષ્ઠનું પુસ્તક એજ કર્ત્તાએ છપાવી બહાર પાડ્યું છે. તેમાં જુદા જુદા દેશના પ્રસિદ્ધ વિદ્વાનોએ સ્ત્રીઓ માટે ઉચ્ચારેલા સ્તુતિ વાક્યો અને વિચારો મૂકવામાં આવ્યા છે તે ખાસ મનન કરી દરેક સજ્જને નારી પ્રતિષ્ઠાનો ખ્યાલ કરવો ઘટે છે. સૌભાગ્ય શિક્ષાબ્ધિ નામના ઉપર જણાવેલ પુસ્તક લેનારને આ ભેટ મળે છે. આ ૨૪ પાનાં સિવાયના બાકીના બીજાં ૧૬ પાનાં કર્ત્તાનાં બધાં પુસ્તકોની જાહેર ખબર માટે રોકવામાં આવ્યાં છે.

**સ્ત્રીઓનું ખાનગી વાંચન**—કિં. આના આઠ. કર્ત્તા ઉપર મુજબ—

આમાં સગર્ભા સ્ત્રીઓને જે જે બાબત જાણવાની છે તે નોંધવા ઉપરાંત ઘણી સલાહો વૈદ્યક નિયમાનુસાર આપેલી છે. હાલમાં જુવાન સ્ત્રી પુરૂષોને પોતાના વડિલ અને અનુભવી માતપિતા તેમજ સગાંઓથી વિખુટાં ને દૂર રહેવાની ફરજ પડે છે અને તેથી તેઓની સલાહ અને અનુભવ કામે લાગતો નથી; આવા સમયમાં સગર્ભા સ્ત્રીએ શું કરવું જોઇએ ? બાળકોનાં રોગો અને તેના ઉપાયો, સ્ત્રીઓનાં દરદો ને તેના ઉપાયો, વગેરે અનેક વિષયો-પર જૂદાં જૂદાં પુસ્તકો હોવાં જોઇએ. આ પુસ્તક એવું હોઇ દરેક ગૃહસ્થે ઘરમાં રાખવા યોગ્ય છે. પુઠું પાકું રાખવામાં આવે તો સારૂં. આ સૌભાગ્ય શિક્ષાબ્ધિ લેનારને ભેટ આપવામાં આવે છે.

**હુબલી પાંજરાપોળ ૬-૭-૮ મા વાર્ષિક રીપોર્ટ.**—તા. ૧ જાન્યુઆરી ૧૯૦૯થી ૩૧ મી ડીસેંબર ૧૯૧૧ સુધીનો.—

–આ રીપોર્ટમાં ફક્ત હિસાબો આપવામાં આવ્યા છે, જ્યારે આ પાંજરાપોળમાં હાલ શું સ્થિતિ છે, તેમાં શું તુટ પડે છે, કેવી રીતે આગળ વધી શકે, અને લોકોને આ સંસ્થામાં કેમ વધુ ભાગ લેતા કરી શકાય વગેરે સંબંધી કંઈ પણ જણાવવામાં આવ્યું નથી. સંસ્થાનો દરેક રીપોર્ટ આવક જાવકનો હિસાબ આપવાથી પૂર્ણ થતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. હિસાબ દર વર્ષનો છપાય છે જાણી સંતોષ થાય છે, અને દરેક પાંજરાપોળે આ બાબત ધ્યાનમાં રાખવી ઘટે છે. હિસાબ જોતાં આ સંસ્થા એકંદરે સારૂં કાર્ય કરે છે, અને લોકોએ આને સહાય આપવી ઘટે છે. આ સંસ્થાને મુંબઇ પાંજરા-પોળ આદિના રીપોર્ટ જોવાની ભલામણ કરીએ છીએ.

## સ્ત્રી વાંચન વિભાગ.

—સંપાદિકા: નિર્મળા બ્હેન.

### (૧) એક મીઠી મુંઝવણ.

(આ ઉદ્દગાર એક સાધ્વીને તેની શિષ્યાએ જણાવ્યા હતા. તેથી તે અહીં જણાવ્યા છે. સંપાદિકા.)

હૃદયની શાન્તતા સંસારમાં સચવાય નહિ
રહેવા દૂર જઇએ તોય પણ રહેવાય નહિ—
નથી નિષ્ફળ જતો ઉદ્યોગ શુભ જો કે કરેલો,
તથાપિ ધારીએ તેની સફળતા થાય નહિ—
સમજીએ સ્વપ્ન સમ આ વિશ્વના પ્રાણી પદાર્થો,
પરન્તુ રાગ જૂનો એ પ્રતિનો જાય નહિ—
કરી બળ કોઇ સમયે ત્યાગવૃત્તિ ધારણ કરિયે,
વિકળ કરનાર પણ મદ મોહને જીતાય નહિ—
કરી બે બંધ નેત્રો બેસી રહીએ ધ્યાન સાથે,
વધારે વેગી મન એમાંય પણ રોકાય નહિ—
હશે પરિપાક જેનો જેટલો ને જેવો દુર્લભ,
અને સૌ તે પ્રમાણે કાર્યક્રમ બદલાય નહિ—

### ૨. પુરૂષો કરતાં સ્ત્રીઓનું કામ વધારે છે.

ઇંગ્લંડ અને વેલ્સમાં નીચે પ્રમાણે ધંધામાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે કામ કરે છે.

| | સ્ત્રી. | પુરૂષ. |
|---|---|---|
| નર્સ (આયા, ધાવ) વગેરે | ૮૩૬૬૨ | ૧૨૬૭ |
| શિક્ષક | ૧૮૭૨૮૩ | ૭૬૪૨૮ |
| ઘરકામમાં નોકર | ૧૩૪૫૩૫૮ | ૫૪૨૬૦ |
| કારતુસ તથા દારૂ બનાવવામાં | ૩૭૮૪ | ૨૯૬૪ |
| દીવાસળીના કારખાનામાં | ૧૬૫૭ | ૭૪૩ |
| પરબીડીઆ બનાવવામાં | ૩૩૧૬ | ૫૧૫ |
| કાર્ડ બૉર્ડની પેટી બનાવવામાં | ૨૬૫૦૧ | ૪૦૫૮ |
| પુસ્તક બાંધવાના કામમાં | ૧૮૪૪૯ | ૧૨૯૬૦ |
| પોશાક તૈયાર કરવામાં | ૩૩૯૨૪૦ | ૨૮૧૫ |
| ખમીસ તૈયાર કરવામાં | ૮૦૩૬૮ | ૫૦૪૧ |
| બટન બનાવવામાં | ૪૩૨૨ | ૧૩૬૭ |
| હાથનાં મોજાં બનાવવામાં | ૮૦૧૨ | ૨૯૮૭ |

| | | |
|---|---|---|
| શેટલી વગેરે વેચવાના ધંધામાં | ૬૬૨૪૨ | ૪૩૬૫૧ |
| તમાકુ બનાવવામાં | ૧૯૩૧૨ | ૭૮૮૬ |
| ભાડે દેવાના મકાન રાખવામાં | ૯૬૩૫૨ | ૨૫૬૬૫ |
| ચીંથરાના વેપારમાં | ૫૦૫૮ | ૪૩૭૩ |
| શિક્ષા વિભાગમાં | ૭૬૪૨૮ | ૧૮૭૨૮૩ |
| રોગીની સેવા કરવામાં | ૧૨૫૭ | ૮૩૬૬૨ |
| ગાયક તથા સંગીત શિક્ષક | ૨૨૮૪૪ | ૨૪૨૭૨ |
| એક્ટ્રેસો (નાટકમાં પાઠ લેનાર) | ૯૦૭૨ | ૯૬૭૧ |

આ પરથી સમજી શકાશે કે પશ્ચિમ દેશની સ્ત્રીઓ કેવા કેવા પોતાથી થઇ શકે તેવાં ધંધામાં પોતાનું ગુજરાન ચલાવી શકે છે. પૂર્વના (ખાસ આપણા) દેશમાં આ સંબંધે બહુ ઓછી પ્રગતિ થઇ છે અને એવું બહુ જવલેજ જોવામાં આવે છે કે પુરૂષની સહાયથી સ્વતંત્ર થઈ સ્ત્રીઓ પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે છે; પરંતુ આટલું તો થઇ શકે કે પુરૂષોની ગરીબ સ્થિતિમાં અને ઓછી કમાણીમાં સ્ત્રીઓ પ્રમાણિકપણે અને નિર્દોષ રીતે પોતાના પરિશ્રમથી કંઈ પણ ફાળો આપી શકે. આપણી સ્ત્રીઓમાં કમાવું તો એક બાજુએ રહ્યું, પણ એક સ્થળેથી બીજે સ્થળે, એક શહેરથી બીજે શહેર, કે એક ગામથી બીજે ગામ જવામાં–અરે! સ્ટેશનથી ટીકીટ કઢાવવામાં આગગાડીમાં બેસી એકલાં મુસાફરી કરવામાં પુરૂષોની હાજરીની જરૂર રહે છે. ધીમે ધીમે કેળવણી વ્યવહારૂ જ્ઞાનને સ્ત્રીઓમાં પ્રસારવાનું અચૂક કાર્ય કરશે તો સ્ત્રીઓની પ્રગતિમાં વધારો થઇ પુરૂષોની ફિકરોમાં એટલો બચાવ થશે!!

---

## એક સંવાદ.

"પણ નારીને સેવા વિના નહિ કર્મમાં બીજું કંઇ"—સ્નેહમુદ્રા.

સ્વામિનાથ! આજે તો સાસુજીની સાથે મારે સહેજસાજ બોલવું પડયું તે માફ કરજો. જો કે મેં અવિનયથી કંઇ કર્યું નથી પરંતુ હમેશા તેમની આજ્ઞાનું પાલન કરવાની જે વૃત્તિ રહે છે તે આ બાબતમાં નહિ રહેવાથી થયેલી વાતચીતથી તેમને માઠું લાગ્યું છે.

પ્રિયા! મેં તને કહ્યું છે કે તારે મારી માતુશ્રીની આજ્ઞામાં રહેવું. તેં સુવિદ્યા લીધી છે તેથી તું આજ્ઞામાં રહેજે એમ હરરોજ યાદ આપવાની જરૂર રહેતી નથી. તો પછી આજ તને એવું તે કયું કારણ મળ્યું કે તેં તેમને માઠું લગાડ્યું?

પ્રાણનાથ! પેલા બુઢા અમથાશા ૮૦ વરસના થઇને આજે ગુજરી ગયા તેને ત્યાં મોં વાળવા જવાનું મારાં પુજ્ય સાસુજીએ મને કહેલ, હું ત્યાં ગઇ પણ ૮૦ વરસે તો ત્રણ પેઢી જોઇને જે ડોસો મુઓ તેનું મોં વાળવાનું મને યોગ્ય લાગ્યું નહિ તેથી હું તો જે રીતે ખરખરો કરવો જોઇએ તે રીતે ખરખરો કરીને ઘેર આવી; ત્યાર પછી કોઇ આધેડ વયની બાઇ સાસુજી પાસે આવીને કહી ગઇ કે તમારી વહુ કાંઇ વહેવાર બેવારમાં સમજતી નથી. અમથાશાનું મોં એ વાળ્યું નહિ ને છાતીએ બે હાથ પણ નાંખ્યા નહિ. બનેલ ગણેલ તે કોઇનું રાખતાં હશે ખઇ કે? આ તમે ગુજરી જશો ત્યારે તમારાં મરણ ઉપર કોણ લાગવવાનું હતું કે? તમારે ત્યાં પછી કોણ આવવાનું હતું? વહેવાર તો ના રાખ્યો રહે છે. આ પ્રમાણે એ બાઇએ કહ્યું કે તરત તેની હાજરીમાં સાસુજીએ મને

ઉંચકી લીધી ને જેટલું કહેવાય તેટલું કહ્યું. આપે મને કહ્યું છે કે માતુશ્રી જુના જમાનાના છે તો તે કહે તે સાંભળવું પણ કદી સામે જવાબ દેવો નહિ તેથી હું તે મુંગી રહી.

પ્રિયા! ત્યારે પછી તેની સાથે બોલચાલ તો તારે થઈજ નહિને?

સ્વામિનાથ! તે સંબંધી તો કાંઇ બોલચાલ થઇ નહિ. પણ થોડી વાર પછી કોઇ બીજી વાત આવી ને તેણે કહ્યું કે તમોરા મગનાની સગાઇ કરવાનું હવે શું ધાર્યું! આવું ઠેકાણું ફરીને નહિ મળે તો તમે બેઠાં છો ત્યાં લાવો લઇ લ્યોને! એટલે બાઇજીએ મને રસોડામાંથી બોલાવીને કહ્યું કે વહુ! તમારા મગનની સગાઇ સારૂં મુહુર્ત જોઇ બેચાર દિવસમાં કરી નાંખવી છે માટે પાછળથી તમારા સ્વભાવ પ્રમાણે બુમો પાડતાં નહિ. મેં કહ્યું કે બાઇજી! મગન તો હજી ઘોડીયામાં હીંચકે છે ત્યાં તેની સગાઇ શી? ને એવા લાવા તે શાં? મારે મારા છોકરાનું સગપણ હમણાં કરવું નથી. આટલું કહ્યું ત્યાં તો બાઇજી સિંહણની પેઠે ઉછળ્યાં ને મને નભાઇ નપીરી વગેરે બેચાર ગાળો દઇ જેટલું કહેવાય તેટલું કહ્યું અને કહ્યું કે ઘરમાં મોટેરી તે તું કે હું? મારૂં ધાર્યું થાય કે તારૂં ધાર્યું થવાનું? ભાઇડાને પણ આંજી દીધો છે તે જો! આજે તારાં હાડકાં પાંસરાં બોખરાં ન કરાવું તો બાઇજી નહિ. આમ ખુબ તરાગ કાઢ્યા. હું પણ છણકો કરી રસોડામાં ચાલી ગઇ ને ચાલતાં ચાલતાં કહ્યું કે બાઇજી! ગમે તે કરો પણ મગનનું સગપણ મારી મરજી વિના તમારાથી બીલકુલ થશે નહિ; ને જો કર્યું છે તો તે મારે બીલકુલ કબુલ નથી. આજથી વળી સગપણ ને સાંરાં તે શેનાં?

# श्री महावीर जैन विद्यालय.

શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ, અને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ કરવા ઉપર જીવ ( આત્મા ) ના કલ્યાણનો આધાર છે એમ આપને વિદિત છે. અનાદિ કાળથી જીવ કર્મની સાથે પ્રવાહથી અનાદિ સંબંધ રાખતો આ સંસારમાં ચોરાસી લાખ જીવાયોનિમાં ભમી રહ્યો છે અને પોતાના કર્માનુસાર સુખ દુઃખ સહન કરી રહ્યો છે. આ નાટકશાલારૂપ સંસારમાં શુદ્ધ ધર્મની પ્રાપ્તિના અભાવે જુદાં જુદાં રૂપ ધારણ કરી નવાં નવાં શરીર બદલી આ જીવ નાટક કરી રહ્યો છે. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને અનુસારે વ્યાવહારિક કેળવણી મેળવવાથી સંસારમાં ઇજ્જત, આબરૂ, માન વિગેરે મળે છે પરંતુ ધર્મથી વિમુખ રહેવાથી સંસારનું સુખ રાત્રિની ઓશની માફક રહેછે. ધર્મ ઉપદેશકોએ કથન કર્યું છે કે આર્ય દેશ, ઉચ્ચ કુળ, પૂર્ણ આયુષ્ય, અને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ બહુ શુભ કર્મના ઉદયથી થાય છે. આપણને દયામય ધર્મ મળ્યાં છતાં આપણા યુવાનો સાંસારિક કેળવણી લેવા છતાં દેવ ગુરૂ અને ધર્મનું સાચું સ્વરૂપ ન જાણે તેમજ શુદ્ધ માર્ગમાં ન ચાલે તો તેની જોખમદારી સમાજ ઉપર છે. જ્યાં સુધી આપણા યુવક વર્ગને સમયપર શુદ્ધ ધર્મનું શિક્ષણ આપવામાં ન આવે ત્યાં સુધી આપણો તે વર્ગ ધર્મના કાયદાઓને શી રીતે પાળી શકે? ૧૩-૧૪ વર્ષની ઉમર સુધી બાળકમાં ગ્રહણશક્તિ સારી હોય છે અને તે ઉમર પછી તે બાળકમાં વિચારશક્તિ તેજ થતી જાય છે. એ વિચાર શક્તિ પ્રગટ થયા પછી એ બાળક ઉપર ધર્મ સંબંધી સંસ્કાર પાડવામાં આવે અને દેવ ગુરૂ ધર્મનું સાચું સ્વરૂપ સમજાવવામાં આવે તો તેઓ રાત્રિ ભોજન, કંદમૂળ, વિગેરે અભક્ષ્યનો પોતાની મેળે ત્યાગ કરે એવા આશયથી તેમજ આજકાલ જૈન સમાજની સ્થિતિ સાધારણ થતી જાય છે અને અંગ્રેજી શિક્ષણમાં પૈસાનો ઘણો ખરચ થાય છે એ વિચારી પરમ ઉપકારી **મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજીના** સદુપદેશથી શ્રી મુંબઇ નગરીના શ્રાવક સમુદાયને માલમ પડે છે કે જ્યારે વિદ્યાર્થી ૧૬ વર્ષની ઉમર કે ત્યાર પછી મેટ્રીક અથવા એન્ટ્રન્સ પરીક્ષા પસાર કરી યોગ્ય સાધનોના અભાવથી આગલ અભ્યાસ કરતા અટકી પડે છે અને ધર્મનું શિક્ષણ ન મળવાથી સાચા રસ્તાને છોડી દઇ આડો અવળો માર્ગ પકડે છે જેને લઇને પોતાનાં આત્માનું કલ્યાણ કરી શકતો નથી પરંતુ હાંસીને પાત્ર થાય છે. આવા વિદ્યાર્થીઓને મદદ કરવા જુદા જુદા સ્થળોમાં જુદી જુદી સંસ્થાઓ સ્થાપવાનું હાલ તરત મુશ્કેલ છે તેથી એવો વિચાર ચાલતો હતો કે કોઇ સારા સ્થળમાં કે જે મુંબઇથી બહુ દૂર ન હોય ત્યાં એક એવી સંસ્થા કાયમ કરવામાં આવે કે જ્યાં હિંદુસ્થાનના કોઇપણ ભાગમાંથી મેટ્રીક અથવા તેની બરાબરના એન્ટ્રસ કે બીજી પરીક્ષા પસાર કરી જે વિદ્યાર્થી ત્યાર પછીનો અભ્યાસ પોતાના ખર્ચે જ કરી શકતા હોય તથા જે વિદ્યાર્થીઓ ખરચ આપી આ સંસ્થાનો લાભ લેવા ઇચ્છા રાખતા હોય તેવા વિદ્યાર્થીઓને આ સંસ્થામાં રાખી તેની ચાલચલગત, ખાવું, પીવું, વ્યાવહારિક, ધાર્મિક તથા સાંસારિક શિક્ષણ ઉપર પૂરેપૂરૂં ધ્યાન આપી તેને વ્યાવહારિક તથા ધાર્મિક બાબતમાં હુંશીઆર કરી સંપૂર્ણ શ્રદ્ધાળુ અને લાયક બનાવવા. આ વિચાર ચાલતો હતો તે દરમ્યાન પુનાનિવાસી શેઠ **ગગલભાઇ હાથીભાઇએ**

મહારાજ સાહેબ પાસે એવી ઇચ્છા દર્શાવી કે પુનાની ફરગ્યુશન કાલેજની નજીક પોલીસ લાઈન્સની પાસે જે ખુલ્લા મેદાન ઉપર તેમની જમીન તથા બંગલો છે અને જ્યાંના હવા પાણી સારાં છે તે જમીનમાંથી કેટલોક ભાગ વિદ્યાર્થીઓના રહેવાના મકાન માટે આપવા તથા મકાન બનાવવા માટે રૂ. ૫૦૦૦) અથવા તેથી વધુ રકમ આપવા જણાવ્યું. આ વાત ફાગણ શુદી ૫ ને સોમવારે પહેલવહેલી મુનિ મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં જણાવી કેટલુંક યોગ્ય વિવેચન કર્યું, જેથી આ શુભ ખાતામાં કેટલાક મહાશયોએ યોગ્ય મદદ આપવા પોતાની ઇચ્છા જણાવી અને દશ વર્ષ સુધી ખરચ માટે પ્રતિ વર્ષ અમુક રકમ આપવી કબુલ કરી ભરી દીધી. ત્યાર પછી ફાગણ શુદિ ૧૪ ને બુધવારના દિવસે વ્યાખ્યાન વખતે આ બાબત ઉપર ફરીથી ચર્ચા કરી એક કામચલાઉ કાર્યકારિણી સભા ચુંટવામાં આવી કે જેના તરફથી નીચલી યોજના તૈયાર કરવામાં આવી છે. તે અનુસાર આ અતિ અગત્યની યોજના પર ખાસ ધ્યાન આપવા અને તેમાં યોગ્ય મદદ આપવા વિજ્ઞપ્તિ છે.

સદરહુ યોજના નીચે પ્રમાણે પસાર થયેલી છે અને રૂપીઆની જોગવાઇ થતાં કમિટી વિગેરેની વ્યવસ્થા કરી કામ શરૂ કરવામાં આવશે.

૧ નામ.

આ સંસ્થાનું નામ "શ્રી મહાવીર જૈન વિદ્યાલય" રાખવામાં આવે છે.

૨ સ્થળ.

આ સંસ્થા પુના શહેર નિવાસી શેઠ ગગલભાઇ હાથીભાઇના બંગલાની જમીનમાંથી જેટલી જોઇએ તેટલી જમીન તેઓ સાહેબ પાસેથી લઇ એ જમીનમાં યોગ્ય રીતે કાયમ કરવી.

૩ મકાનની સંખ્યા.

(ક) હમણાંની અને ભવિષ્યમાં વૃદ્ધિનો ખ્યાલ કરી ૫૦ વિદ્યાર્થીઓને રહેવાને લાયક મકાનની ગોઠવણ કરવી.

મકાન. ૧૬×૧૨ ની લંબાઈ પહોળાઇના બે બે ઓરડાઓ એવા ૧૩ ઓરડાઓ બનાવવા. એ ઓરડાની એક બાજુ ગેલેરીઓ રાખવી. એક જોટા ઓરડામાં ચાર વિદ્યાર્થીઓ રાખવા. એવા ૧૩) જોટાના ઓરડાઓ બાંધવા પાછળ રૂ. ૧૩૦૦૦) નો ખરચ થવા સંભવ છે. એ સિવાય એક મકાન સુપ્રિન્ટેન્ડેન્ટ વાસ્તે, એક મકાન ધાર્મિક શિક્ષક વાસ્તે, એક મકાન શ્રી જિનમંદિર માટે, એક મકાન લાયબ્રેરી તથા લેકચર હૉલ માટે, તથા એક મકાન રસોડા તથા સ્ટોર રૂમ માટે, બનાવવાં, તથા પાયખાના બનાવવાં. એ સર્વ મકાન બાંધવા પાછળ કુલે રૂ. ૨૦૦૦૦) નો ખરચ થવા સંભવ છે. પ્લાન તથા એસ્ટીમેટ પહેલાંથી તૈયાર કરાવી મંજુરી લઈ બનાવવામાં આવશે.

(ખ) જે જે ગૃહસ્થ એક ઓરડાના રૂ. ૫૦૦) અથવા જોટા ઓરડાના રૂ. ૧૦૦૦) આપે તેવા ગૃહસ્થોનાં નામનો એક લેખ તે ઓરડા પર લગાડવો.

૪ વિદ્યાર્થીઓની યોગ્યતા વિગેરે.

(ક) હિંદુસ્તાનના કોઇપણ પ્રાંતમાંથી વિદ્યાર્થી તેમાં દાખલ થઇ શકશે.
(ખ) વિદ્યાર્થી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક હોવો જોઇએ.
(ગ) મેટ્રીક અથવા તેની બરાબરની પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થીને લેવામાં આવશે.

(ઘ) વિદ્યાર્થી સારી ચાલ ચલણવાળો, શીખવામાં હુશીઆર અને ચાલાક સમજદાર હશે તેને દાખલ કરવામાં આવશે.

(ચ) મકાનની સગવડતા મુજબ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવશે.

(છ) સંસ્થાના કાયદા કાનુનોને અનુસરી ચાલવાને બંધાય તેવા વિદ્યાર્થીને દાખલ કરવા.

(જ) બીમાર અથવા આ સંસ્થામાં રહી ગુજરાન ચલાવવાની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીને આ સંસ્થામાં લેવામાં આવશે નહિ.

૫ પ્રબન્ધ.

(ક) વિદ્યાર્થીઓની દેખરેખ તથા તેની સંભાળ વાસ્તે એક સુશિક્ષિત અનુભવી ધર્મચુસ્ત સુપ્રિન્ટેન્ડેન્ટ રાખવામાં આવશે.

(ખ) ધર્મ શિક્ષણ આપવા માટે એક તત્ત્વવેત્તા, જૈન ધર્મના ગૂઢ આશયોને જાણનાર એવો શિક્ષક રાખવામાં આવશે. તે દરરોજ ઓછામાં ઓછો એક કલાક ધર્મ શિક્ષણ આપશે.

(ગ) કમિટી ધર્મશિક્ષાનો જે અભ્યાસક્રમ નક્કી કરશે તે પ્રમાણે ધર્મ શિક્ષા આપવામાં આવશે. ક્રિયા પોતાની પરંપરા મુજબ વિદ્યાર્થી કરે તેમાં આ સંસ્થાને હરકત નથી.

(ઘ) વિદ્યાર્થીએ દેવ પૂજા [કારણ સિવાય] દરરોજ કરવી જોઇશે.

(ચ) રવિવાર તથા છુટીના દિવસે ઓછામાંઓછું એક સામાયિક વિદ્યાર્થીએ કરવું જોઇશે.

(છ) પર્યુષણ પર્વમાં તથા અન્ય પર્વમાં કમિટીના નિયમ મુજબ દેવદર્શન (ચૈત્ય પરવાડી), કથા શ્રવણ, પ્રતિક્રમણ વિગેરે કરવાં જોઇશે.

(જ) આ સંસ્થામાં જૈનધર્મ અનુસાર ખાનપાનની ગોઠવણ રાખવામાં આવશે.

૬ ખર્ચ.

| ૨૫ વિદ્યાર્થી માટે માસિક ખર્ચ નીચે મુજબ અનુમાન કરવામાં આવ્યો છે. | | ૫૦ વિદ્યાર્થી માટે ખર્ચ | |
|---|---|---|---|
| સુપ્રિન્ટેન્ડંટ | રૂ. ૧૦૦) | સુપ્રિન્ટેન્ડન્ટ | રૂ. ૧૦૦) |
| ધર્મશિક્ષક | ,, ૪૦) | ધર્મ શિક્ષક ૨) | રૂ. ૮૦) |
| રસોયા ૨ | ,, ૨૦) | રસોયા ૪) | રૂ. ૪૦) |
| ઘાટી ૩ | ,, ૨૫) | ઘાટી ૫) | રૂ. ૩૫) |
| ચોકીદાર ૧ | ,, ૧૦) | ચોકીદાર ૧) | રૂ. ૧૦) |
| ખોરાકી (વિદ્યાર્થી ૧) રૂ. ૧૦) | ,, ૨૫૦) | ખોરાકી વિદ્યાર્થી | રૂ. ૫૦૦) |
| ખોરાકી સ્ટાફની | ,, ૮૦) | ,, સ્ટાફની | રૂ. ૧૦૦) |
| ફી વિદ્યાર્થી ૧) રૂ. ૬ | ,, ૧૫૦) | ફી | રૂ. ૩૦૦) |
| પુસ્તક ,, રૂ. ૪) | ,, ૧૦૦) | પુસ્તક | રૂ. ૨૦૦) |
| કપડાં ,, રૂ. ૨) | ,, ૫૦) | કપડાં | રૂ. ૧૦૦) |
| પરચુરણ ધોબી હજામત સ્ટેશનરી | ,, ૧૭૫) | પરચુરણ ધોબી હજામત સ્ટેશનરી | રૂ. ૨૩૫) |
| | રૂ. ૧૦૦૦) | | રૂ. ૧૭૦૦) |

એ હિસાબ મુજબ ૨૫ વિદ્યાર્થી માટે દર વર્ષે ખરચ રૂ. ૧૨૦૦૦)
૫૦) વિદ્યાર્થી માટે વર્ષના રૂ. ૨૦૪૦૦] થાશે.
મકાન વિગેરેનો ખર્ચ. રૂ. ૨૦૦૦૦]
ગોદડાં, વાસણ ફરનીચર વિગેરે એક વખત ખરચ રૂ. ૩૦૦૦]
પુસ્તક લાઇબ્રેરી માટે એક વખત ખરચ રૂ. ૨૦૦૦]

એ મુજબ મકાન, ફરનીચર વગેરે ખરચ માટે રૂ. ૨૫૦૦૦] અને ૨૫ વિદ્યાર્થીનો વર્ષનો ખરચ રૂ. ૧૨૦૦૦] તથા ૫૦ નો વર્ષનો ખરચ રૂ. ૨૦૦૦૦] નો થવા અનુમાન થાય છે.

**૭. ફી આપી દાખલ થનાર વિદ્યાર્થી.**

જો કોઇ વિદ્યાર્થી પોતાના ખરચે આ સંસ્થામાં અભ્યાસ કરવા ઇચ્છતો હશે તો તેની પાસેથી દર માસે રૂ. ૩૦] લેવામાં આવશે; વધારે આપે તો તેની ખુશીની વાત છે. એ રૂ. ૩૦] માં કુલ ખર્ચ ખાવા પીવા, પુસ્તક, ફી, કપડાં વગેરેનો સમાવેશ થઇ જશે.

**૮. કાર્ય ક્યારે શરૂ કરવામાં આવશે ?**

જ્યારે રૂ. ૧૨૦૦૦) દર વર્ષની આવક મુજબ દશ વર્ષ વાસ્તે આપવાની શરતે કબુલાતો આવી જશે કે આ કામની શરૂઆત કરવામાં આવશે અને શરૂઆતમાં વર્ષ ૧) ના રૂપીઆ અગાઉથી લેવામાં આવશે.

જ્યાં સુધી મકાનની સગવડ થાય નહિ ત્યાં સુધી ભાડના મકાનથી કામ ચલાવવામાં આવશે.

**૯. વિદ્યાર્થી માટે પ્રતિજ્ઞા.**

આ સંસ્થાનો ફ્રી લાભ લેનાર વિદ્યાર્થીએ જેટલા વર્ષ સુધી આ સંસ્થાનો લાભ લીધો હોય તેટલા દર વર્ષના રૂ. ૪૦૦) લેખે પોતાની ભવિષ્યની કમાણીમાંથી દર સેંકડે ચાર ટકા લેખે દેવું વસુલ આપવા આ સંસ્થામાં વિદ્યાર્થી તરીકે દાખલ થતી વખત કબુલાત આપવી.

પરંતુ કમાણી કરવાની શરૂઆતના બે વર્ષ આ રકમ ભરવામાંથી વિદ્યાર્થી મુક્ત રહી શકશે.

**૧૦. સભાસદ બાબત.**

| | | | |
|---|---|---|---|
| પેટ્રન | રૂ. ૫૦૦૦) | બીજો વર્ગ | રૂ. ૧૫૦૦) |
| પ્રથમ વર્ગ | રૂ. ૨૫૦૦) | ત્રીજો વર્ગ | રૂ. ૧૦૦૦). |

જેમણે દર વર્ષે રૂ. ૫૧) લેખે દશ વર્ષ સુધી આપવા કબુલ કર્યા છે તેઓ ઓરડીનરી સભાસદ ગણાશે

નીચેના ગૃહસ્થોએ દસ વર્ષ સુધી દર વર્ષે જે રકમ આપવા કબુલ કરેલ છે તેની વિગતઃ—

| | |
|---|---|
| ૧૦૦૧) શેઠ હેમચંદ અમરચંદ | ૫૧) શેઠ કાલીદાસ અમરશી |
| ૧૦૦૧) ,, દેવકરણ મુળજી | ૫૧) મી. મુલચંદ હીરજી |
| ૧૦૧) ,, લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી | |

# જૈન કાવ્યદોહન.

ભાગ ૧ લો.

સંગ્રહ કર્તાઃ—મનસુખલાલ રવજીભાઈ મ્હેતા.

પ્રાચીન જૈન કવિઓના ગુજરાતી કાવ્યોનો સંગ્રહ કરી 'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહનની સંપૂર્ણ ઢબે આ જૈન કાવ્યદોહનનો ૧ લો ભાગ તૈયાર કર્યો છે. તેની અંદર શ્રીમાન્ આનંદઘનજી, શ્રીમાન્ દેવચંદ્રજી, શ્રીમાન્ ધર્મમંદિર, શ્રીમાન્ નેમવિજયજી, શ્રી વીરવિજયજી આદિ જૈન પંડિતોનાં કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ગુર્જર જૈન કાવ્યો આ શૈલીએ આજસુધી એક પણ બહાર પડેલ નથી. ગુર્જર ભાષામાં લખાએલું જૈન સાહિત્ય, માત્ર સાહિત્ય સૃષ્ટિની નજરે ચઢાવવાના હેતુથીજ આ પ્રયાસ કર્યો છે

'ગુજરાતી' પ્રેસના કાવ્યદોહન જેટલુંજ કદ છે. અર્થાત્ ૯૦૦ પૃષ્ટ નો સંગ્રહ છે.

મૂલ્ય રૂ. ૨-૦-૦. પોસ્ટેજ જૂદું.

મળવાનું ઠેકાણુંઃ—

શેઠ પુંજાભાઇ હીરાચંદ,

માણેકચોક

અમદાવાદ.

લોહી સુધારવા માટે સૌથી સરસ.

# ડૉ. વામન ગોપાલનું જગપ્રસિદ્ધ અને લોકપ્રીય આયોડાઈઝ્ડ

# સારસાપરિલા

જેનો હજારો દરદીઓએ ઉપયોગ કરી પોતાની નિરાશા દુર કીધી છે.

આ સારસાપરિલા બગડેલા લોહીથી થતા દરદો માટે એક ફતેહમંદ અકસીર ઈલાજ છે.

અને આજ ૫૦ વરસથી એક સરખી રીતે માન પામેલું છે અને જુદા જુદા પ્રદર્શનોમાં

## સોનાના અને રૂપાના ચાંદો મેળવવા

આ એક જ સાસાપરિલા ભાગ્યશાળી નીવડયું છે.

લોહી એ મનુષ્યનું જીવન છે તે બગડ્યું હોય તો અનેક રોગ ઉત્પન્ન થાય છે. માટે તે સુધારવા દરેક માણસે કાળજી લેવી જોઈએ. તેને માટે આ સારસાપરિલા વિના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને તેના વડે થતાં રોગો-તેમજ લકવા, સંધીવા ચામડી પરના કાળા ડાઘ, અંગનું સુજી આવવું, શરીરમાં બળતરા થવી, શરીર ઉપર ઢેવી મરખા ફોલ્લા થઈ આવવા વગેરે વિકારો ઉપર આ દવા અકસીર થઈ ચુકી છે. શીશી ૧ ને. રૂ ૧ાં, ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે.

# લેખકોને નમ્ર વિનંતિ.

પૂજ્ય મુનિરાજાઓ, જૈન ગ્રેજ્યુએટો તથા વિદ્વાન્ જૈન લેખકોને સવિનય વિનંતિ કરવામાં આવે છે કે જૈન વસ્તીવાળાં લગભગ તમામ શહેરોમાં મહાન્ કોન્ફરન્સનો વિજય વાવટો ફરકાવતા તથા કોન્ફરન્સના સર્વમાન્ય વાજીંત્ર ગણાતા આ માસિક પત્રમાં કોન્ફરન્સે હાથ ધરેલા વિષયો સંબંધી તથા સમસ્ત જૈન કોમની સામાજિક નૈતિક અને ધાર્મિક ઉન્નતિ સાથે પ્રત્યેક વ્યક્તિની આત્મિક ઉન્નતિ થાય તેવા સરળ ભાષામાં લખાયેલા લેખોને પ્રથમ પદ આપવામાં આવે છે અને જૈન ભવ્યતત્વ સૂચવનાર ઐતિહાસિક લેખોને પણ ખાસ સ્થાન અપાય છે અમે આશા રાખીએ છીએ કે પદવીધારી જૈન ગ્રેજ્યુએટોની માફક અન્ય વિદ્વાન્ જૈન લેખકો તથા પૂજ્ય મુનિ મહારાજાઓ, વધારે નહીંતો માત્ર વર્ષમાં એકાદ વખત આઠ દશ પૃષ્ટ જેટલો લેખ આ પત્રમાં લખી મોકલી સ્વધર્મી બંધુઓને પોતાની વિદ્વત્તાનો લાભ આપવાનું મન ઉપર લેશે.

૧ આ પત્ર માટેનું લખાણ કાગળની એકજ બાજુએ, સારા અક્ષરથી અને શાહી વડે લખવા તસ્દી લેવી. કાગળની બન્ને બાજુએ, અથવા પેન્સીલથી લખેલું લખાણ ટાઇપોમાં ગોઠવતાં બહુ અડચણ પડે છે તેમજ ભૂલો થવાનો પણ વિશેષ સંભવ છે માટે આ સૂચના તરફ લક્ષ આપવા ખાસ વિનંતિ છે.

૨ લખાણ મોડામાં મોડું દરેક મહિનાની તા. ૧૫ મી પહેલાં અમોને મળવું જોઇએ.

૩ લેખકનો લેખ યોગ્ય જણાશે તો દાખલ કરી જે અંકમાં પ્રસિદ્ધ થશે તે અંક અને નિયમિત લેખકને નિયમિતપણે સર્વ અંક મફત મોકલવામાં આવશે.

૪ પસંદ નહિ પડેલા લેખો પાછા મોકલવાનું બનતું નથી, જેને જોઇએ તેણે ટપાલ ખર્ચ મોકલી મંગાવી લેવા.

૫ અપ્રકટ પ્રાચીન જૈન ગુજરાતી સાહિત્ય, ધાર્મિક અભ્યાસ વધે તેવા સંવાદ, શિક્ષણ સારી રીતે આપી શકાય તેવા અભ્યાસપાઠો, પટ્ટાવલિઓ, શિલાલેખો, ગ્રંથની પ્રશસ્તિઓ, પ્રાચીન જૈન પ્રભાવકોનાં ચરિત્રો વગેરેને ખાસ પ્રથમ સ્થાન આપવામાં આવશે.

૬ રાજ્યકીય-ધાર્મિક વિવાદવાળું, નિંદાત્મક વગેરે આડે માર્ગે દોરનાર અને કલેશ ઉપજાવનાર લખાણને સ્થાન બીલકુલ આપવામાં નહિ આવે.

૭ લેખકે પોતાનું પુરૂં નામ તથા ઠેકાણું લખવા કૃપા કરવી. તે પ્રગટ કરવા ઇચ્છા હોય તો તે અગર તેમ ન હોય તો કોઈ સંજ્ઞા-તખલ્લુસ મોકલવું. નનામા લેખ લેવા કે પાછા મોકલવા બંધાતા નથી.

મોહનલાલ દલીચંદ દેશાઇ. બી. એ. એલ્ એલ્ બી.

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. તંત્રી. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ.

## હેરલ્ડ માસિકના ગ્રાહકોને સૂચના

માસિકનો આધાર તેના લવાજમ ઉપર છે અને તે લવાજમ અગાઉથી વસુલ કરવાનો રીવાજ રાખવાની જરૂર છે છતાં અમે તેમ નહીં કરતાં દર વર્ષની અધવચમાં લવાજમ વસુલ કરવાની ગોઠવણ રાખી છે. આ વખતે સને ૧૯૧૪ના ડીસેમ્બર આખર સુધીનું એટલે ૧૦ મા વર્ષ સુધીનું લવાજમ વસુલ કરવા માટે **પર્યુષણ પર્વમાં કાઢવાનો દળદાર મહાવીર અંક વી૦ પી૦ થી** મોકલવામાં આવશે તે સ્વીકારી લેશોજી. તેમ કરવાનું વધારે મજબુત કારણ એ છે કે મહાવીર અંક ઘણો કીંમતી નીકળવાનો હોવાથી ગ્રાહકોને બરાબર મળે. ગેરવલે ન જાય.

દરેક ગ્રાહકને અમારી ખાસ વિનંતિ એ છે કે આ માસિક મળ્યાથી આપના તરફથી ચાલુ સાલનાં લવાજમના રૂ. ૧-૮-૦ અંકે દોઢ રૂપીઓ અમોને મનીઓર્ડરથી તુરત મોકલી આપશો તો અમારે વી૦ પી૦ કરવાની જરૂર રહેશે નહીં. વી૦ પી૦ થી અંક મોકલવામાં અમારે માથે કામનો બોજો આવી પડે છે અને ગ્રાહકોને તેથી કાંઈ લાભ થવાનો નથી. તેમને તો બેઉ રીતે સરખોજ ખર્ચ છે. માટે આ ખબર વાંચી તુરત ચાલુ સાલનું લવાજમ મોકલી આપશોજી.

પાછલી સાલના લવાજમની રકમ જે જે ગૃહસ્થો પાસે બાકી છે તેઓને લવાજમ મોકલી આપવા ખાસ ઉઘરાણીનાં પોસ્ટ કાર્ડ લખવામાં આવે છે છતાં તેઓ ધ્યાનમાં લેતા નથી. તે દીલગીર થવા જેવું છે. તો દરેકે દરેક સુજ્ઞ ગ્રાહકોએ લવાજમ મોકલી આપવું.

## હેરલ્ડ માસિકના લવાજમની પહોંચ.

( તા. ૬-૬-૧૪ થી તા. ૩૦-૬-૧૪ સુધીમાં જમા. )

**તા. ૩૧-૧૨-૧૩ સુધી.**

( એજન્યુએટ તરફથી નીચે પ્રમાણે. )

૨॥ રા. રા. ઉમેદચંદ દોલતચંદ મુંબઈ
૨। રા. રા. વાડીલાલ દોલતચંદ "
૩॥ રા. રા. લખમશી હીરજી મેશરી "
૩॥ રા. રા. પુનશી હીરજી મેશરી "
૩॥ રા. રા. ત્રીભોવનદાસ ઓધવજી "

( ગ્રાહકો તરફથી )

૧। શેઠ નથુરામ અમુલખ સાકુર.

**તા. ૩૧-૫-૧૪ સુધી.**

૧। શેઠ કસ્તુરજી કેસુરજી માલાવરાળો.

**તા. ૩૧-૧૨-૧૪ સુધી.**

૧॥ શેઠ મોતીચંદ જેચંદ કરાડ
૧॥ શેઠ બનુભાઈ માનચંદ "
૧॥ શેઠ જેપાલજી માસંગજી કોલ્હાપુર.
૧॥ શેઠ પ્રેમચંદ માણેકચંદ ઇચળકરંજી.
૧॥ શેઠ મોતીચંદ હાકરશી કોલ્હાપુર.
૧॥ શેઠ મોતીચંદ નાનચંદ બોરખીઆલ.
૧॥ શેઠ ફકીરભાઈ સનાભાઈ સાંગલી.
૧॥ શેઠ મોતીચંદ ખેમચંદ સાંગલી.
૧॥ શેઠ રતનચંદ સાંકળચંદ સાંગલી.
૧॥ શેઠ ભાઇચંદ નાનચંદ નીપાણી.
૧॥ શેઠ દલીચંદ સવચંદ ખામસણા.
૧॥ બાબુ ગોવીંદચંદજી ધાનમલજી બીકાર.
૧॥ શેઠ ચીકાભાઇ કેવળદાસ કાલરી.
૧॥ શેઠ મગનલાલ જેઠીરામ નીપાણી.
૧॥ શેઠ તલકશી હીરજી મણીઆર પલાંસવા.
૧॥ રા. રા. કે. એમ. પારીખ વેરાવળ.
૧॥ શેઠ લેહેરચંદ ઘેલચંદ ઝાબડીઆ.
૧॥ શેઠ કસ્તુર મલુકચંદ શીણુજ.
૧॥ બાબુ ગોવીંદચંદજી લક્ષ્મીચંદજી બીકાર.
૧॥ શેઠ દેવાજી અચીચળદાસ પેસીના.
૧॥ શેઠ મોતીચંદ કેવળાજી જુંડા.
૧॥ શેઠ તલકશી ત્રિભાજી વીખરણી.
૧॥ શેઠ ચુનીલાલ સુરચંદ બળબુવાડા.
૧॥ શેઠ બાલારામ પુરષોતમ મીરજ.
૧॥ શેઠ અનોપચંદ હરીશંગ થરાદ.
)૬ રા. રા. લાલચંદ નાનચંદ સાનપુર.

---

૫૬-૩-૦

# ખાસ અંક.

હવે પછીના માસનો લગભગ ૨૦ ફરમાનો
**શ્રી પર્યુષણ પર્વમાં " શ્રી મહાવીર અંક**
બહાર પડનાર છે, તેમાં

## જાહેર ખબર આપનારાઓને અમૂલ્ય તક.

આ માસિક શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું વાજીંત્ર છે. તેનો હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસતી જૈન જેવી ધનાઢ્ય કોમમાં બહોળો ફેલાવો થાય છે અને તેનો ખાસ અંક. " શ્રી મહાવીર અંક " સુમારે ૨૦૦ પૃષ્ટનો અગસ્ટ માસમાં બહાર પડનાર છે.

**શ્રીમહાવીર ચરિત્ર અને તેમના ઉપદેશ** સંબંધી સરળ ભાષામાં પૂજ્ય મુનિ મહારાજાઓ, જૈન ગ્રેજ્યુએટો તથા વિદ્વાન જૈન લેખકોના હાથથી લખાયેલા લેખોથી બહાર પડવાનો છે.

**શ્રી મહાવીર અંક** આખા હિંદમાં વંચાવાનો હોવાથી એમાં જાહેર ખબર આપનારનો આશય ફલીભૂત થવા સંભવ છે. તેની કિંમત છુટકથી આઠ આના રાખી છે.

**જાહેર ખબરના ભાવ નીચે મુજબ રાખવામાં આવ્યા છે.**

૧ પેઇજના રૂ. ૫ ૦ાા પેઇજના રૂ. ૩ ૦। પેઇજના રૂ. ૨ અગાઉથીજ લેવામાં આવશે. હેન્ડબીલ વહેંચાવવાનો ભાવ પત્ર વ્યવહારથી અગર રૂબરૂ મળવાથી નક્કી થઇ શકશે.

પાયધુની, પોસ્ટ નં. ૩
મુંબઈ.

આસિસ્ટંટ સેક્રેટરી.
**શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.**

---

" શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બૉર્ડનો સંવત્ ૧૯૬૭-૬૮-૬૯ની સાલનો હિસાબી રીપોર્ટ છપાઇ બહાર પડયો છે. જેમને જોવા ઇચ્છા હોય તેમણે મંગાવી લેવો "

---

**પૂજારીની જરૂર**—શ્રી કપડવણજ (જીલ્લે ખેડા)માં દેરાસરજીમાં **પુજારીઓની** જરૂર છે માટે જે કોઈ ઉંચ હિંદુ કોમનો પુરૂષ તે કામ કરવા રાજી હોય તેણે પોતાનું નામ ઠામ વિગેરે હકીકત તથા કોઈ સારા પ્રતિષ્ઠિત માણસની ઓળખાણ સાથે નીચે જણાવેલા શીરનામે અરજી કરવી. શ્રાવકને પસંદગી તથા તેને દોષ નહિ લાગે તેવા ખાતામાંથી પગાર આપવામાં આવશે.

મુ૦ કપડવણજ.
( જીલ્લે ખેડા. )

શ્રી ચિંતામણજીના દેરાસરજીના મેનેજીંગ વહીવટદાર.
**શા. માણેકલાલ પુંજાભાઈ.**

---

આ ઉપરથી સર્વે બન્ધુઓને ખબર આપવામાં આવે છે કે, આપણી કોમના પુરૂષ વર્ગ તેમજ સ્ત્રી વર્ગને ઉત્તમ પ્રકારના હુન્નરો તદન મફત શીખવવાના હેતુથી શ્રી વઢવાણ કેમ્પમાં **શ્રી જૈન હુન્નરશાળા** સ્થાપવામાં આવી છે.

આ હુન્નરશાળામાં વણિક કોમના દરેક ઉમેદવારોને દાખલ કરવામાં આવે છે, તેમજ જરૂરીઆત સ્કોલરશીપ, અને સગવડ કરી આપવામાં આવે છે.

ઉમેદવારોએ પોતાની અરજી નીચેના શીરનામે તાકીદથી મોકલવી.

વઢવાણ કેમ્પ.

વર્કીંગ કમીટી.
**શ્રી જૈન હુન્નરશાળા.**

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

# SHRI JAIN SWETAMBER CONFERENCE HERALD.

"सत्साधूनां पुनर्भगवतां महाराज! नश्यन्त्येवामी पूर्वोदिताः सर्वेऽपि क्षुद्रोपद्रवा यतस्तेषां भगवतां प्रनष्टं मोहतिमिरं, आविर्भूतं सम्यग्ज्ञानं, निवृत्तं सर्वत्राग्रहविशेषः, परिणतं संतोषामृतं, व्यपगता दुष्टक्रिया, त्रुटितप्राया भववल्लरी, स्थिरीभूता धर्ममेघसमाधिः ॥ तथा गाढानुरक्तमंतरंगमतःपुरं ॥ यतस्तेषां भगवतां संतोषदायिनी धृतिसुंदरी, चित्तप्रसादहेतुः श्रद्धा, आल्हादकारिणी सुखासिका निर्वाणकारणं विविदिषा, प्रमोदविधायिनी विज्ञप्तिः, सद्बोधकारिणी मेधा,प्रमदातिरेकनिमित्तमनुप्रेक्षा, अनुकूलचारिणी मैत्री, अकारणवत्सला करुणा, सदानंददायिनी मुदिता, सर्वोद्वेगघातिनीउपेक्षेति.—श्री सिद्धर्षिः

પુસ્તક ૧૦-અંક ૭.] વીર સંવત્ ૨૪૪૦. [જુલાઈ ૧૯૧૪.

## पितानुं मृत्यु.

પ્યારા પિતાશ્રી! આપને ના પુત્રસુખ આપી શકયો,
ના હૃદયની વાતો બધી પ્રેમે કદી ખોલી શકયો;
ઋણ પિતૃનું લોકો કહે તે ના પુરૂં ચુકવી શકયો,
ના વાસનાથી ઉદ્‌ભવેલાં દુઃખ હું ભુલવી શકયો.
ધાર્યું હતું હજુઃ સમય છે બાકી ઘણો બધું એ થવા,
મનમાં કિલા ઘડતો હતો મજબૂત તેને બાંધવા,
ત્યાં તો બધું નિર્મૂળ કરી ચાલ્યા અચિંતા દઇ દગો,
રોતા મુકયા મનમાં રહી કોને કહું? રહી ના જગ્યો.
રહી ઝંખના મળવાતણી આંવ્યો પરંતુ ના મળ્યો,
આશા બધી અવળી પડી ફેરો અમારો ના ફળ્યો;
ભોળા ભલાં ભદ્રિક બાપુ જીવતા જાણ્યા નહિ,
તમ સ્વર્ગમાં જાતાં સુધી ગુણ એહ પિછાણ્યા નહિ.
વસ્તુતણા અસ્તિત્વમાં ના મૂલ્ય તેનું થાય છે,
અતિ પરિચયે પામે અવજ્ઞા લોકરીતિ જણાય છે;
પર્યાય બદલી મૂલ તે બીજારૂપે પલટાય છે,
મૂળના સ્વરૂપનું ભાન આવ્યે કોટિ કિંમત થાય છે.
શિરછત્ર તીર્થસ્વરૂપ આપતણી ન સેવા મેં કરી,
ના હૃદયથી ઘરમાં રહેલા તીર્થ–યાત્રા આદરી;

જાણ્યું હતું કે સમય છે–ચાલ્યો ગયો–નાવે ફરી,
હું એકલો ઉભો બિચારો માર્ગ ક્યાં ન સુજે જરી.
ધરી ધૈર્ય એ ઇચ્છું હવે, તમ પંથ સૂખે નિર્વહો,
આત્મા તમારો અન્ય ભવ શાંતિ ઉંચી પદવી લહો,
અમ ઉપર તાજાં સ્મરણનાં સુપુનિત ગંગાજલ વહો,
અમ હૃદયને નિર્મલ કરી ૐ શાંતિ શાંતિ સદા રહો.

---

## प्रीतिना साचा खोटा पडदा !

(ગજલ કવ્વાલી.)

જગતના સ્વાર્થ કે ધનલોભને આધીન જે પ્રીતિ–
બને વેચાણ બાજારે, ગણી છે દીન એ પ્રીતિ.
હઠે પાછી પડી આછી, નજર ચડતાં જરા ભીતિ;
દુઃખો પડતાં ડગે-ભાગે, બની રસહીન એ પ્રીતિ.
બધાંને સ્વાર્થ વ્હાલો છે, બન્યો એ પ્યારનો પ્યારો;
રહે છે ક્ષુદ્ર પ્રેમીથી, સદાયે ભિન્ન એ પ્રીતિ.
ન શોધે સ્વાર્થની બાજી, રહે દુઃખ-દર્દમાં રાજી;
સદા આનંદથી ગાજી, રહી ત્યાં લીન એ પ્રીતિ.
મરે ત્યારે મરે સાથે, તરે ત્યારે જડયા હાથે;
જીવે છે વારિની સાથે, સમજતાં મીન એ પ્રીતિ.
પતંગો દીપમાં બળતાં, જીવન નિજ જ્યોતને ગણતાં;
મરીને પ્રેમીમાં મળતા, બની ભયહીન એ પ્રીતિ.
પરસ્પર પ્રાણ સાધીને, જીગરના તાર બાંધીને;
સહે સાથે ઉપાધીને, ન દીઠી ખિન્ન એ પ્રીતિ.
ભવોભવ વિસર્યા ભીતિ, હજારો રાતડી વીતી;
નથી સો મોતથી બીતી, બની તલ્લિન એ પ્રીતિ.
જગતના સ્વાર્થના દોરે, ગુંથી છે મર્મની ગ્રંથી;
પૂર્યાં મનમેલનાં ચિત્રો, બની મિસ્કીન એ પ્રીતિ.
વહે બ્રહ્માંડને જીતી, ગમની ના ગમે ગીતિ;
ખરી એ પ્રેમની રીતિ, ધરી રહેતી પુનિત પ્રીતિ.
બની સૃષ્ટિ નવાં જગની, નવી ખૂબી રગેરગની;
નિરંતર લાગતી લગની, જીવન છે તુચ્છ વિણુ પ્રીતિ.

वसंत.

---

# जैन इतिहासनी जरुर.

એક સંપૂર્ણ ઇતિહાસની બહુ જરૂર છે. જૈનો હજુ સુધી ઇતિહાસની અગત્યતા સમજી શકયા નથી, અને આપણામાં રા. હીરાલાલ હંસરાજનો ભિન્ન ભિન્ન ઇતિહાસ ( જૈન પ્રાચીન ઇતિહાસ ) અને જૈન વિદ્યા પ્રસારક વર્ગ તરફથી બહાર પડેલ ક્ષુલ્લક નાનો ઇતિહાસ ( જૈન ઇતિહાસ )—એ સિવાય બીજા કંઇપણ પ્રયત્નો થયા હોય એવું માલુમ નથી. હમણાં ' જૈન ઐતિહાસિક રાસમાળા ભાગ ૧ લો ' છપાયેલ છે તેમાંની હકીકત કંઇ થોડાં પ્રકરણ સત્તરમી સદીના ઇતિહાસ માટે પૂરાં પાડે છે. પણ જે શૈલીએ ઇતિહાસ લખાવો જોઇએ તેવું તો કંઇપણ થયું નથી.

પંજાબ હિંદુ સભા 'જૈન ધર્મનો ઇતિહાસ' પ્રકાશ કરવા માગે છે. આ સભાના પ્રમુખ લાલા હંસરાજ બી. એ અને મંત્રી લાલા ગુલશનરાય બી. એ. એલ એલ. બી. ( લાહોર ) છે. જો કોઇ ગૃહસ્થ ઇતિહાસ લખવાનું ઉપાડી લે તો તે માટે બધી તજવીજ તેઓ કરી આપવા તૈયાર છે. આ ઇતિહાસમાં નીચે લખેલી વાત આવવાની જરૂર છે.

(૧) અત્યાર સુધીનો તારીખવાર ઇતિહાસ-(chronological tracing from the beginning, its history upto now),

(૨) ભારતની રાજકીય અવસ્થા Trace the political position of the faith during the different periods Indian History has passed through.

(૩) જૈનોની સામાજિક અવસ્થા; જો તે હીંદુની સામાજિક અવસ્થાથી ભિન્ન હોય તો તેનો વિકાસક્રમ. Social fabric of Jains; if different from the Hindus trace its development.

(૪) જૈન ધાર્મિક સાહિત્યનો વિકાસ ક્રમ Development of Jain Scriptures.

(૫) જૈન તત્ત્વજ્ઞાનનો વિકાસક્રમ. Development of Jain philosophy.

(૬) જૈન સાહિત્ય અને વિજ્ઞાન Jain Literature and sciences.

(૭) અન્ય ધર્મોની જૈન પર અસર અને જૈન ધર્મની અન્ય ધર્મો પર અસર The influence of other religions faiths on Jainism and that of Jainism on those faiths.

(૮) હિંદુ સભ્યતામાં જૈન ધર્મનું સ્થાન Place of Jainism in Hindu civilization.

# श्री जैन श्वेताम्बर ऍडयुकेशन बोर्डनां गयां त्रण वरसना कामकाजना अहेवालनुं अवलोकन.

(મુ. સ. ૮ જુન ૧૯૧૪)

શ્રી જૈન શ્વેતામ્બર કૉનફ્રૅન્સની બેઠક સુમારે પાંચ વરસ અગાઉ પુના ખાતે થઇ હતી તે વેળાએ જૈન બંધુઓની કેળવણી સંબંધી હાલત સુધારવા માટે કોઇ સંગીન યોજનાઓ તૈયાર કરવા અને તે અમલમાં મેલવાનો પ્રયત્ન કરવા માટે એક ઍડ્યુકેશન બોર્ડની નિમણુંક કરવામાં આવી હતી અને કૉનફરન્સની આવકનો અમુક ભાગ તે બોર્ડને હવાલે કરવામાં આવ્યો હતો. તે પછી એ બોર્ડે સંવત ૧૯૬૭-૬૮-૬૯ નાં વરસોમાં કરેલાં કામકાજનો અહેવાલ હાલમાં બહાર પાડ્યો છે, જે ઉપરથી જોવાને બની આવે છે કે જે મોટી ઉમેદો વચ્ચે એ બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી તે જોકે હજુ પાર નથી પડી, તોપણ ગયાં ત્રણ વર્ષ દરમ્યાન તેણે સારૂં કામ બજાવ્યું છે. તેણે ભવિષ્યને માટે કેટલીક યોજનાઓ ઘડી કહાડી છે, પણ જેમ બીજી બાબતોમાં તેમ આ બોર્ડની ઉમેદોના સંબંધમાં પણ નાણાં સંબંધી મદદ મળવાની કોતાહીનાં કારણે કેટલાંક કાર્યો હાથ ધરવા વગરનાં પડી રહ્યાં છે. હાલ તુરત તેણે હાથ ધરેલાં કાર્યોમાં સૌથી પહેલું ધાર્મિક શિક્ષણક્રમને લગતું છે. જૈન શાળાઓ અને પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષણ ગમે તેમ આપવામાં આવતું હોવાથી તે પાછળનો શ્રમ અને ખર્ચ નકામાં જાય છે તે બીના બોર્ડના સભાસદો જોઇ શક્યા છે અને તે માટે તેમણે એક અભ્યાસક્રમ તૈયાર કરાવ્યો છે. પણ અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે "આ ક્રમ દરેક પાઠશાળામાં સ્વીકારાયો નથી એ ખેદનો વિષય છે." તેજ પ્રમાણે જઇન સ્ત્રી તથા પુરૂષ શિક્ષકો તૈયાર કરવાની એક યોજના તૈયાર કરવા શ્રમ ઉઠાવવામાં આવ્યો હતો, પરંતુ તેનું પરીણામ પણ શૂન્યમાંજ આવ્યું છે, કારણકે અહેવાલમાં જણાવ્યા મુજબ "ફંડના અભાવે તે" (યોજના) ને નિર્ણયાત્મક સ્વરૂપમાં મુકવાનું બની શક્યું નથી." ત્રીજું કામ હરીફાઇની ધાર્મિક પરીક્ષાઓ લેવાનું તેણે હાથ ધર્યું છે અને તેમાં તેણે સારી સેવા બજાવી છે. પણ તેવી પરીક્ષાઓ લેવાનું ક્યાં સુધી ચાલુ રહેશે તેજ એક સવાલ થઇ પડ્યો છે. અહેવાલમાં ખબર આપવામાં આવી છે કે તેવી હરીફાઇની પરીક્ષાઓ માટે શી૦ હેમચંદ અમરચંદે ઉદાર દીલથી આપેલું ફંડ પાંચ વરસ માટેનુંજ હતું અને તે પાંચ વરસ સને ૧૯૧૩ માં ખતમ થતાં તે મુદત વધારી આપવા ઉક્ત શેઠને અરજ કરવામાં આવી હતી, જેનો જવાબ તેમને એવો મળ્યો હતો કે "દાનના અનેક માર્ગ હોઈ આ માર્ગે જેટલું ખર્ચવાની અનુકુળતા હતી તે કરતાં વધુ ખર્ચ કરવામાં આવ્યો છે." ઍડ્યુકેશન બોર્ડે પણ તેમના આ જવાબનું વ્યાજબીપણું સ્વીકાર્યું છે અને એકજ મનુષ્ય ઉપર સર્વ પ્રકારનું દબાણ કરવાને બદલે અન્ય સજ્જન શ્રીમંતો પણ એ પુણ્યકાર્યમાં સામેલ થાય એવી આશા બતાવી છે; પણ હજુ કોઇ બાહાર પડેલું જણાતું નથી. દરમીઆન આ વર્ષે તો તે પરીક્ષાઓ ઉપલાજ ઉદાર શેઠના આગ્રહથી લેવાને લગતી ખબરો પ્રગટ થઈ છે. તે ઉપરથી જોઇ શકાય છે કે

તેમણે મુદતમાં અમુક વધારો કરી આપ્યો છે, પણ તેજ વખતે સદાકાળ તેઓ પોતાનાજ ખર્ચે ધાર્મિક હરીફાઈનાં ઈનામો આપવા માગતા નથી એ નોંધવાની ખાસ જરૂર છે, અને જો તે પરીક્ષાઓ ઉપયોગી માલમ પડી હોય તો તેમને ચાલુ રાખવા માટે બનતો દરેક પ્રયત્ન બોર્ડ તરફથી કરવામાં આવવો જોઈએ છે. ચોથું કાર્ય પાઠશાળાઓને મદદ કરવાને લગતું છે, જે પાછળ ત્રણ વરસ દરમ્યાન તેણે બે હજાર છસોં અઠ્ઠાવન રૂપ્યાં ખર્ચ્યાં છે, જે રકમ બોર્ડનું મહત્વ અને કામનો વિસ્તાર ધ્યાનમાં લેતાં ઘણી નાની છે. વિદ્યાર્થીઓને સ્કૉલરશીપો આપવા પાછળ એજ ત્રણ વર્ષ દરમ્યાન માત્ર નવસો તેત્રીસ રૂપ્યાનો ખર્ચ કરવામાં આવ્યો હતો જેને નજીવા તરીકેજ સ્વીકારવો પડશે. ધર્મનીતિની વાંચનમાળા તૈયાર કરાવવાની બાબતમાં બોર્ડની હસ્તી અગાઉથી કૉન્ફરન્સ ઑફીસે પ્રયાસ આરંભેલો જણાવવામાં આવે છે પણ હજુ કાંઈ પરિણામ આવ્યુંજ નથી. એક નમુનેદાર વાંચનમાળા તૈયાર કરવા માટે એક હજાર રૂપ્યાનું ઇનામ કૉનફરન્સ ઑફીસ તરફથી જાહેર કરવામાં આવ્યું છે પણ તે ઇનામનો ઉપયોગ કરવા કોઇ બહાર પડયું નથી. ધાર્મિક શિક્ષણ આપવા માટે હમણાં કરવામાં આવતા પ્રયત્નો ખરૂં જોતાં અંધારામાં ભુસ્કો મારવા સરખા છે અને તે સ્થિતિમાં સુધારો કરવા માટે જો પાઠશાળાઓ અને જઇન શાળાઓને લગતું એકાદ સંમેલન કરી તેમાં માત્ર ધાર્મિક શિક્ષણનો વિષય છુટથી ચર્ચવામાં આવે તો ઘણો લાભ થયા વગર રહેશે નહીં. ધર્મનીતિનું સારૂં શિક્ષણ આપી શકે તેવા પ્રવીણ શિક્ષકો તૈયાર કરવાની બાબતમાં કેટલીક સુચનાઓ અહેવાલ મધે કરવામાં આવી છે, પણ તેના સંબંધમાં સ્થાનકવાસી જૈન ભાઇઓએ રતલામ ખાતે સ્થાપેલી ત્રેનીંગ કૉલેજને મળેલા અનુભવોનો બારીક અભ્યાસ કરવા પછીજ ત્રેનીંગ કૉલેજની યોજના રચવામાં આવશે તો ઘણો લાભ થશે. જૈન ત્રેનીંગ કૉલેજ હાલ તુરત તો એક અખ્તરારૂપેજ સ્થાપી શકાય તેમ છે, કારણ કે તેની રચનામાં આગલા અનુભવનો કોઇ લાભ મળી શકે તેમ નથી અને તેટલે દરજ્જે તે કામ વિકટ છે. ઍડયુકેશન બોર્ડની નાણાં સંબંધી હાલત સુધારવાના પ્રયત્નોમાંનો જે એક ખરા માર્ગે રચાયલો હતો ને "સમાજમાં અનેક "વિરોધી તત્વો ઉભાં થતાં" નિષ્ફળ નિવડયો છે એમ વાંચી આપણને ખેદ થાય છે, પણ જો હવે તે તત્વો નાબુદ થયાં હોય તો મી० બરોડીયાવાળી બીજી યોજના અમલમાં મેલવા માટે ખાસ શ્રમ ઉઠાવવો ઘટે છે.

જૈન.

---

## જ્ઞાન ચર્ચા.

શ્રી મહેસાણા જૈન કેલવણી ખાતાના ઇન્સ્પેક્ટર રા. રા. ભગવાનદાસ મીઠાભાઈએ પૂછેલા પ્રશ્નોના ખુલાસા નીચે મુજબ છે.

**પ્રશ્ન પહેલો:**—જૈન શાસ્ત્રાનુસારે મન તે શું પદાર્થ છે તથા શરીરમાં તેનું સ્થાન કયાં છે ?

**ઉત્તર:**—જેમ કર્મને પુદ્ગલ સમુદાય તરીકે ગણવામાં આવે છે એટલે કે તે પુદ્ગલનાં બનેલા છે કે પુદ્ગલરૂપ છે તેમ મન પણ મનોવર્ગણામય પુદ્ગલોનું બનેલું છે.એ

ટલે કે કર્મ જેમ જડ છે છતાં સુખ દુઃખનો અનુભવ કરાવતાં જણાય છે તેમ મન એ જડ છે છતાં આત્માના સંબંધને લીધે ચેતીભૂત જેવું થઈ સંકલ્પ વિકલ્પાદિ કરે છે. કર્મ જેમ આત્માના સર્વ પ્રદેશે-અસંખ્યાત-પ્રદેશે છે તેમ મનોવર્ગણાના પુદ્ગલો પણ આત્માના બધા પ્રદેશે છે છતાં પણ મુખ્યત્વે તેના વિકારોનો-સંકલ્પાદિનો અનુભવ તો મગજ અને હૃદયસ્થાનમાંજ થાય છે. આ ઉપરથીજ વેદાંતવાળાઓ અંતઃકરણમાં તેના એક ભાગ રૂપ મનને ગણે છે અને પાશ્ચાત્ય ફિલસુફો મગજ અને હાર્ટને મન કહે છે. એ તો સિદ્ધ છે કે એ સ્થલે મનના સંકલ્પ-મનનનું કાર્ય થતું અનુભવાય છે-પણ મનો વર્ગણા જેની બનેલી છે એ પુદ્ગલો તો આત્માના બધા પ્રદેશે છે માટે શરીરજન્ય સુખ દુઃખની લાગણી આખા શરીરમાં જણાય છે. જેવી રીતે સુખ અને દુઃખ દેનારાં પુદ્ગલો આત્માના અસંખ્યાતા પ્રદેશે છે છતાં તે સુખદુઃખની અસર મુખ્યત્વે તો અંતઃકરણમાં જણાય છે તેવીજ રીતે મનોવર્ગણા પુદ્ગલો આત્માના અસંખ્યાતા પ્રદેશે છે છતાં તેની મુખ્ય હૈયાતી દર્શાવનારી અસર અંતઃકરણમાં જણાય છે એટલે કે મગજ અને અંતઃકરણમાં સંકલ્પાદિ લાગણીઓ ઉદ્‌ભવતી અનુભવાય છે, સંકલ્પ વિકલ્પ મન કરે છે. લેશ્યા પણ માનસિક સંકલ્પ જેવીજ છે. મનરૂપ આત્મા જેવા જેવા સંકલ્પો કરે છે તેવાં તેવાં કર્મો તે મનરૂપ આત્માને વળગે છે. માનસિક સંકલ્પ વિકલ્પનો જોનારો એટલે દ્રષ્ટારૂપ આત્મા તો દૃશ્ય એવી કર્મોપાધિથી તથા સંકલ્પાદિથી અત્યંત ભિન્ન છે કારણ કે માનસિક ક્રિયાઓનો જોનાર છે, મનનો દઢ સંકલ્પ તે લેશ્યા અને જેવી લેશ્યા તેવાં જન્મ મૃત્યુ; માટે જન્મ મૃત્યુનો આધાર મન ઉપર છે. મનવડે જન્મમૃત્યુ વધે છે અને મનવડે જન્મમૃત્યુ ઘટે છે. જ્યારે મન શાંત થાય છે, તદ્દન શાંત થાય છે કે વિલય થાય છે-હતું નહતું થાય છે ત્યારે ચૈતન્યાત્મા જાતે શુદ્ધ સ્વરૂપે વિરાજે છે. મનની સ્થિતિ તેની મનોવર્ગણાના પુદ્ગલમાં આત્માના સાનિધ્યથી-વ્યાપકપણાથી-સિદ્ધ થાય છે.

**પ્રશ્ન બીજો:**—અધ્યવસાય અને પરિણામ એટલે શું? તે બેમાં તફાવત શો?

**ઉત્તર:**—અધ્યવસાય એટલે મનોભાવના અને પરિણામ એટલે મનોભાવનાનો લાંબો ટકાવ. અધ્યવસાય અને પરિણામમાં લાંબો તફાવત નથી, બંને એક સ્થિતિનાં રૂપાંતરો છે; જેમકે કોઈ માણસ વિચારમાં બેઠો હોય ત્યાં ધ્યાન કરવાનો શુભ વિચાર આવે તે અધ્યવસાય અને ધ્યાન કરવા માટે લાંબો વિચાર કરે, ધ્યાન કરવા બેસે પછી મનની જે સ્થિતિ થાય તે મનનું પરિણામ જાણવું. મનોભાવના ઉદ્‌ભવવી તે અધ્યવસાય અને ઉદ્‌ભવ્યાપછી તે વિચારનું, આગળ શુભાશુભરૂપે પરિણમવું તે પરિણામ, અધ્યવસાય અને પરિણામ એ માનસિક ભાવનામાંજ સમાઇ જાય છે. અધ્યવસાય અને લેશ્યા તથા પરિણામને નિકટનો સંબંધ છે.

**પ્રશ્ન ત્રીજો:**—કર્મના બંધમાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એવો ઉપન્યાસક્રમ શાથી છે?

**ઉત્તર:**—મને જેવો શુભાશુભ સંકલ્પ કર્યો, જેવી શુભાશુભ લેશ્યા કરી, જેવી પ્રકૃતિ કરે છે તેવા પ્રકારે તે અષ્ટાવરણી કર્મની પ્રકૃતિઓ શુભાશુભ પ્રકારે બાંધે છે. એ મનની પ્રકૃતિ જેવા પ્રમાણમાં હોય છે તેવી સ્થિતિનો બંધ પડે છે. વળી તે પ્રકૃતિ અને

સ્થિતિ ઉપર તથા મનની તે વખતની શિથિલતા અગર તિક્ષ્ણતા ઉપર તે કર્મની અસર થવાનો એટલે રસનો આધાર છે. કર્મ વર્ગણા આત્માએ ગ્રહણ કરી, તેનાં જે પુદ્ગલો આવ્યાં તે પ્રદેશ બંધ છે. પ્રકૃતિ, પ્રકૃતિની સ્થિતિ, એ ઉપરથી રસ–અસર–શી તે સમજાય છે અને કર્મ પુદ્ગલનો સમુહ તે પ્રદેશ. સ્થિતિ, રસ અને પ્રદેશ એ સર્વ કર્મ પ્રકૃતિમાં સમાઇ જાય છે. આ સમજવા માટે શાસ્ત્રકારે આદુનું દ્રષ્ટાંત આપેલ છે. વાત, પિત્તનો નાશ કરવો તે આદુની પ્રકૃતિ છે. આદુનો જેટલો સમય ઉપયોગ કરવામાં આવે તે તેની સ્થિતિ છે, આદુનો તિક્ષ્ણ સ્વાદ તે રસ છે અને આદુ જે પુદ્ગલોનું બનેલું છે તે પુદ્ગલ પરમાણુનો સમુહ–આકૃતિ તે પ્રદેશ છે. પ્રકૃતિ, સ્થિતિ અને રસ એ પ્રદેશમાં રહેલાં છે તેમજ સ્થિતિ, રસ અને પ્રદેશમાં પ્રકૃતિ રહી છે. આ પ્રમાણે કર્મનો શુભાશુભ જ્ઞાનવરણી વગેરે સ્વભાવ તે પ્રકૃતિ, તે કર્મબંધ કેટલો વખત રહેશે તે સ્થિતિ, કર્મનો શુભાશુભપણે અનુભવ થવો તે રસ અને કર્મવર્ગણાના પુદ્ગલોનો સમુહ તે પ્રદેશબંધ. આ ઉપરથી કર્મના બંધમાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એવો ઉપન્યાસક્રમ છે તે વ્યાજબીજ છે એમ સ્પષ્ટ સમજી શકાશે.

**પ્રશ્ન ચોથો:**—મનઃપર્યવ જ્ઞાન એટલે શું? અને તેનો ઉત્કૃષ્ટ વિષય કેટલો?

**ઉત્તર:**—મનના પર્યાય જાણનારૂં જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન. લોકોમાં જેને બીજાના મનની વાત જાણનારૂં જ્ઞાન કહેવામાં આવે છે તે મનઃપર્યવજ્ઞાન મનઃ પર્યવજ્ઞાન એ મતિજ્ઞાનની ઉંચા પ્રકારની કેલવણીજ છે. મતિજ્ઞાનનું પરિપકવપણું તે મનઃપર્યવજ્ઞાન છે. મતિજ્ઞાનમાં અનુમાન કરાય છે અને મતિનું વિશુદ્ધત્વ થતાં અનુમાન વિના સ્વતઃ જાણી શકાય છે તે મનઃપર્યવજ્ઞાન. મતિજ્ઞાન વખતે ખોટું પણ પડે છે કારણ કે તેમાં અનુમાન કરાય છે, અનુમાન વખતે સાચું હોય અને વખતે ખોટું પણ હોય છે પણ મતિની નિર્મલતા થતાં સ્વત મનના પર્યાય જાણી શકાય છે તે મનઃ પર્યવજ્ઞાન. અવધિ જ્ઞાનમાં ઇચ્છા થાય ત્યારે સ્થૂલપણે જાણી શકાય છે અને મનઃ પર્યવવડે તો ઇચ્છા વગર પણ સપર્યાય જાણી શકાય છે કારણ કે મનઃપર્યવ કાંઇ અવધિ જ્ઞાનની પેઠે ખંડિત નથી પણ અખંડ છે, સ્વતંત્ર છે, પરમશુદ્ધ છે, મનઃપર્યવ જ્ઞાન બે પ્રકારે કહેલું છે તેને માટે શ્રી રાયપસેણી સૂત્રમાં કથન છે કે "**मणंपज्जवनाणे दुविहे पण्णत्ते तंजहा उज्जमइ-त्तीयविपुलमत्तीय**" મનઃપર્યવજ્ઞાન–મનના પર્યાય જાણનારૂં જ્ઞાન બે પ્રકારનું છે. ઋજુમતિ અને વિપુલમતિ. તેમાં ઋજુમતિ, અઢી આંગલ ઓછું અઢી દ્વીપમાં દેખે અને વિપુલમતિ તો પૂર્ણ અઢી દ્વીપમાંહે સંજ્ઞીપંચેંદ્રિનો મનોગત ભાવ જાણે. મનઃપર્યવજ્ઞાન વિશેષ (પર્યાય) નુંજ ગ્રાહક છે માટે તે પ્રકારના ક્ષયોપશમથી વિશેષને ગ્રહતુંજ ઉપજે.

**પ્રશ્ન પાંચમો:**—મૂર્તિપૂજાના ખંડન મંડન સંબંધી કોઇ આજની ભાષામાં લખાએલ સારો ગ્રંથ આપના જાણવામાં હોય તો જણાવશો.

**ઉત્તર:**—મૂર્તિપૂજાના ખંડન મંડનનો વિષય વેદાંતમાં છે કારણ કે વેદ અને ઉપનિષદોમાં મૂર્તિપૂજાનું સ્પષ્ટ વિધાન નથી અને છે તે દ્વયર્થીક છે. પુરાણોમાં મૂર્તિપૂજાના સંબંધમાં લખાણ છે તેમ તેમાંજ કેટલુંક લખાણ મૂર્તિપૂજાને ઉથલાવી પાડે તેવું પણ છે જેથી વૈદિક સંપ્રદાયમાં અમુક મૂર્તિ માને છે અને અમુક નથી માનતા અને તે દરેક

વ્યક્તિવાળા પોતાના તરફથી સંતોષકારક પુરાવા પુરાણો વગેરેમાંથી રજુ કરી શકે છે. જો કે વેદ, ઉપનિષદ્ અને પુરાણોના આશ્રિતોમાં મૂર્તિપૂજા માનવી યા ન માનવીને તે અધિકાર ઉપર આધાર રાખે છે એટલે કે વેદના આશ્રિતોમાં સામાન્ય અધિકારીએ મૂર્તિ પૂજવી જોઇએ અને ઉત્તમ અધિકારીએ સામાન્ય વર્ગના ધર્મ સાચવવા માટે મૂર્તિપૂજવી જોઇએ અને ઉત્તમોત્તમ એટલે અનુભવી અધિકારીઓ મૂર્તિપૂજવીજ જોઇએ એવી ફરજથી રહિત હોઇ મૂર્તિ પૂજતા, માનતા નથી કારણ કે તેઓ અખિલ વિશ્વને ઇશ્વરની મૂર્તિ તરીકે માને છે. આવી વૈદિક પૂર્વાચાર્યોની માન્યતા છે છતાં તેમાં તકરાર રહ્યા કરે છે તેનું કારણ ફક્ત એટલુંજ છે કે માત્ર મૂર્તિ પૂજવાનું વિધાન બતાવનારા અને મૂર્તિ પૂજાને ઉથલાવી પાડનારા પુરાવાનેજ તે બંને વ્યક્તિવાળા સામાન્યપણે વળગી રહે છે અને અધિકાર ઉપર લક્ષ આપતા નથી; વળી અધિકાર સમજવો એ કાંઇ જેવી તેવી બાબત નથી. મુસલમાનોના કુરાને શરીફમાં તથા બાઇબલમાં તેમનાં ભાષાંતરો વાંચતાં સ્પષ્ટ સમજાય છે કે તેમાં મૂર્તિ પૂજાનું વિધાન નથી પણ મૂર્તિપૂજાથી તેઓ વિરૂદ્ધમાં હોય એમ સમજાય છે અને તેથી એ લોકોમાં આ બાબતમાં બે મત નથી પરંતુ આ દાખલા લઈને જૈનધર્મમાં તે વાત દાખલ કરવામાં આવે તો તે ન્યાયસર એટલે વ્યાજબી નથી પણ જૈનસૂત્રથી વિરૂદ્ધ છે કારણ કે જૈન સૂત્રોમાં મૂર્તિ પૂજાનું વિધાન સ્પષ્ટ બતાવેલું છે અને તે વિધાન દેવોના હસ્તે તથા મનુષ્યના હસ્તે થએલું છે. રાયપસેણી સૂત્ર, જીવાભિગમ સૂત્ર, જ્ઞાતાજી, ભગવતી સૂત્ર, વગેરેમા મૂર્તિપૂજા રીતસર લખેલી છે પણ મૂર્તિ ન પૂજવી એવું કોઈ પણ સ્થળે નીકળી શકતું નથી માટે જૈનોથી મૂર્તિપૂજા વિરૂદ્ધ બોલી શકાય તેમજ નથી. પરંપરાથી, સૂત્ર સિદ્ધાંતથી, જૈનોમાં મૂર્તિપૂજા તો સિદ્ધ થાય છે પણ મૂર્તિપૂજા વિરૂદ્ધ તો પૂર્વાચાર્યો કે સૂત્રો એક પણ શબ્દ બોલતાજ નથી; ઉપરાંત પુરેપુરી રીતે મૂર્તિ પૂજાનું સ્થાપન કરે છે. વળી જૈન સૂત્રો, ગ્રંથો કે પૂર્વાચાર્યો મૂર્તિ પૂજાની વિરૂદ્ધ છે એવું તો કોઈ પણ સાબિત કરી શકે તેમજ નથી, એમ હું મારા અનુભવ ઉપરથી કહું છઉં. જેઓ કલ્પાતીત છે, એટલે કે આચારની પહેલી પાર ગયા છે તેવાઓને આત્માનો ક્ષાયક અનુભવ હોઇ તેમને મૂર્તિ પૂજાની અગત્ય રહેતી નથી પણ તેથી કરીને જેમને ત્રીજા ગુણસ્થાનનું પણ ઠેકાણું નથી છતાં જેઓ પાંચમા ગુણસ્થાનનો દાવો કરી પોતાને શ્રાવક કહેરડાવે છે એવા કોઇ મૂર્તિપૂજા વિરૂદ્ધ વાત કરે તે જૈન સૂત્રથી અને જૈન પરંપરાથી કેવલ વિરૂદ્ધ બોલનારા છે એમ સમજવું એટલે કે જૈન સૂત્રોમાં જિન પ્રતિમા પૂજાનું વિધાન સ્પષ્ટ લખેલું છે માટે જૈનોએ મૂર્તિ પૂજવી કે ન પૂજવી તેવો વિચાર નહિ કરતાં શ્રીજિનેશ્વરની આજ્ઞા પ્રમાણે જિન પ્રતિમાનું સાદર અને ભાવપૂર્વક પૂજન કરવુંજ જોઇએ. મૂર્તિ પૂજા વિરૂદ્ધ, માત્ર છેલ્લા ત્રણસો વર્ષની અંદર ઢુંઢીઆ પંથ નીકળ્યા પછીજ નીરસ લખાણ લખાયું છે પણ તે લખાણ પક્ષપાત વાળું, કદાગ્રહ વધારનારું, સૂત્ર વિરૂદ્ધ અને આત્મ જ્ઞાનથી ઉલટું હોઇ કોઇ પણ રીતે જૈનોને તો માનનીય નથીજ. તો પણ જો તેવા ગ્રંથો વાંચવા હોય તો સૂત્રોનું ગુરૂ પરંપરાથી શ્રવણ કરી અને પછી સમકિતસાર, સમકિત શલ્યોદ્ધાર, ઢુંઢક મત નાટક, યશોવિજયજી મહારાજનું મોટું સ્તવન, જૈન તત્વાદર્શ, વગેરે વાંચી જવાં પણ તે ગ્રંથોનું યથાર્થ શ્રવણ કર્યા પછીજ વાંચવા. સૂત્રના શ્રવણ, મનન અને નિદિધ્યાસન પછી વાંચશો તોજ સ-

મળી શકાશે કારણ કે જૈન સૂત્રોમાં જિન પ્રતિમાનું પૂજન સ્પષ્ટ લખેલું છે પણ પ્રતિમા વિરૂદ્ધ એક પણ શબ્દ લખાયોજ નથી.

**પ્રશ્ન છઠ્ઠો:**—મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં તફાવત શો? દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત એ-ટલે શું? તથા તેમાં તફાવત શો?

**ઉત્તર:**—મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને નિકટનો સંબંધ છે મતિજ્ઞાનને આધારે શ્રુતજ્ઞાન અને શ્રુતને આધારે મતિજ્ઞાન છે એમ કહીએ તો તે ખોટું નથી શબ્દ યોજના પૂર્વનું જ્ઞાન તે મતિજ્ઞાન અને શબ્દ યોજનાથી ઉત્પન્ન થતું અવિશદજ્ઞાન તે શ્રુતજ્ઞાન અર્થાત મનનું જ્ઞાન, મનમાં ઉદ્દ્ભવેલું જ્ઞાન તે મતિજ્ઞાન, મતિજ્ઞાન એ અનુમાન સહિત જ્ઞાન છે. મતિજ્ઞાન એ મતિદ્વારા થએલા વિચારો શબ્દદ્વારા બહાર આવી કર્ણગોચર થએલા તે શ્રુતજ્ઞાન, શ્રુત પાછું વિચારણાદ્વારા મતિરૂપે થાય છે અને મતિજ્ઞાન શ્રુતરૂપે થાય છે, આવી રીતે મતિ અને શ્રુત જ્ઞાન સાથે રહ્યાં છે માટે નિકટ સંબંધવર્તી હોઈ અભિન્ન જેવાં છે. મતિ અને શ્રુત જ્ઞાનમાં અનુમાનનો આશ્રય લેવો પડે છે, માટે તે સંપૂર્ણ ચોકસ નથી છતાં સૂક્ષ્મ રીતે જોતાં બંને એકરૂપ છે પણ ક્રિયા ભેદથી કે શબ્દ વ્યવહારમાં બંનેને ભિન્ન ગણેલાં છે. મતિ એ પ્રેરણાજન્ય જ્ઞાન છે અને શ્રુત એ શબ્દથી બહાર આવી કર્ણ ગોચર થએલું જ્ઞાન છે. જ્ઞાનના પ્રકારો સારી રીતે સમજવા માટે નંદી સૂત્ર શ્રવણ કરવું જોઈએ. શ્રુત માટે શ્રી અનુયોગ દ્વાર સૂત્રમાં, શ્રુતજ્ઞાન ચાર પ્રકારે કહેલ છે " **सेकिंतं सुअं चउविहं पणत्तं तंजहा नामसुअं ठवणासुअं दव्वसुअं भावसुअं** " કેવું તે શ્રુત? ઉત્તર—શ્રુતજ્ઞાન ચાર પ્રકારે કહેલ છે, નામશ્રુત, સ્થાપના શ્રુત, દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત. નામ સાંભળવું તે નામ શ્રુત છે. તેના આકારને સાંભળવો તે સ્થાપના શ્રુત છે. નામ અને સ્થાપનાવાળા પદાર્થને શ્રવણ કરવું તે દ્રવ્ય શ્રુત છે અને શ્રવણનું શ્રવણ સાથે મનન કરવું કે ભાવ ભાવવા તે ભાવશ્રુત છે. ભગવતી સૂત્ર એ નામશ્રુતછે, પુસ્તકમાં લખેલું આખું સૂત્ર તે સ્થાપના શ્રુત છે. તેમાં લખેલું સાંભળવું તે દ્રવ્યશ્રુત છે અને સાંભળેલનું મનન કરવારૂપ ભાવ લાવવો તે ભાવશ્રુત છે. બીજી રીતે કહીએ તો જે શ્રવણ કરાય છે તે દ્રવ્યશ્રુત છે અને જે મનમાં ભાવ આવી શ્રુત યાદ આપે છે કે મનન થાય છે તે ભાવ શ્રુત છે. જેવી રીતે દ્રવ્ય પૂજા અને ભાવ પૂજા છે તેમાં દ્રવ્ય પૂજા તે ઉપચાર સહિત અષ્ટ પ્રકારાદિ પૂજા કરવામાં આવે છે તે અને ભાવપૂજા તે ભાવપૂર્વક માનસિક ક્રિયાથી કરવામાં આવે છે, તેમ—તેવીજ રીતે જે રીતસર શ્રવણ કરવામાં આવે છે એટલે કે વ્યાખ્યાન વગેરે સાંભળવામાં આવે છે તે દ્રવ્યશ્રુત છે અને દ્રવ્ય શ્રુતનું જે ભાવપૂર્વક મનન થાય છે તે ભાવશ્રુત છે. શ્રુત પદાર્થને જાણીને તેમાં ઉપયુક્ત થવું તે ભાવશ્રુત છે. શ્રુત પદાર્થને જાણવું તે દ્રવ્યશ્રુત છે. શ્રુત પદાર્થ તે નામ શ્રુત, શ્રુત પદાર્થની પદાર્થ રૂપે સ્થિતિ તે સ્થાપના શ્રુત, શ્રુત પદાર્થ જાણવો તે દ્રવ્યશ્રુત, અને શ્રુત પદાર્થ જાણીને તેમાં ઉપયુક્ત થવું તે ભાવના શ્રુત; તેજ પ્રમાણે મહાવીર સ્વામી એ નામ છે, અમુક પ્રતિમાજીને મહાવીર સ્વામીના નામથી સ્થિત કરી અર્થાત્ અમુક પ્રતિમાજીમાં મહાવીર સ્વામીનું આરોપણ કર્યું તે સ્થાપના, એમની મૂળ સ્થિતિ તે દ્રવ્ય અને તેમના સંબંધી જે મનમાં સંસ્કાર પડયા તે ભાવ ભાવશ્રુતમાં શ્રુતના ઉપયો-

ગના પરિણામ, તે ઉપયોગ પરિણામ. તે આગમ છે માટે આગમથી ભાવશ્રુત કહેલ છે. શ્રુતનું વિશેષ જ્ઞાન મેળવવા માટે અનુયોગદ્વાર સૂત્રનું શ્રવણ, મનન કરવું, અવશ્યનું છે.

**પ્રશ્ન સાતમો:**—આત્માને કર્મનો સંબંધ કેવી રીતનો છે ? આત્મપ્રદેશ ઉપર કર્મ વર્ગણા છે કે માંહો માંહે લોલીભૂત છે ?

**ઉત્તર:**—જેવી રીતે દુધ અને જળ ઓતપ્રોત હોય છે, તથા લોહના તપાવેલ ગોલામાં અગ્નિ વ્યાપક હોય છે તેવીજ રીતે જડ કર્મમાં આત્મા વ્યાપક છે અને આત્મામાં કર્મ વર્ગણા છે. આ નિયમાનુસાર કાષ્ઠમાં જેમ અગ્નિ વ્યાપક છે તેમજ કર્મથી બનેલાં આપણાં શરીરોમાં આત્મા વ્યાપક છે. પણ આત્મ પ્રદેશ ઉપર ખોભળાની પેઠે કે ઓપની પેઠે કર્મ નથી. ભાવાર્થ એવો છે કે ખીરનીરની પેઠે કર્મ અને આત્મા મળી ગએલ છે.

**પ્રશ્ન આઠમો:**—આત્માના આઠ રૂચક પ્રદેશ સિદ્ધ પરમાત્માના આત્મ પ્રદેશ જેવા નિર્મલ છે તો દરેક આત્મ પ્રદેશે અનંત જ્ઞાન દર્શન ચારિત્ર પ્રવર્તતું હોવું જોઇએ છતાં આત્મા આત્માને પ્રત્યક્ષ કેમ જોઇ શકતા નથી વળી તે રૂચક પ્રદેશ સ્થાન ક્યાં છે તે જણાવશો.

**ઉત્તર:**—આત્માના અસંખ્યાતા આત્મપ્રદેશ છે તેમાં આઠ રૂચક પ્રદેશ સિદ્ધ જેવાજ શુદ્ધ છે એ વાત સાચી પણ તે અસંખ્યાતા પ્રદેશ પાસે કાંઇ હિસાબમાં નથી. અસંખ્યાતા પ્રદેશે અજ્ઞાન કરનારી કર્મવર્ગણા વળગી રહેલી હોઈ માત્ર આઠ પ્રદેશે નિર્મલ જ્ઞાન છે તે હિસાબ વગરનું છે. અત્યારે આપણને જે કાંઇ ભાન છે તે રૂચકતાનો પ્રતાપ છે. એ આઠ પ્રદેશ શુદ્ધ છે પણ તે અનુભવીજ જાણી શકે પણ વર્ણવી શકે નહિ. તે શુદ્ધ પ્રદેશને પણ અમુક અપેક્ષાથી અજ્ઞાનાવરણ તો છેજ. આત્મા જાતે શુદ્ધ છે એ સિદ્ધિ બતાવવા માટે આઠ પ્રદેશ શુદ્ધ છે એવું કથન કરેલું છે. એક અપેક્ષાએ આત્મા જાતે સંપૂર્ણ શુદ્ધ છે અને બીજી અપેક્ષાએ અજ્ઞાન દૃષ્ટિએ અજ્ઞાની જણાય છે. એ આઠ પ્રદેશને નાભિસ્થાનમાં શ્રી જિનેશ્વરે કહેલ છે. સૂક્ષ્મ વિચાર કરતાં તો એમ જણાય છે કે ત્યાં પણ આત્માના અસંખ્યાતા પ્રદેશ છે પણ આત્માનું શુદ્ધત્વ બતાવવા માટે અસંખ્યાતમાંથી આઠ પ્રદેશનું વર્ણન કરેલું છે. વળી શ્વાસનું ઉત્પત્તિ સ્થાન નાભિ છે. શ્વાસ-પવન-નાભિએથી ઉપડીને શૂન્ય એટલે આકાશમાં સમાય છે એટલે કે પવનની સાથે પવન મળી જાય છે એ શ્વાસ જ્યાં સુધી જેવી સ્થિતિમાં ચાલે છે ત્યાં સુધી વધુ ઓછા સંકલ્પો થાય છે. એ પવનને જ્યારે નાભિસ્થાનમાં સ્થિર કરવામાં આવે છે ત્યારે સંકલ્પો પણ સ્થિર થાય છે ઓછા થાય છે-સંકલ્પો ઓછા થવાથી અંતર્દૃષ્ટિ રહી શકે છે. જેટલો સમય અંતર્દૃષ્ટિ રહે છે તેટલો સમય શાંતિ એટલે આનંદનો કે આત્માનંદનો અનુભવ થાય છે. આ અનુભવનું મૂળ કારણ સંકલ્પનું ઓછા થવું છે અને સંકલ્પ તો ત્યારેજ ઓછા થાય કે જ્યારે શ્વાસ-પવન નાભિસ્થાનમાં પ્રથમ સ્થિત થાય. આ પ્રકારે નાભિસ્થાનનો મહિમા બતાવવાની ખાતર નાભિસ્થાનમાં આત્માના આઠ રૂચક પ્રદેશ કહેલાં છે તે વ્યાજબીજ છે. જેઓ નાભિપાસેથી પછવાડે બરડાની કરોડ-ઈંગળ-પાટ-બંકનાળ-વાટે સુષુમ્ણા પ્રવાહ દ્વારા પવનને શિરાગ્રે-સોહમ્-બ્રહ્મરંધ્ર ચક્રમાં લઇ જાય છે તેઓને પણ નાભિસ્થાન અતિ અગત્યનું હોઇ અર્થાત્ આત્માના સાક્ષાત્કારમાં

નાભિસ્થાન અગત્યનો ભાગ ભજવતું હોઇ તથા સ્થૂલ દષ્ટિએ શરીરનો અગત્યનો ભાગ હોઈ, નાભિસ્થાને આઠ રૂચક પ્રદેશ કહેલા છે તે વ્યાજબીજ છે.

આ ઉપરથી સમજાશે કે આત્માના આઠ રૂચક પ્રદેશો નાભિસ્થાનમાં રહ્યા છે અને આત્માના અસંખ્યાતા ભાગમાં અજ્ઞાનાવરણ રહેલાં હોઇ આઠ પ્રદેશ તેની પાસે કાંઈ ગણતીમાં નથી. માટે દરેક કર્મવર્ગણાવાળાઓને અનંતજ્ઞાન જણાતું નથી પણ જેમ જેમ કર્માવરણ ઓછાં થતાં જાય છે તેમ તેમ જ્ઞાન પ્રકાશતું વધે છે, અને સંપૂર્ણ કર્મક્ષય થતાં સંપૂર્ણ જ્ઞાન પ્રકાશે છે એટલે કે જ્યારે સંકલ્પ વિકલ્પાત્મક મનની સંપૂર્ણ–સર્વથા વિલયતા થાય છે ત્યારે સંપૂર્ણ સર્વથા આત્માનંદનો અનુભવ પોતેજ કરે છે.

**પ્રશ્ન નવમો:**—પાંચ સ્થાવરમાં જીવની સાબિતિ વ્યવહાર દૃષ્ટાંતથી શી રીતે થાય?

**ઉત્તર:**—ઈંદ્રી સ્થાવર–પૃથ્વી કાય–, બંભી સ્થાવર (અપકાય), સંખી સ્થાવર (તેઉકાય), સુમતિ સ્થાવર (વાયુકાય), પયાવચ સ્થાવર (વનસ્પતિકાય), એ પાંચે સ્થાવરમાં તદ્વર્ણી જીવ હોવાથી, પાંચે સ્થાવર અતિ સૂક્ષ્મ જીવથી ભરેલા હોઈ, જીવરૂપ હોઈ, વળી તે જીવો અતિ સૂક્ષ્મ હોઇ તેને નરી આંખે જોઇ શકાતા નથી; પણ સૂક્ષ્મદર્શક યંત્રવડે તે સ્થાવરમાં રહેલ અતિ સૂક્ષ્મ નહિ એવા જીવોને બતાવી શકાય છે. એટલે કે યંત્રવડે સ્થાવરના જીવોને પ્રત્યક્ષ બતાવી શકાય છે. જગતનું–લોકનું–કોઇ પણ સ્થળ જીવ રહિત નથી પણ સર્વત્ર જીવ વ્યાપક છે. જ્યાં જુઓ ત્યાં ચૈતન્ય—જીવ–રહેલ જ છે.

**પ્રશ્ન દશમો:**—લેશ્યા એટલે શું? અને તેના પુદ્ગલો કઈ વર્ગણાના છે.

**ઉત્તર:**—દઢ રીતે થએલ માનસિક વિકાર, સંકલ્પ કે ભાવના તે લેશ્યા છે. લેશ્યાના પુદ્ગલો મનોવર્ગણાના જેવાંજ છે; કારણ કે આત્મારૂપ મનમાં ભાવ થવો તે લેશ્યા છે. શુભભાવ થાય તો શુભ લેશ્યા અને અશુભભાવ થાય તો અશુભ લેશ્યા. અધ્યવસાય અને લેશ્યા તથા પરિણામ એ નજીકના પર્યાય જેવાજ ભાવો છે. આત્મા, મનદ્વારા મનોવર્ગણાને લેશ્યા–ભાવ–પ્રમાણે ગ્રહે છે અને લેશ્યા યોગ્ય વર્ગણા બનાવે છે. લેશ્યાને લૌકિકમાં મતિના અર્થમાં કે આંતર ભાવના પરિણામના અર્થમાં વાપરે છે. ભાવાર્થ એવો છે કે લેશ્યા અને મનોવર્ગણાનાં પુદ્ગલો એક જાતનાં છે, એટલે કે મળતાંજ છે.

**પ્રશ્ન અગ્યારમો:**—અગુરૂ લઘુ પર્યાયનું સ્વરૂપ શું?

**ઉત્તર:**—ષટ્ દ્રવ્યમાં ષડ્ગુણ હાનિવૃદ્ધિ થયાંજ કરે છે એ સાબિતિ માટે અગુરૂ લઘુ માનેલ છે. અગુરૂ લઘુ એટલે મોટામાં મોટું અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ નહિ અર્થાત્ અવાચ્ય કે અનુભવગમ્ય જે પર્યાય તે અગુરૂ લઘુ પર્યાય: અગુરૂ લઘુ પર્યાયની રીતસર વ્યાખ્યા લખી શકાય નહિ પણ અનુભવમાંજ વિશેષે કરીને અનુભવી શકાય. વર્ણન તો માત્ર સામાન્ય રીતેજ થઇ શકે છે.

**પ્રશ્ન બારમો:**—દ્રવ્ય મન અને ભાવ મન એટલે શું? તથા તે ગુણ કોનો? વળી તે બંનેનો સંબંધ કેવો છે?

**ઉત્તર:**—મનોવર્ગણાનાં પુદ્ગલોથી બનેલ જે મન તે દ્રવ્યમન છે. અને તેનો સંકલ્પાદિ ભાવ તે ભાવમન છે, મનનું લક્ષણ તે ભાવમન છે. મનનો ગુણ એ મનો-

વર્ગણાનો ગુણ છે પણ તે આત્માના સાંનિધ્યને લઈને એટલે કે મને વર્ગણામાં આત્મા વ્યાપક હોય, આત્માને લઈને મનોવર્ગણામાં તેવો ગુણ જણાય છે. વાસ્તવ તે ગુણ આત્માનો નથી પણ મનોવર્ગણાનો છે—મનોવર્ગણાનાં પુદ્‌ગલોનો છે—વળી જેવી રીતે આત્માથી મન ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે તેવી રીતનો દ્રવ્યમન અને ભાવમનને સંબંધ છે એમ સમજવું નહિ, કારણ કે મન અને આત્મા તો વાસ્તવ જુદી જ વસ્તુઓ છે પણ દ્રવ્યમન અને ભાવમન એ બને શબ્દો એક મનને જ લાગુ થાય છે માટે એ પદાર્થો એકેકથી ભિન્ન નથી. મનોવર્ગણા પોતાના સ્વભાવાનુસાર કાર્ય કરે છે. તેમાં જ્ઞાનદશામાં આત્માને કશું લાગતું વળગતું નથી. માત્ર અજ્ઞાન દશામાં જ આત્મા સર્વ કરતો ભોગવતો અજ્ઞાનીને અનુભવાય છે એટલે કે અજ્ઞાનદશામાં મનના કાર્યને આત્માના ગણી લેવામાં આવે છે અને તેથી જ પોતે સુખી દુઃખી થતો હોય એમ પોતાને માને છે; આવો મન આત્મા વચ્ચે સંબંધ છે પણ દ્રવ્યમન અને ભાવમન તો ભિન્ન ભિન્ન વસ્તુઓ નથી. મનોવર્ગણા તે દ્રવ્યમન છે અને દ્રવ્યમનનું લક્ષણ તે ભાવમન છે.

**છેવટ બોધ:**—આવી રીતનાં પ્રશ્નોનો વિચાર કરવો એ બહુ સારી વાત છે અને તેનાં કરતાં પણ વિશેષ જાણવાનું તો એ જરૂરનું છે કે હું કોણ છું? જ્યાં સુધી આત્મસ્વરૂપ નથી જાણ્યું ત્યાં સુધી જે કાંઇ જાણ્યું છે તે નહિ જાણ્યા બરાબર છે. માટે હમેશાં બનતા સુધી એકાંત પ્રદેશે નિજસ્વરૂપનો વિચાર કરવો. જ્યારે એ સ્વરૂપ સમજાશે ત્યારે જ મુક્તિ મળશે. એ સિવાય કોટી ઉપાયો પૈકી જપ, તપ, સંયમ, કરો તેથી મુક્તિ મળશે નહિ. માટે જપ, તપ, સંયમ, વગેરેને આત્માને ઓળખવાનાં સાધનરૂપ ગણીને જપ, તપ, સંયમ, વગેરેનો સાદર અભ્યાસ કરવો જોઇએ. જો જપ, તપ અને સંયમને આત્મજ્ઞાન મેળવવા માટે જ કરવામાં આવે તો જ તે સફળ છે. જો આત્મજ્ઞાન સિવાય જપ, તપ, સંયમ કરવામાં આવશે તો તેથી પુણ્યનો બધ પડીને એક મોટી ઉપાધિવાળો જન્મ વધશે પણ તેથી શું? કાંઇ જ નહિ. માટે આત્માને ઓળખવામાં સહાયભૂત એવાં જપ, તપ અને સંયમનો આદર કરીને તે દ્વારા એકાંત પ્રદેશમાં કે શત્રુંજ્યાદિના સ્થળે વિજનમાં આત્મધ્યાન કરવું. એમ કરતાં જ્યારે નિજસ્વરૂપનો અનુભવ થશે ત્યારે જ મુક્તિ મળશે માટે સર્વથી પ્રથમ પોતે કોણ છે? એમ જાણવું જરૂરનું છે. આ આત્મા અનંતી વખત જ્ઞાન ભણ્યો છે, સાધુ થયો છે, દેવતા થયો છે, જપ, સંયમનો આદર કરી આવ્યો છે પણ તેથી તેની મુક્તિ થઇ નથી. તેનું કારણ ફક્ત એટલુંજ છે કે તેને પોતાના સ્વરૂપનો અનુભવ થયો નથી. બહાર દોડાદોડ કરેલી છે પણ અંદરમાં વિચારીને જોયું નથી. જો જોયું હોત તો આ દશા ન હોત!!! ભગવાન સૂત્રકાર પણ આચારાંગ સૂત્રમાં આત્માનું જ્ઞાન મેળવવા માટેજ ઉપદેશ આપે છે કે—
"इहमेगेसिंणो सण्णा भवइ तंजहा पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि पच्चत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि उत्तराओ वा दिसाओ आगओ अहमंसि उड्ढाओ वा दिसाओ आगओ अहमंसि अहे दिसाओ वा आगओ अहमंसि अण्णयरीओ वा दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि ॥ एवमेगेसिं णोणायं भवइ अत्थि मे आया उववाइए णत्थि मे आया उववाइए के अहमंसि केवा इओ चुओ इह पेच्चा भविस्सामि ॥ सेज्जं पुण जाणेज्जा सहसम्मइयाए, पर वागरणेणं अन्नेसिं अंतिए वा सो-

ज्चा तंजहा पुरत्थिमाओ वादिसाओ आगओ अहमंसि जाव अणयरीओ दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि ॥ एवमेगेसि णायं भवइ अत्थि मे आया उववाइए जो इमाओ दिसाओ अणुदिसाओ वा अणुसंचरइ सव्वाओ दिसाओ सव्वाओ अणुदिसाओ जो आगओ अणुसंचरइ सोहं ॥ से आयावादी लोगावादी कम्मावादी किरियावादी ॥ આ જગત્માં કેટલાક એવું નથી જાણતા કે હું ક્યાંથી આવ્યો છું? હું પૂર્વ દિશામાંથી આવ્યો છું કે દક્ષિણ દિશામાંથી આવ્યો છું? પશ્ચિમ દિશામાંથી આવ્યો છું કે ઉત્તર દિશામાંથી આવ્યો છું? હું ઊર્ધ્વદિશામાંથી આવ્યો છું કે અધો દિશામાંથી આવ્યો છું? હું અન્ય દિશામાંથી આવેલો છું કે અનુદિશામાંથી આવેલો છું? કેટલાક એવું પણ નથી જાણતા કે મારો આત્મા પુનર્જન્મ પામે છે કે નથી પામતો? તેમજ આગલા જન્મોમાં હું કોણ હતો અને હવે પછી કયાં જઈશ તે પણ કેટલાક જીવો નથી જાણતા. પણ કોઈ કોઈ જીવો જાતિસ્મરણાદિ જ્ઞાનવડે અથવા તે સંપૂર્ણ જ્ઞાનીના વચનવડે એવું જાણી શકે છે કે હું અમુક દિશા વિદિશામાંથી આવેલો છું તેમજ કેટલાકને એવું પણ જાણવામાં હોય છે કે મારો આત્મા પુનર્જન્મ પામ્યાજ કરે છે કે જે આત્મા કોઈ અમુક દિશા કે વિદિશા તરફથી આવ્યો છે જે કોઇ એક અમુક કે સર્વ દિશા વિદિશા તરફથી આત્મા અત્રે આવેલો છે તેજ હું છું. આવી રીતે જેમને અનુભવ થએલો હોય છે તેઓજ ખરેખર આત્મવાદી છે, લોકવાદી છે, કર્મવાદી છે અને ક્રિયાવાદી છે. ભવાર્થ એવો છે કે જેમને આત્મા છે એવો અને આત્મા પુનર્જન્મ પામે છે એવો જાતિસ્મરણ વગેરે જ્ઞાનથી જાતિ અનુભવ થએલો હોય છે તેઓજ આત્મજ્ઞાન કહેવાને, લોકનું વર્ણન કરવાને, કર્મનું સ્વરૂપ કહેવાને અને ક્રિયા . સમજાવવાને લાયક ગણાય છે. અહો કેવો શ્રીવીતરાગનો પરમ સિદ્ધાંત!!! इत्यलम् ॐ शान्तिः शान्ति. शान्तिः

ટંકારા—કાઠીઆવાડ.<br>તા. ૧૦–૪–૧૪ } ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી.

---

# સ્વીકાર અને સમાલોચના.

લેખસંગ્રહ ૧ લો ભાગ (કર્તા મુનિમહારાજશ્રી ચારિત્રવિજયજી પ્ર૦ મેઘજી હીરજી પૃ ૨૪+૨૩૫ અમદાવાદ ડા. જ્યુ. પ્રેસ કિં. બાર આના)—આમાં કર્તા અને જેને સમર્પણ કરવામાં આવેલ તે શેઠ ખેતસિંહ ખીમસીંહ જે. પીના એ ફોટા આપવામાં આવ્યા છે. કર્તા એક પ્રખર સુંદર અને મોહક વક્તા તરીકે પ્રસિદ્ધ થયેલ છે એટલુંજ નહિ પરંતુ તેમની દૃષ્ટિવિશાલતા પણ નોંધવા જેવી છે. આ બે ગુણો દરેક મુનિશ્રીમાં હોય તો આ સુધારાના જમાનામાં જૈનધર્મનું મહાત્મ્ય કે જે હાલ સુધી અંધારામાં રહેલ છે તે વિશેષ સરસ રીતે વિસ્તારી શકાય એ નિર્વિવાદ છે. આ ગ્રંથમાં ઉપયોગી અને નવીન સુંદર ૧૬ વિષયો સરસ શૈલીમાં અને દાત્ત વિચારોથી પરિપૂર્ણ આપવામાં આવ્યા છે. દરેક વિષય સંબંધી વિવેચન આમાં લખાયેલ ઉપોદ્ઘાતમાં સુંદર રીતે કરવામાં આવ્યું છે તેથી તે વાંચવાની ભલામણ કરવા ઉપરાંત વિશેષ અત્ર કરવું અમને પુનરૂક્તિ સમાન લાગેછે. સર્વે વિષયો દરેક જૈનને તેમજ જૈનેતરને મનન કરવા યોગ્ય

છે, અને તેવું મનન થયે અમને પ્રતીતિ છે કે જૈનસમાજમાં ગોંધાઈ રહેલી વિચાર સંકુચિતતા ઘણે અંશે દૂર થશે. કર્તાશ્રીએ અનેક પુસ્તકો બહાર પાડી પોતાના પ્રતિભાશાલી (originality વાળા) વિચારો બહાર મૂક્યા છે, તેવીજ રીતે અને બલ્કે તેથી વિશેષ ને વિશેષ પ્રમાણમાં જૈનસમાજ સમક્ષ મૂકતા રહેશે એમ અમે ઇચ્છીએ છીએ. તેમના દરેક ગ્રંથો ઘણા વિચારવા યોગ્ય છે તેથી દરેક જૈન પોતાની લાયબ્રેરીમાં રાખશે અથવા તેનો વાંચી વિચારી લાભ લેશે.

**કુંદકુંદાચાર્ય ચરિત્ર**—પૃ. ૫૩ અનુવાદક ને પ્ર૦ મૂલચંદ કિ. કાપડીઆ. સં. દિગંબર જૈન સુરત. મૂલ્ય ૦–૩–૯,–આનું બીજું નામ ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષનો જૈનનો સંક્ષિપ્ત ઇતિહાસ રાખવામાં આવેલ છે. શ્રીમદ્ કુંદકુદાચાર્ય દિગંબરોમાં મહા સમર્થ વિદ્વાન્ અને યોગી થઇ ગયા છે એ તેમના સમયસાર, પ્રવચન સાર અને અષ્ટ પ્રાભૃત આદિ પરમ ગ્રંથની શૈલી પરથી પ્રતીત થાય છે. તેના એક એક શ્લોક—ગાથા ટીકાકારને વિશાલ વક્તવ્ય પૂરૂં પાડે તેમ છે; તેના ગ્રથોને અમૃતચંદ્રસૂરિ જેવા પરમ શ્રુત દિ૦ આર્ય ટીકાકાર મળ્યા છે તેથી મૂળ કર્ત્તાની યોગ્ય પિછાન થઇ શકી છે. આ ચરિત્ર મૂળ શ્રીયુત તાત્યા નેમિનાથ પાંગળે એ 'વિવિધ જ્ઞાન વિસ્તાર' નામના મરાઠી માસિકમાં મરાઠી ભાષામાં પ્રસિદ્ધ કર્યું હતું અને જૂદું પણ છપાવ્યું હતું; અને તેનો ગુજરાતી અનુવાદ 'સનાતન જૈન' ના ૧૯૦૭ ના ઑગસ્ટ–અક્ટોબર ના અંકમાં આવી ગયેલ છે. આ અનુવાદ અમારા તરફથી થયો હતો. આનું લગભગ અક્ષરશઃ અવતરણ આ પુસ્તકમાં લેવામાં આવ્યું છે એમ અમે સરખાવતા જાણી શકીએ છીએ, તો તેવું દર્શાવવામાં પ્રગટકર્ત્તા અનુવાદક નામને પ્રાપ્ત ન કરી શકે એ કંઈ કારણ બાધક લાગ્યું? ગમે તેમ હો, પણ આ જૂદા પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા માટે શ્રીયુત મૂલચંદભાઇને ધન્યવાદ આપીએ છીએ. ચરિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ જાણવા યોગ્ય અને ઉપદેશની દૃષ્ટિએ બોધક અને વિચારણીય છે.

આમાં ખાસ વિરોધી તત્ત્વ એ છે કે સ્વમતના અભિનિવેશને લઇને શ્વેતાંબર સંપ્રદાય સંબંધે જે આક્ષેપ ને નિર્મૂળ ઐતિહાસિક 'ઉત્પત્તિ આપી છે તે પ્રત્યે અમને તિરસ્કાર છુટે છે. હાલના સહિષ્ણુતાના કાલમાં આવું લખાણ આવવુંજ ન જોઇએ. જ્યાં લવાદીથી તીર્થોના ઝઘડા પતાવવાની વાત મૂકાય, ત્યાં એક બીજાને ઉશ્કેરે અને ધાર્મિક લાગણી દુભવે એવું લખાણ કદી આગળ ધરી શકાય? નહિજ. છતાં પણ દિગંબર માન્યતા શ્વેતાંબર સંબંધે આવી હતી એમ બતાવવા માટે જણાવવું હોય તો તેમાં તે બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ મૂકવો જોઇએ અને તેની સત્યાસત્યતા તપાસી જણાવવું જોઇએ.

'દિગંબર જૈન' નામના માસિકની આ વર્ષની પ્રથમ ભેટ છે. પ્રકાશક તે માસિકના ગ્રાહકોને ઘણી ને સારી ભેટો આપે છે તે તેમનું કૌશલ્ય બતાવે છે.

**તત્ત્વાર્થરાજવાર્તિક**—આ ગ્રંથ શ્રીમદ્ ઉમાસ્વાતિવાચક કૃત શ્રીતત્ત્વાર્થ સૂત્ર પર સમર્થ અને તલસ્પર્શી ટીકારૂપે શ્રીમદ્ અકલંકદેવે રચેલો છે; અને તે કઠિન લોકોને પડશે તેથી શ્રી વિદ્યાનંદ સ્વામીએ તત્ત્વાર્થ શ્લોકવાર્તિકાલંકાર રચેલ છે કે જે પણ આ ગ્રંથમાલામાં પ્રગટ કરવાનો અભિલાષ જાહેર કરેલ છે. તત્ત્વાર્થ સૂત્રપર દિગંબરાચાર્યોએ જે જે પ્રમાણમાં ટીકાઓ કરી છે તેવા પ્રમાણમાં શ્વેતાંબરોને તે ગ્રંથ સર્વ માન્ય હોવા

છતાં કરેલ દેખાતી નથી. તે પરનું ટુંકું શ્રીમદ્ સિદ્ધસેન કૃત ભાષ્ય જ ફક્ત પ્રગટ થયેલું છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે જૈન તત્ત્વજ્ઞાન એ મહાસમુદ્ર છે અને તેમાં સામાન્ય વિદ્વાનોનો પણ ચંચુપ્રવેશ મહા પરિશ્રમ વગર થવો એ અતિ વિકટ છે. 'ધર્મ નિહિતં ગુહાયામ્'—એ સત્રનો સાક્ષાત્કાર અત્ર કરી શકાય છે. મૂલ અને ટીકા બંને સંસ્કૃત ભાષામાં છે. ત્રણ ખંડ થયા છતાં હજુ પંચમ અધ્યાય ચાલે છે. ગ્રંથ પૂરો થયે મૂલ કર્ત્તા પુરૂષ અને ટીકાકારનો પરિચય, વિસ્તૃત વિષયવાર અનુક્રમણિકા, વગેરે આ ગ્રંથમાં મૂકવામાં આવશે તો ઘણું ઉપયોગી પુસ્તક નિવડશે.

**जैनेन्द्र प्रक्रिया**-આચાર્યશ્રી ગુણનંદિ વિરચિત આ વ્યાકરણનો ગ્રંથ છે. આ પૂર્વાર્દ્ધ છે. ઉત્તરાર્ધ સહિત મૂલ્ય રૂ. ૧॥ સંપાદક વ્યાકરણશાસ્ત્રી શ્રીલાલ જૈન છે. ભાષા શુદ્ધિ માટે વ્યાકરણનું જ્ઞાન આવશ્યક છે અને તેથી સંસ્કૃત ભાષાના જિજ્ઞાસુએ આ અવલોકવું ઘટે છે. જૈનોએ વ્યાકરણ શાસ્ત્રમાં પણ ઓછો ઉંડો પ્રવેશ નથી કર્યો એ આ પરથી સિદ્ધ થાય છે.

**१ आप्त परीक्षा, अने**
**२ पत्र परीक्षा**
**३-४ समय प्राभृत १-२**
**५-७ तत्त्वार्थ राजवार्त्तिक**
**८ जैनेन्द्र प्रक्रिया**

આ ગ્રંથો અમને ભારતીય જૈન સિદ્ધાંત પ્રકાશિની સંસ્થા તરફથી શ્રીયુત પન્નાલાલ બાકલીવાલ તરફથી મળેલ છે તો તે માટે ઉપકાર માનીએ છીએ. આમાં છેલ્લા બેનું અવલોકન ઉપર લેવાઇ ગયું છે.

ઉક્ત ગ્રંથો અને સંસ્થા દિગંબરીય છે અને તેણે પુસ્તકો એવા બહાર પાડવા માટે હાથ ધર્યાં છે કે જે સમગ્ર જૈન તત્ત્વજ્ઞાન અને સાહિત્યનાં જૂદાં જૂદાં અંગોપર ઉત્તમ પ્રકાશ પાડી શકે તેમ છે આ જાણી દિગંબર બંધુઓની પ્રગતિ ઉતાવળી છે એમ જોઇ શકાય છે, આ સનાતન જૈન ગ્રંથમાલામાં મૂલ સંસ્કૃત પ્રાકૃત તથા સંસ્કૃત ટીકા સહિત દિગંબર જૈનાચાર્યકૃત દર્શન, સિદ્ધાંત, ન્યાય, અધ્યાત્મ, વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, પુરાણ, ઇતિહાસ, ગણિત, જ્યોતિષ, વૈદક વગેરે સર્વ પ્રકારના પ્રાચીન ગ્રંથ છપાય છે. દરેક અંક (ખંડ) દશ ફારમ ૮૦ પૃ. થી ઓછો હોતો નથી અને દરેકમાં એક બે કે ત્રણથી અધિક ગ્રંથ આવતા નથી. ૧૨ અંકોનું મૂલ્ય માત્ર ૮ રૂપીઆની નજીવી રકમ છે, અને દરેક અંકના ત્રણ આના વી. પીના છે. વળી નૈયાયિક, વૈદાંતિક અને સંસ્કૃત પુસ્તકાલયોની સેવામાં આ ગ્રંથમાલા વિના મૂલ્ય મોકલવામાં આવશે.

**आप्त परीक्षा अने पत्र परीक्षा**—આ બંને ગ્રંથો દિગંબરાચાર્ય સ્યદ્વાદ વિદ્યાપતિ શ્રીમદ્ વિદ્યાનંદ સ્વામીના બનાવેલા છે. ઈ. સ. ૮ મા કે ૯ મા શતકના આરંભમાં કર્ત્તા થયેલ છે, અને તે મુંબઇ યુનિવર્સિટીમાં એમ. એના કોર્સમાં દાખલ થયેલ અપૂર્વ ન્યાય ગ્રંથ નામે અષ્ટસહસ્ત્રીના બનાવનાર હોઈ મહા સમર્થ વિદ્વાન્ હોવા જોઇએ એ નિર્વિવાદ છે. આપ્ત પરીક્ષામાં આપ્ત પુરૂષ એટલે જેનાં વચન અવિરોધિ, સત્ય અને અવિચલ છે—જે સર્વજ્ઞ છે અને સર્વ દોષથી મુક્ત છે તે વગેરે તેનાં લક્ષણો વિસ્તારથી ન્યાયપુરઃસર વર્ણવેલાં છે. પત્ર પરીક્ષામાં પત્ર એટલે આચાર્ય પરંપરાથી આવેલ પ્રસિદ્ધ વાક્યની મીમાંસા છે. પત્રનો અર્થ 'प्रसिद्धावयवं वाक्यं स्वेष्टस्यार्थस्य साधकं,

સાધુગૂઢપદપ્રાયં પત્રમાકુરનાકુલં '–જેના દરેક અવયવ–અંગ વિશ્રુત છે, જે ઇષ્ટ અર્થને સાધક છે અને જે અનાકુલ અને સાધુના ગૂઢ રહસ્યવાળા પદ છે, એવો કરેલ છે. આમાં એકજ શ્લોક છે ને તેનાપર ૧૩ પાના જેટલી ટીકા છે. બંને સંસ્કૃત ગ્રંથ છે. પ્રસ્તાવના તથા કર્ત્તાનો પરિચય વિદ્વત્તાભરી શૈલીએ સંસ્કૃતમાં શ્રીયુત ગજાધરલાલ જૈને લખેલ છે. વિષયની અનુક્રમણિકા આપી હત તો વધારે યોગ્ય થાત.

**સમય પ્રાભૃત**—સમર્થ ભગવન્ કુંદકુંદાચાર્ય નામના દિગંબર સૂરિએ સમય પ્રાભૃત (સમય સાર) નામનો પ્રાકૃત સૂત્ર ગાથા બદ્ધ અપૂર્વ નિશ્ચયાત્મક ગ્રંથ રચેલ છે તે મૂલ, તેની સંસ્કૃત છાયા, અને તે પર વિદ્વાન્ શ્રી અમૃતચંદ્ર સૂરિની આત્મ ખ્યાતિ નામની ટીકા સહિત આ ગ્રંથ છાપવામાં આવેલ છે. બે ખંડ થયા છતાં તે અપૂર્ણ છે, કારણ કે તે મહાન્ ગ્રંથ છે પૂર્ણ થયે કર્ત્તાનો પરિચય, વિષયવાર અનુક્રમણિકા, વગેરે અપાવવાનો શ્રીયુત પન્નાલાલ પ્રબંધ કરશે એમ અમે ઇચ્છીશું. આ ગ્રંથ ઉપરથી હિંદીભાષામાં અધ્યાત્મરસિક શ્રીમદ્ બનારસીદાસજીએ સમયસાર સંવત ૧૮ માં સૈકામાં રચેલ છે કે જે પ્રકરણ રત્નાકરમાં છપાયેલ છે. તે ઉપરાંત મૂળનો અર્થ અને તે પર ટીકાનું રહસ્ય, કલશ આદિ હિંદિભાષામાં વચનિકારૂપે છપાયેલ છે તે સંસ્કૃત ભાષાથી અજ્ઞ પણ વિચારક પુરૂષોએ ખાસ વાંચવા, મનન કરવા, અને રટન કરવા યોગ્ય છે. વેદાંત જે ભૂમિકાનું છેલ્લામાં છેલ્લી તરીકે વર્ણન કરી શકે છે તેના કરતાં પણ આગળની ભૂમિકા જૈનમાં છે તે આ ગ્રંથ વાંચ્યાથી સુપ્રતીત થાય છે. તદ્દન નિશ્ચયાત્મક ગ્રંથો જેટલા દિગંબરોમાં છે તેટલા અન્યમાં નથી અને તેમાં આ ગ્રંથ તો અવધિ છે–પ્રાધાન્ય છે–સમયનો અર્થ જેનો સમ્યક્ અયઃ એટલે બોધ થાય છે તે, એટલે આત્મા એ સમજવાનો છે. પ્રાભૃતનો અર્થ સાર, શુદ્ધાવસ્થા એ છે. આત્માનો સાર અથવા આત્મા એજ સાર છે તે સમય-પ્રાભૃત. છેવટે કહીએ છીએ કે,

નમઃ સમયસારાય સ્વાનુભૂત્યા ચકાસતે
ચિત્સ્વભાવાય ભાવાય સર્વભાવાંતરચ્છિદે.

**શ્રીપાલચરિત્ર**–(અનુવાદક માસ્ટરદીપચંદજી ઉપદેશક. પ્ર૦ મૂલચંદ કિસનદાસ કાપડીઆ. પૃ.૧૯૦+૧૦ મૂ૦ ૧-૨-૦) આ હીંદી ભાષામાં મૂલ પરિમલ્લ નામના કવિએ સં. ૧૬૫૧ માં કરેલ હિંદી પદ્યમાંથી ભાષાન્તર થયેલ છે. આ હિંદી પદ્ય મૂળ શેમાંથી થયું તે જણાતું નથી. આનું બીજું નામ નંદીશ્વર વ્રત (સિદ્ધચક્ર) મહાત્મ્ય છે. આ વ્રત પાલનથી શ્રીપાલ કેમ રાજા થયો, જૂદી જૂદી સૌંદર્ય અને ગુણથી ભરેલી સ્ત્રીઓ પરણ્યો વગેરે જણાવવાનો આ કથાનો ઉદ્દેશ છે. આ દિગંબરી ગ્રંથ છે; શ્વેતાંબરોમાં પણ શ્રીપાલનો રાસ (શ્રી વિનયવિજયજીએ આરંભેલ અને શ્રી યશોવિજયજીએ પૂરો કરેલ સં. ૧૭૩૮-૯ ગુજરાતી ભાષામાં છે, તે વ્યાખ્યાનમાં તેમજ લગભગ ઘેરેઘેર વંચાય છે બંનેનું કથા વસ્તુ લગભગ સરખું લાગે છે અને નામો પણ સરખાં આવે છે, છતાં બંને ટીકાકાર દષ્ટિએ તપાસી કોઈ તેમાં રહેલ ભેદ, વર્ણન શૈલી વગેરે પરત્વે પ્રકાશ પાડશે તો સારૂં થશે. શ્વેતાંબરોમાં શ્રીપાલ ચરિત્ર સંસ્કૃતમાં તેમજ પ્રાકૃતમાં રચાયેલ છે, છતાં બીજાં ચરિત્રો બહાર પડેલ છે, પણ હજું આ લોકમાન્ય ચરિત્ર મૂલ ભાષામાં—પ્રાચીન બહાર પડેલ નથી તો કોઇ સંસ્થા તે કાર્ય ઉપાડી લેશે. આ ગ્રંથ 'દિગંબર જૈન' નામના માસિક તરફથી પોતાના,

આ વર્ષની ચોથી ભેટ તરીકે પ્રકાશક કે જે તેના તંત્રી છે તે તરફથી અપાયેલ છે, અને તે સાહસને સ્વ૦ રૂપામાજીના સ્મરણાર્થે તેમના પુત્રવધુ ચંપાબાઈ તરફથી દ્રવ્ય સહાય મળી ઉત્તેજન મળ્યું છે તે ઘણી આનંદની વાત છે.

આ ભાષાંતરની ભાષા સારી છે, પણ સંસ્કૃત શ્લોકો આપતાં કાળજી નથી રહી તેથી અશુદ્ધતા ઘણી આવી ગઈ છે. જુઓ પૃષ્ઠ ૫૨.

वपग्रविषयाविषया हारो त्यागो यत्र विधीयते ।

उपवासो स विज्ञेय शेषं तु लंघनम विदुः ॥

આમાં ' વિષયા વિષયાહારો ' ને બદલે ' વિષયાહારાણાં ' કે એવું કંઇ જોઇએ, વળી વિજ્ઞેયઃ તથા લંઘનં એમ જોઇએ. આ ઉપરાંત આનો અર્થ પણ આપવામાં આવ્યો નથી. આવા આવા દાખલા અનેક છે. તો બીજી આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે; વળી મૂળ હીંદીપદ્યના કર્ત્તાની પ્રશસ્તિ આપવી જોઇતી હતી.

**જંબુસ્વામી ચરિત્ર**—અ૦ તેજ અને પ્ર૦ પણ તેજ. પૃ. ૬૮ મૂ. ૦-૪-૦ આ મૂળ જિનદાસ કવિકૃત હિંદી પદ્યમાંથી અનુવાદ છે. આમાં અનુક્રમણિકા, મૂળ હિંદી પદ્યના કર્ત્તાની પ્રશસ્તિ નથી. બીજી આવૃત્તિમાં તેપર ધ્યાન લેવાશે એમ ઇચ્છીએ છીએ. ચરિત્રની ભાષા સારી છે અને વસ્તુકથા દિગંબરી છે તેથી તપાસતાં શ્વેતાંબર કથાથી ઘણી ભિન્ન છે. આ ઐતિહાસિક પુરૂષ છે અને તે સુધર્મા સ્વામીના પટ્ટધર હતા, તેથી બંને વસ્તુમાં શા કારણે ભેદ હોય છે તે સમજી શકાતું નથી. શું શું ભેદ છે અને તે ભેદ હોવાનાં શું કારણો છે તે કોઈ સમજાવશે તો ઘણો પ્રકાશ ઇતિહાસ દૃષ્ટિએ પણ પડી શકશે. એકંદરે ચરિત્ર બોધક ને રસપ્રદ છે. દિગંબર જૈનના ૭ મા વર્ષની ૭ઠી ભેટ છે.

**સ્વામી શિષ્ય સંવાદ**—(પ્ર૦ મેઘજી હીરજી કું. પાયધુની મુંબઇ, મૂ૦ વાંચન અને મનન. પૃ૦ ૬૦ .) સ્વામી શ્રી વિવેકાનંદ અમેરિકામાં આર્યધર્મનો વિજયધ્વજ રોપનાર અને શૌર્યથી પ્રગતિના દુંદુભિ વગાડનાર તરીકે જગતમાં પ્રસિદ્ધ થયેલ વીર પુરૂષ છે. તેમની અને શિષ્યની વચ્ચે થયેલ સંવાદ એવા મનોરમ્ય, પ્રોત્સાહક અને રસપ્રદ છે કે તે વાંચતાં વાંચતાં શૌર્ય આવે અને હવેથી આ પ્રમાણે આપણા જીવનનો પ્રવાહ અમુક વહેડાવીશું એવું થઇ જાય છે.

આમાં આઠ સંવાદો છે તે ખાસ વાંચી મનન કરવા યોગ્ય છે. આવા સંવાદોનું પુસ્તક મી મેઘજી હીરજીએ પોતાના લગ્ન પ્રસંગે લ્હાણી તરીકે વહેંચવા માટે પસંદ કર્યું એ અનુકરણીય છે. અનુવાદ શ્રીયુત સુશીલે સુંદર રીતે બંગાલીમાંથી કર્યો છે, પરંતુ પ્રુફ વાંચનારની ખામીને લીધે અશુદ્ધિ ઘણી રહી ગઇ છે તે બીજી આવૃત્તિમાં સુધારાશે એમ ઇચ્છીએ છીએ.

**રત્નાકર પચ્ચીશી**—(પ્રયોજક અને પ્ર૦ માવજી દામજી શાહ પૃ. ૨૪ કિંમત એક આનો. ) પ્રસ્તાવનામાં રત્નાકર સૂરિનું ચરિત્ર આપેલ છે કે જે આ માસિકમાં છપાઇ ગયું છે. તેની સાથે તે કર્ત્તા પુરૂષનું વિશેષ ચરિત્ર જૈન શાસનમાં તથા ઉક્ત માસિકમં અપાયેલી ફુટનોટ વગેરેનો આધાર લઇ વિશેષ પુષ્ટ કરવામાં નથી આવ્યું જાણી માવજીભાઈ એટલા ' uptodate—અપ્ટુડેડ. ' નથી એમ કહેવું જોઈ શે. પછી મૂળ શ્લોક, તેનું સમશ્લોકી ભાષાંતર અને તેનો ગુજરાતી અર્થ આપેલ છે, ભાષાંતર ઠીક છે. વિવેચન થયું હત તો વધારે સારૂં હતું.

## पहोंच

નીચેનાં માસિકોની ત્રિમાસિક પહોંચ ઘણા માન સાથે સ્વીકારીએ છીએ.

આનંદ પુ. ૧૧ અં. ૫-૮, આત્માનંદ પ્રકાશ પુ. ૧૧ અં. ૮-૧૧, કેળવણી પુ. ૨૬ અં. ૮-૧૧, ગુજરાત શાળાપત્ર પુ. ૫૩ અં. ૩-૬, વૈરાગ્ય પુ. ૧૫ અં. ૬, જૈન ધર્મ પ્રકાશ પુ. ૩૦ અં. ૧-૪, जैन हितैषि पु. १० अ. २-७ જૈનહિતેચ્છુ પુ. ૧૬ અં. ૩ પ્ર, Jain Gazette Vol 10 Nos 1-4, દિગંબર જૈન પુ. ૭ અં. ૬-૯ પટેલ બન્ધુ ૫-૬ અં. ૬-૭, પુષ્ટિ ભક્તિ સુધા પુ. ૫ અં. ૧-૩, બુદ્ધિ પ્રકાશ પુ, ૬૧ અં. ૩-૬ બુદ્ધિપ્રભા પુ. ૬ અં. ૧-૩, શ્રી ભક્ત પુ. ૧૧ અં. ૧-૨, मर्यादा पु. ७ अं. ૪-૬, વસન્ત પુ. ૧૩ અં. ૧-૫, वार्तावारिधि પુ. ૬ અં. ૧, વિવેચક પુ. ૨ અં. ૩-૬, वैश्य पत्रिका પુ. ૧૦ અં. ૭-૧૦, वन्दे जिनवरम् पु. ६ अं. १, સત્ય પુ-૩ અં. ૯-૧૨, સમાલોચક પુ.૧૯ અં. ૩-૪ ૫,સાહિત્ય પુ. ૨ અં.૩-૭, સુન્દરી સુબોધ પુ.૧૧ અં. ૫-૬, સુદર્શન પુ. ૨૯ અં. ૧-૩, જ્ઞાન સુધા પુ. ૧૦ અં. ૧-૩, સિવાય સાપ્તાહિક, પાક્ષિક પત્રો જે મળે છે તે નિયમિત આવેલ છે.

---

## स्त्री वांचन विभाग.

સંપાદિકા—નિર્મળા બહેન

### ૧ ભાઇને ઓવારણાં.

( ભૈરવીની લય. )

પ્રિય ઓવારણાં લઉં વીર !
મીઠાં ઓવારણાં લઉં વીર !
હૃદય પાત્રમાં ધરી રહીને,
પ્રેમના અતિ શુદ્ધ અક્ષતને;
વિશ્વાસ-તિલક કરૂં ધીર-મીઠાં.
આશા પુષ્પની માળ અર્પીને,
આનંદાશ્રુ પોઉં હર્ષીને;
કુશલાં રહો આત્મ-શરીર-મીઠાં.
ચિરંજીવ રહી કીર્તિ પ્રસારો,
ઋદ્ધિ સિદ્ધિ પરમાર્થ વધારો;
૧૦-૬-૧૪ થાઓ મહાભાગી મહાવીર-મીઠાં.

---

## ૨ સ્ત્રીનો પડદો ક્યારે શરૂ થયો ?

કાઠિયાવાડમાં જૈન તેમજ હિંદુ સ્ત્રીઓ પોતાના પતિ કરતાં વધુ વયવાળા સ્વજનો અને પતિના મુરબ્બીઓને પોતાનું મોં દેખાડતી નથી અને તેથી પોતાના પહેરેલા વસ્ત્રના મસ્તક પરના ભાગને ખેંચી મોઢું ઢાંકે છે તેને ' લાજ કાઢવા 'નો રિવાજ કહે છે. આમ થવાનું શું કારણ હશે તે તપાસતાં ઘણા લોકો એમ ખાત્રીપૂર્વક માને છે કે તેની શરૂઆત મુસલમાની અમલમાં લાજ લૂંટવાના જૂલમીપણાને લીધે તેમજ તેઓમાં પણ તેવો રિવાજ હોવાને લીધે પડી છે. આ રિવાજ ગુજરાત અને કચ્છમાં ચાલુ છે જ્યારે સુરત તેમજ મહારાષ્ટ દેશમાં નથી, પણ પંજાબ અને બંગલામાં પડદામાં રહેવાનો રીવાજ છે અને ત્યાં ઝનાનો રહે છે. કેટલાક એમ ચોક્કસ માને છે કે મુસલમાનમાં પડદાનો રિવાજ તેમના ધર્મ પુસ્તક કુરાનને આધારે છે, પણ હમણાં એક મુસલમાન સજ્જને તે વાત જૂઠી પાડી છે. કુરાનમાં એવો એક પણ આધાર નથી. ખરી રીતે મુસલમાનોમાં પડદાનો રિવાજ હજરત મહમદ પેગંબરના મરણ પછી ત્રણસેં વર્ષે શરૂ થયો હતો. આ રિવાજનું ખરૂં કારણ મુસલમાન લોકોનો ઈરાનીઓ સાથેનો સંબંધ, સ્ત્રીઓ વિશેની અદેખાઇ, વહેમ અને અભિમાન માત્રજ છે. હજરત મહમદ પહેલાં માત્રજ છે. હજરત મહમદ સાહેબ પહેલાં અરબસ્તાનના લોકો અર્ધ જંગલી હાલતમાં હતા. તેમની સ્ત્રીઓને સભ્ય બનાવવા માટે પહેરવેશ વગેરેમાં ફેરફાર કરવાની આજ્ઞા તેમણે કરી હતી, પણ સ્ત્રીઓને પડદામાં કેદ કરવાનું કહ્યું નહોતું. મહમદ સાહેબના કુટુંબની સ્ત્રીઓ કદી પણ પડદામાં રહી નથી. પેગંબરની પુત્રી ફતીમાં ખલીફાને વિવાદમાં હંમેશ મદદ કરતી હતી. તેમની પૌત્રી જૈનાબ પોતાના ભત્રિજાને બચાવવા સારૂ સ્વયં અત્યાચારી યજીદના દરબારમાં ગઈ હતી, અને તેની સામે થઇ હતી. લેખકના મત મુજબ જે મુસલમાનો હાલના સમયમાં પોતાની સ્ત્રીઓને પડદામાં બંધ રાખે છે તેઓ પેગંબરની આજ્ઞાથી ઘણા દૂર થતા જાય છે. અમે આશા રાખીએ છીએ કે, અમારા જૈન હિંદુ તેમજ મુસલમાન બંધુઓ આ બાબત ઉપર દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરશે. ઉચ્છૃંખલ સ્ત્રી સ્વાતંત્ર્યના અમે હિમાયતી નથી. પરંતુ આ દેશની સ્ત્રીઓને શાસ્ત્રમાં અપાયેલા તેમના વાજબી હકો પુરૂષો તરફથી મળે અને તેમની પશુ જેવી થઇ પડેલી હાલતમાં જલદી સુધારો થાય તે માટે અમારા બંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરીશું કે સ્ત્રી જાતિ તરફનો પોતાનો પક્ષપાત તેમણે હવે જરૂર છોડી દેવો જોઇએ અને તેમની સ્થિતિ સુધારવા બનતો પ્રયત્ન કરવો જોઇએ. દેશને આબાદ બનાવવા માટે સ્ત્રીઓને વાજબી છુટ સાથે જ્ઞાની તેમજ સ્રીત્વના ગુણવાળી બનાવવાની મોટી જરૂર છે. એ વાત હવે વધુ દાખલા દલીલો આપીને સમજાવવી પડે તેમ નથી. હવે તો કર્તવ્યપરાયણ બનવાનીજ માત્ર જરૂર છે. અમે ઇચ્છીએ છીએ કે સ્ત્રી જાતિની ઉન્નતિ વડે અમારા દેશ બાંધવો તેમના પૂર્વજોએ મેળવેલી અક્ષય કીર્તિ પુનઃ સંપાદન કરે.—આર્ય સુધારક ઉપરથી.

## ૩ નિરાધાર બાળકી.

તોટકવૃત્ત

ગિરનાર તમે પડી એક શિલા, કરૂણા ભરી ગાતી અશોક લીલા;
સ્થૂળ એહ છતાં રસરેલ પુરે, ભરતી કંઇ ચેતન ભારી ઉરે. ૧

ઇતિહાસ અશોકતણો જણવે, ગીતકાવ્ય સમૂહનું કાવ્યકળે;
ગતકાળ ઉરે કંઈ તર્ક પુરે, સ્મરણે હિંદ સાત્વિકતા ઉભરે. ૨

મનથી કંઈ એહ શિલા ઉચરી, " બહુ લોક ચડે ગિરનાર ગિરિ;
નિજ દેવતણા કરી દર્શનને, ખરચે તનને અતિશે ધનને. ૩

મનમે પણું કોઇ નહિ ખરચે, ખરૂં પુણ્ય કયું ? નહિ તે ચરચે;
કરી ઉજમણુંજ સમોસરણાં, ધરી ભેટજ અન્નકુટો ન મણા; ૪

વળી દેવળ બાંધીજ દેવતણા, હૃદયે કંઇ રાજી થતા બમણા;
બહુ તીર્થ ફરે, ધન તે ન ધરે ઉનતિ કરવા નિજ ધર્મી કરે. ૫

ધની કો દિન દીન દુઃખો ન જુએ, નહિ આશ્રય દે નિજ પંથી ખુએ;
જન નિજની જાય ઘટી વસતી; કદીએ ન વિચાર કરે મનથી. ૬

નિજ ભ્રાતસમા ભૂખને ભડકે, જન તો નિરઉદ્યમી થઇ ભટકે;
તદપિ ધની નાંહી વિચાર કરે; કરવા તીર્થો કદિ ના વિસરે. ૭

શું કહો પછી દેવળથીજ સર્યું ? શું કહો પછી ભેટ ધર્યેથી વળ્યું ?
મનુષ્યોની દયા ન ધરો શું ફળે ? શું કૃતાર્થ થતા જઈ તીર્થ સ્થળે ? ૮

કરી દર્શનને પછી ઘેર જતા, થયું સાર્થક શું ? મન ના ધરતા
પ્રિય માનવની ન દયા વિસરો, જડ હું કહુંછું ઉર તેહ ધરો. ૯

શુભ જીવ દયા ઉપદેશી રહી, પણ કોણ શૂણે મુજનુંજ અહીં ?
જડ હું શું વિશેષ તનેજ કહું ? મમ બાળકી તે કથશેજ સહુ:" ૧૦

ઉપજાતિ.

મને પ્રવાસીજનને કહ્યું જે, ધર્યું હૃદે તે દુઃખથી બધું મે;
અનાથનો વાંક નથી લગાર, બુભુક્ષિતો કિં ન કરોતિ પાપં. ૧૧

દુકાળ જે છપ્પનીઓ પડયો છે, લીધેલ બોટો ગુરૂ વાવરે છે !
નાના કદી સેવક કાજ પાઈ, ગુરૂ નથી વાવરતાજ હાય ! ૧૨

દોહરા.

ગયો બાળકી પાસ હું, પડી હતી તે દૂર;
પહોંચ્યો પાસે જોઇ મેં, હતી દુઃખે ભરપૂર. ૧૩

ઉચર્યું, ' બાળા બેનડી ! બેઠી થાને બોલ;
શા માટે પડી છે અહીં, તારૂં દુઃખ ખોલ. ૧૪

તોટક.

" છઉં જાત હું ભ્રાત ! તમારી ખરી, પણ માતપિતાજ ગયાં છે મરી;
નથી ભગિની કોણ સગાં મુજનાં, નથી દીન સ્થાન ગૃહસ્થ તણાં. ૧૫

જીવરક્ષક ધર્મીતણાં મુખડાં, નિરખ્યાં પણ ના ઘટીઆં દુ:ખડાં;
મનુ જો તણું રક્ષણ તો કરવા, કયમ બોધ ન દે ગુરૂજ ગરવા? ૧૬
ન અનાથતણા કંઇ આશ્રમની; દિસતી કયમ ના કંઈ ગોઠવણી?
ગુરૂબોધ કરે ન સમો વરતી, દીધી ક્ષુદ્ર વધારી ઉપાધિ અતિ. ૧૭
નહિ આશ્રમની કંઇ ગોઠવણી, નહિ આપવી કોઇએ કેળવણી;
ન સમા પરમાણુ કરે કંઇ હા! ગુરૂ ને ધની દોષી બને બમણા. ૧૮
ધનકોટી અને કંઈ લક્ષ ભર્યાં, સઘળા શુભ સેવકનાં ધરિયાં;
પ્રભુ! સેવકકાજ પઇ પણ ના વપરાય, થશે દીનની શું દશા? ૧૯
સતધર્મજ શું? નથી રે સમજ્યા, શું દયા ખરી? તે વિસરીજ ગયા."
કહી, રોઈ પડી અતુલી અબળા, નહિ શબ્દ લખી શકતો સબળા. ૨૦
દઈ ભાતું, દઇ જળ શાંત કીધી, દઇ ધીરજ બાળકી સાથ લીધી;
કરવા શુભ તીરથ શેઠ તહીં ઉતર્યા, જઈ ત્યાં કંઈ વાત કહી, ૨૧
"ભડભક્ત ભલા! દુ:ખી બાળકી આ, નથી માતપિતા અતુલી અબળા;
નિજ ધર્મ અને નિજ જ્ઞાતિતણી, પ્રિય બાળકી આજ અનાથ બની. ૨૨
કરી રક્ષણ પુણ્યની પ્રાપ્તિ કરો, ભડભક્તનું નામજ સાર્થક તે."
ભડભક્ત વદ્યા "ન કહો મુજને, જન દુર્બળ તો બહુએ રખડે. ૨૩

દોહરા.

પાપ કરેલજ પરભવે, તેથી તે દુ:ખી થાય;
તેને મદદ કર્યા થકી, પુણ્ય કદી નવ થાય. ૨૪
દેવળ બાંધો તો હઉં, સારી તમને સ્હાય;
પણ પાપી પેલે ભવે, તેને દૈશ ન કાંઇ." ૨૫
'જાય કમાવા ક્યાં? કહો,' કહેતાં કહે ધનેરાય;
'ગામ પડ્યું આખું બધું, માગી ટુકડા ખાય.' ૨૬

તોટક.

ગઈ આશ્રમ અન્ય વિષે અબળા, સુખી થૈ મળી કેળવણી ઉમદા;
મળવા જઈ મેં સઘળું નિરખ્યું, દુરથી દીઠી કે ઉર આ હરખ્યું. ૨૭
દુરથી મુજને નિરખી હરખી, ધસતી ઉમરા મહીં આવી ઉભી;
મળી આદરથી વદી વેણ રૂડાં, શું મનોહર મંજુલ પ્રેમ ભર્યાં! ૨૮
શુભ ધર્મ અને નીતિ શિક્ષણની, મધુરી મુખ વાત વિદ્યાની વદી;
ગુણરાગી વિદુષી વળી નરવી, સરલા સુગુણા સુઘડા ગરવી. ૨૯
"પ્રિય કૃષ્ણકુમારી! તને પરખી, પ્રીતિ પાત્ર પ્રવીણ બની નિરખી;
ગત જન્મતણાં ઋણબંધનથી, તુજની સ્થિતિ આવી નિહાળી નકી. ૩૦
વયમાં વીશ વર્ષ વીત્યાં તુજને, પણ બાળકુંવારી દીસે મુજને;
વિનયે વધી જ્ઞાન વિષે વધી તું, સુખી જ્યેષ્ટ દીસે સહુમાં સુખી તું." ૩૧
"પ્રિય ભ્રાત! સુખી છું બધીય રીતે, અરપ્યું મુજ જીવન વિશ્વહિતે;
ઉપકાર કદી મુજ રક્ષકનો, ભુલું ના જરીએ જીવતાં સુધી તો. ૩૨

સ્મરણે ચડતું સહુ પાછળનું, ધનરાયે ન સાં'ય કરી ન ભૂલું;
કર્તવ્ય પરાયણ ધર્મ અહો, કરતવ્યવિમુખજ પંથ તજ્યો." ૩૨
કરી બોધ હું ' રક્ષક ધર્મતણો, બદલો ઉપકારતણો એ ગણો;
શિખવો શુભ આપ સમાજ મહીં, વદીએ ભરી લોચનઅશ્રુ સહી.' ૩૩
' મળ્યું રક્ષણ આપ સમાજ મહીં નહિ તેથીજ ભ્રાત ! હું આવી અહીં;
શિખવો શુભ ધર્મ સમાજ વિષે, શિખવો વળી હાનિ થઇ જે દિસે ' ૩૪

દોહરો.

કહ્યું વિશેષે જે મને, કહેતાં અશ્રુ ભરાય;
' ધર્મગુરૂ ઉપદેશની, હવે ફેરવો ધાંય.
ખરૂં પુણ્ય ને ખરી દયા, ખરો ધર્મ તે શુંય ?
ખરી ભેટ પ્રભુને કઇ ગમશે ? કહ્યું બધુંય.
તીરથ જાત્રા દેવળે, જે જે ધન ખરચાય;
સમાજ ઉનતિ કાજ જો, તે સઘળું વવરાય.
તો તો આ સમયે ઘણું, સુકૃત કરી શકાય;
વિના આશ્રમે હાનિ જે થાયે, તે નવ થાય.
સમજો સમજુ ! આ કથા, સમજો સાચો ધર્મ;
ખરચો ધન શુભ માર્ગમાં, એજ ધર્મનો મર્મ.
આ કાળે જેની જરૂર, તેમાં ધન વવરાય;
ખોટાં ખરચો ના કરો, એજ અહીં કહેવાય.
તીરથ જાત્રા દેવળે, અતિશે ધન ખરચાય;
દીન, દુઃખી સુખીઆં થવા, વાવરજોઘ ભાઇ.

—શુક.

## શ્રીમદ્ યશોવિજયજીકૃત ૧૦૮ બોલ.

( ગતાંક, પૃ૪ ૧૮૦ થી ચાલુ. )

' સમ્યગ્ દૃષ્ટિજ ક્રિયાવાળી હોય ' એવું કહે છે તે ન ઘટે, જે માટે એક પુદ્ગલ પરાવર્ત શેષ સંસાર ક્રિયારૂચિ ક્રિયાવાદી દશાચૂર્ણિ પ્રમુખ ગ્રંથે કહ્યો છે. ૩૫

' મિથ્યાતીને દયાદિક ગુણે કરી પણ સકામ નિર્જરા ન હોય ' એવું લખ્યું છે તે ન ઘટે. જે માટે મેઘકુમારનો જીવ હસ્તિ પ્રમુખને દયાદિક ગુણે સંસાર પાતલો થયો તે મુગ્રેજ કહ્યું છે તે સકામ નિર્જરા વિના કેમ ઘટે ? તથા મોક્ષને અર્થે નિર્જરા તે સકામ નિર્જરા કહી છે. ૩૬

' कविला इत्थंपिइहयंपि—એ વચન મરીચિની અપેક્ષાએ ઉત્સૂત્ર નહિં અને કપિલની અપેક્ષાએ ઉત્સૂત્ર, તે માટે ઉત્સૂત્ર મિશ્ર કહીએ ' એવું લખ્યું છે તે ન ઘટે જે માટે એમ કહેતાં સિદ્ધાંત વચન પણ સમ્યગ્દૃષ્ટિ મિથ્યા દૃષ્ટિની અપેક્ષાએ ઉત્સૂત્ર મિશ્ર થઇ જાય, તથા શ્રુતિ ભાવ ભાષા મિશ્ર હોયજ નહિ એવું દશ વૈકાલિકની નિર્યુક્તિમાં કહ્યું છે. ૩૭

